# ડૉ. બાબાસાહેબ આંબેડકર

## સંપૂર્ણ અક્ષરદેહ

### ગ્રંથ-૪

### ડૉ. આંબેડકર સાયમન કમિશન સાથે




ડૉ. આંબેડકર સાયમન કમિશન સાથે ગ્રંથ-૪

# ડૉ. બાબાસાહેબ આંબેડકર

## સંપૂર્ણ અક્ષરદેહ ગ્રંથ : ૪

## ડૉ. આંબેડકર સાયમન કમિશન સાથે

પ્રકાશક :
ડૉ. આંબેડકર ફાઉન્ડેશન, કલ્યાણ મંત્રાલય
ન્યુ દિલ્હી અને
રમતગમત, યુવા અને સાંસ્કૃતિક પ્રવૃત્તિ વિભાગ
ગુજરાત રાજ્ય : ગાંધીનગર
૧૯૯૭




# ડૉ. બાબાસાહેબ આંબેડકર

એમ.એ.પી.એચ.ડી. (કોલંબિયા) ડી.એસસી. (લંડન)
એલએલ.ડી. (કોલંબિયા) ડી.લીટ્. (ઓસ્માનિયા) બાર.એટ.લૉ. (લંડન)

આવિર્ભાવ : ૧૪ એપ્રીલ, ૧૮૯૧ પરિનિર્વાણ : ૬ ડીસેમ્બર, ૧૯૫૬

જે વ્યક્તિનાં પ્રેમ અને ઘૃણા પ્રબળ નથી તે વ્યક્તિએ એવી આશા પણ ન રાખવી જોઈએ કે તેના સંતાનો પર કોઈ પ્રભાવ મૂકી જશે અને તે એવી સહાયતા પ્રદાન કરશે કે જે મહાન સિધ્ધાંતો અને સંઘર્ષ વિનાના લક્ષ્યો માટે ઉચિત હોય. હું અન્યાય, અત્યાચાર, આડંબર અને અનર્થને ઘૃણા કરું છું વળી મારી ઘૃણા એવા લોકો પ્રત્યે છે કે જે લોકો આ દુર્ગુણોને અપનાવે છે. હું મારા આલોચકોને બતાવવા માંગુ છું કે હું મારા આ ભાવોને મારા વાસ્તવિક બળ અને શક્તિ માનું છું અને તે કેવળ પવિત્ર પ્રેમની અભિવ્યક્તિ છે, જે હું એ લક્ષ્યો અને ઉદ્દેશ્યો માટે પ્રગટ કરું છું જેના પ્રતિ મારો અતૂટ વિશ્વાસ છે.

— ડૉ. ભીમરાવ આંબેડકર

**પ્રથમ આવૃત્તિ :** ઓકટોબર ૧૯૯૩

**પ્રત :** ૪,૦૦૦ સામાન્ય સંસ્કરણ
૧,૦૦૦ ડીલક્ષ સંસ્કરણ

**મૂલ્ય:** રૂ. ૨૫/- (સામાન્ય સંસ્કરણ)
રૂ. ૮૫/- (ડીલક્ષ સંસ્કરણ)

**પ્રકાશક :**
ડૉ. આંબેડકર ફાઉન્ડેશન
કલ્યાણ મંત્રાલય, ન્યુ દિલ્હી અને
રમતગમત, યુવા અને સાંસ્કૃતિક પ્રવૃત્તિ વિભાગ,
ગુજરાત સરકાર, ગાંધીનગર.

**વેચાણ કેન્દ્રો :**
૧. સરકારી પુસ્તક ભંડાર, ભદ્ર, અમદાવાદ.
૨. સરકારી પુસ્તક ભંડાર, કોઠી કચેરી, વડોદરા.
૩. સરકારી પુસ્તક ભંડાર, રેસ કોર્સ પાસે, એરોડ્રોમ રોડ, રાજકોટ.
૪. સરકારી પુસ્તક ભંડાર, બહુમાળી ભવન પાસે, એનેક્ષી-જી-૧, ભાવનગર.
૫. ડૉ. આંબેડકર ફાઉન્ડેશન, ૨૫, અશોક રોડ, સંચાર ભવન સામે,
ન્યુ દિલ્હી-૧૧૦ ૦૦૧.

**મુદ્રક :**
નિયામકશ્રી સરકારી છાપકામ અને લેખન સામગ્રી વિભાગ,
ગાંધીનગર માટે એવ પ્રિન્ટર્સ, અમદાવાદ દ્વારા મુદ્રિત.

## સલાહકાર

માનનીય શ્રી

૧. શ્રી બલવંતસિંહ રામુવાલીયા
કલ્યાણ મંત્રી, ભારત સરકાર.

૨. શ્રી શંકરસિંહ વાઘેલા
મુખ્યમંત્રી, ગુજરાત રાજય.

૩. શ્રી બાબુભાઈ મેઘજી શાહ
નાણામંત્રી, ગુજરાત રાજય.

૪. શ્રી કાંતીલાલ સોલંકી
સમાજ કલ્યાણમંત્રી, ગુજરાત રાજય.

૫. શ્રી કે. કે. બખ્શી (આઈ.એ.એસ.)
સચિવ, કલ્યાણ મંત્રાલય.

૬. શ્રી ડી. કે. મનાવલન
અધિક સચિવ, કલ્યાણ મંત્રાલય.

૭. એચ. આર. ભીમાશંકર (આઈ.આર.એસ.)
નિયામક, ડૉ. આંબેડકર ફાઉન્ડેશન.

૮. વસંત મુન પ્રધાન સંપાદક (અંગ્રેજી)

૯. સ્વતંત્ર સેખોં
સચિવ, રમતગમત, યુવા અને
સાંસ્કૃતિક પ્રવૃત્તિ વિભાગ.

૧૦. શ્રી જગન્નાથ પ્રસાદ
સંપાદક (હિંદી)

૧૧. એમ. કે. પરમાર
મુખ્ય સંપાદક.

**સંકલન (મૂળ અંગ્રેજી)**

શ્રી વસંત મૂન

**અનુવાદક અને પરામર્શક :**

ડૉ. રવિન્દ્ર ઠાકોર

હિંમતસિંહ વાઘેલા

એ. એસ. ખાન

એ. ડબલ્યુ. મીર

ડૉ. રમેશચંદ્ર પરમાર

ડૉ. પી. જી. જ્યોતિકર

ડૉ. ચંદ્રકાંત મહેતા

શ્રી નિરંજન ત્રિપાઠી

રતિલાલ સાં. નાયક

**મુખ્ય સંપાદક અને સંકલન**

**એમ. કે. પરમાર**

એમ.એ.એમ.ફીલ




## સંદેશ

ભારત રત્ન ડૉ. બાબાસાહેબ આંબેડકર વર્તમાન યુગનાં મહામાનવ હતા. નવભારતના નવનિર્માણમાં તેઓ પાયાની ઈંટ હતા. સામાજિક, આર્થિક રીતે શોષિત વંચિત કરોડો નરનારીઓને આત્મ વિશ્લેષણની પ્રેરણા પ્રદાન કરી, તેમના અધિકારો માટે એકસૂત્રે બંધાઈ જવા આહ્‌વાન કર્યું હતું. ભારતનું બંધારણ રચીને તેમણે સામાજિક ન્યાય, સ્વતંત્રતા, અખંડિતતા, બંધુત્વ અને દેશના નિર્માણની કેડી કંડારી હતી.

બાબાસાહેબ ઉચ્ચકોટિનાં માનવતાવાદી, સમાજશાસ્ત્રી, ક્રાંતિદષ્ટા, દાર્શનિક, રાજનીતિજ્ઞ તેમજ તે વખતના અગ્રણી અર્થશાસ્ત્રી પણ હતા. અમેરિકા તેમજ યુરોપની વિશ્વવિદ્યાલયોમાં તેમનું મોટાભાગનું ઉચ્ચશિક્ષણ અર્થશાસ્ત્રનાં વિદ્વાન સંશોધકના રૂપમાં હતું. તેમના અર્થશાસ્ત્રના વિષયો પરનાં શોધ નિબંધ, પુસ્તકો, લેખો વિગેરે આર્થિક ક્રાંતિના પાયાનાં પથ્થર સમાન હોય, તેને વર્તમાન આર્થિક નીતિઓના પરિપ્રેક્ષમાં જોવા જોઈએ, જેથી કરીને તે આર્થિકક્રાંતિની પગદંડી બની રહે.

આજે અમે, અને અમારી સરકાર બાબાસાહેબના ઉચ્ચ આદર્શોનું અનુસરણ કરવા કૃત સંકલ્પ છીએ.

ડૉ. આંબેડકર ફાઉન્ડેશન તેમના સંપૂર્ણ વાઙમયને હિન્દી ગુજરાતી તેમજ અન્ય ભારતીય ભાષાઓમાં પ્રકાશિત કરી રહ્યું છે. જેનું સમગ્ર ભારત અને વિશ્વમાં સ્વાગત થયું છે.

આ શૃંખલાના અનુસંધાનમાં ગુજરાતી ભાષામાં **ગ્રંથ ૪ "ડૉ. આંબેડકર સાયમન કમિશન સાથે"** સુજ્ઞ વાંચકોને સમર્પિત કરતાં મને આનંદ થાય છે. હું આ કાર્યમાં જોડાયેલા સર્વ કોઈ મહાનુભાવોનું અભિવાદન કરૂ છું.

લી.

**બલવંતસિંહ રામુવાલિયા**

કલ્યાણમંત્રી, ભારત સરકાર.

# આવકાર

માનવીય ગૌરવને અને માનવ અધિકારોને અખંડિત રાખવા ડૉ. આંબેડકર જીવનભર ઝઝુમ્યા અને શોષણ તથા અન્યાય સામે પ્રતિકારનું ખમીર પ્રગટાવ્યું. સ્વતંત્ર ભારતના બંધારણના ઘડવૈયા તરીકે મૂળભૂત અધિકારોના પ્રખર હિમાયતી આ રાષ્ટ્રનેતાની જન્મશતાબ્દીની યથાર્થ ઉજવણી માટે ગુજરાત સરકારે પણ "ડૉ. બાબાસાહેબ આંબેડકર જન્મશતાબ્દી ઉજવણી સમિતિ, ગુજરાત રાજય"ની રચના કરીને વિવિધ કાર્યક્રમોનું સફળ આયોજન કર્યું હતું.

આ સમિતિના ઉપક્રમે ભારત સરકારના કલ્યાણ મંત્રાલયે કરેલા નિર્ણય અનુસાર, મહારાષ્ટ્ર સરકારે ડૉ. બાબાસાહેબના પ્રવચનો અને લેખો ઉપર આધારીત અંગ્રેજીમાં પ્રસિધ્ધ કરેલા ચૌદ ગ્રંથો ગુજરાતીમાં અનુવાદ કરીને તેની પુસ્તકશ્રેણી પ્રસિધ્ધ કરવાની કામગીરી હાથ ધરવામાં આવી છે અને તેના ચોથા પુસ્તક તરીકે **"ડૉ. બાબાસાહેબ આંબેડકર સાયમન કમિશન સાથે : ગ્રંથ-૪"** ગુજરાતના નાગરિકોને સમર્પિત કરું છું. મને શ્રધ્ધા છે કે ડૉ. આંબેડકરના જીવન અને કાર્યોમાંથી સંદેશો મેળવવામાં આ પ્રકાશન ઉપયોગી બની રહેશે.

**શંકરસિંહ વાઘેલા**
મુખ્યમંત્રી, ગુજરાત રાજય

ડૉ. બાબાસાહેબ આંબેડકર જન્મ શતાબ્દી ઉજવણી સમિતિ તરફથી ડૉ. બાબાસાહેબ આંબેડકરના સંપૂર્ણ વાઙમયનું ગુજરાતી ભાષાંતર કરી છપાવવાના અનુસંધાનમાં ગ્રંથ-૪નું પ્રકાશન કરતાં સમિતિના અધ્યક્ષ તરીકે આનંદની લાગણી અનુભવું છું.

બંધારણના ઘડવૈયા અને સામાજિક ન્યાયના પ્રણેતા ડૉ. બાબાસાહેબ આંબેડકરે સાયમન કમિશન સાથે ભારતીય લોકશાહીની જે કલ્પના કરી હતી, તે પુસ્તક રૂપે પ્રગટ કરી આપના કરકમળોમાં મુકતાં મને આનંદ થાય છે.

વિદ્વાન અનુવાદકો અને પરામર્શકો તથા સંપાદકોએ આ પુસ્તક પ્રગટ કરવા જે જહેમત ઉઠાવી છે તે સરાહનીય છે.

**બાબુભાઈ મેઘજી શાહ**
મંત્રી, નાણા અને સાંસ્કૃતિક પ્રવૃત્તિ
ગુજરાત રાજય.

## આવકાર

ડૉ. બાબાસાહેબ ભીમરાવ આંબેડકરના લખાણો તથા ભાષણો ભારતીય સામાજિક ચિંતનના ઇતિહાસ અને વિકાસના યાદગાર દસ્તાવેજો છે. મહારાષ્ટ્ર સરકારે તેમનાં સંપૂર્ણ વાઙ્મયને અંગ્રેજી ભાષામાં જુદા જુદા ખંડોમાં પ્રકાશિત કર્યું છે. જેનો હિંદી તથા અન્ય ભારતીય ભાષાઓમાં અનુવાદ થઇ રહેલ છે.

સમગ્ર રાષ્ટ્ર જયારે આઝાદીની સુવર્ણજયંતી ઉજવી રહ્યું છે એવા શુભ ટાણે વિશ્વની સૌથી મોટી લોકશાહીના બંધારણના ઘડવૈયા, એક સ્વતંત્ર નિર્ભીક વિચારક, વિદ્વાન અને મહાન વિભૂતિ એવા મહામાનવ ડૉ. બાબાસાહેબ આંબેડકરના "લખાણો અને ભાષણો"નો ગુજરાતી અનુવાદ ગ્રંથ-૪ પ્રગટ કરવાનો અને ગુજરાતી પ્રજાના કરકમળમાં મૂકવાનો સફળ પ્રયાસ ગુજરાત સરકાર રચિત ડૉ. આંબેડકર જન્મશતાબ્દિ મહોત્સવ સમિતિએ કરેલ છે. જેને હું હૃદયપૂર્વક આવકારું છું. અનુવાદ કાર્ય સાથે સંકળાયેલ સંપાદક મંડળના સહુ સભ્યો કે જેઓના અથાક પ્રયત્નોથી ગ્રંથ-૪ પ્રગટ થઇ રહેલ છે. તેઓને પણ આ તબક્કે ધન્યવાદ પાઠવું છું.

મને પૂર્ણ શ્રધ્ધા છે કે આ જ પ્રકારે અન્ય ગ્રંથો ડૉ. આંબેડકર જન્મશતાબ્દિ મહોત્સવ સમિતિ દ્વારા સમયાંતરે પ્રગટ થશે, જે આવતીકાલની પેઢીને પથદર્શક નીવડશે.

જય ભીમ,

**કાંતિલાલ સોલંકી**
મંત્રી, સમાજ કલ્યાણ અને કુટીર ઉદ્યોગો

## પ્રકાશકીય

ડૉ. બાબાસાહેબ આંબેડકરના સંપૂર્ણ વાઙ્મયના હિંદી, ગુજરાતી તેમજ અન્ય ભારતીય ભાષાઓમાં પ્રકાશિત થયેલ ગ્રંથોનું સુજ્ઞ વાંચકોએ ભારે સ્વાગત કર્યું છે. તે આનંદની વાત છે.

આ શૃંખલામાં ગુજરાતી ભાષામાં **ગ્રંથ-૪ "ડૉ. આંબેડકર સાયમન કમિશન સાથે"** વિદ્વાન વાંચકોને સમર્પિત કરતા સુખદ લાગણી અનુભવું છું.

અંતમાં સંપાદક મંડળ, વિદ્વાન અનુવાદકો, પરામર્શકો તથા રમતગમત યુવા અને સાંસ્કૃતિક વિભાગનાં સચિવશ્રી સ્વતંત્ર શેંખો, સંયુક્ત સચિવ શ્રી મીનાબેન ભટ્ટ તેમજ શ્રી એન. એચ. ચૌધરી, શ્રી પી. આર. પટેલ અને શ્રી રમેશ વાણીયાની સેવાઓને યાદ કરવી રહી.

અમને પૂર્ણ વિશ્વાસ છે કે **ગ્રંથ-૪ "ડૉ. આંબેડકર સાયમન કમિશન સાથે"**નું પૂર્વવત સ્વાગત થશે જ.

લી.

**એચ. આર. ભીમાશંકર**
નિયામક
ડૉ. આંબેડકર ફાઉન્ડેશન

## બે બોલ

ભારતરત્ન ડૉ. બાબાસાહેબ આંબેડકર સામાજિક નવજાગરણના અગ્રદૂત હતા. તેમણે તેમનું સમગ્ર જીવન સદીઓથી દલિત શોષિત માનવીયોનાં આર્થિક, સામાજિક તેમજ શૈક્ષણિક ઉત્થાન માટે સમર્પિત કર્યું હતું. સમાજમાં પ્રવર્તતિ રૂઢિગત માન્યતાઓ અને વિષમતાઓને સમૂળી નષ્ટ કરવા તેમજ સામાજિક ન્યાય અને દલિતોનાં અધિકારોને સુનિશ્ચિત કરવા તેમણે આજીવન સંઘર્ષ કર્યો હતો.

બાબાસાહેબના સામાજિક નવચેતના અને નવા આર્થિક માળખાના સ્વપ્નને સાકાર કરવા ભારત સરકારે ડૉ. આંબેડકર ફાઉન્ડેશનની સ્થાપના કરી છે. ફાઉન્ડેશનની નીચેની યોજનાઓ અને ગતિવિધિઓને કાર્યાન્વિત કરવા અમે કૃત સંકલ્પ છીએ.

૧. ડૉ. આંબેડકર રાષ્ટ્રિય પુસ્તકાલય
૨. ડૉ. આંબેડકર રાષ્ટ્રિય પુરસ્કાર
૩. ડૉ. આંબેડકર વિદેશી શિષ્યવૃત્તિ
૪. ડૉ. આંબેડકર રિસર્ચ સંસ્થાની સ્થાપના
૫. ડૉ. આંબેડકરના સંપૂર્ણ વાંઙમયનું ભારતીય ભાષાઓમાં પ્રકાશન.
૬. હિંદી અને અંગ્રેજી ભાષામાં ત્રિમાસિક "ડૉ. આંબેડકર ફાઉન્ડેશન પત્રિકા"નું પ્રકાશન.
૭. ડૉ. આંબેડકર આંતરરાષ્ટ્રિય પુરસ્કાર
૮. ડૉ. આંબેડકર રાષ્ટ્રિય સ્મારક ૨૬, અલીપુર રોડ, નવી દિલ્હી.

અમે ફાઉન્ડેશન વતી માનનીય શ્રી બલવંતસિંહ રામુવાલીયા કલ્યાણમંત્રી તેમજ શ્રી કે. કે. બખ્શી સચિવ કલ્યાણ મંત્રાલય ભારત સરકાર પ્રતિ આભાર વ્યક્ત કરીએ છીએ; કે જેમનાં દ્વારા સમય સમય પર અમૂલ્ય સલાહસૂચન માર્ગદર્શન અને પ્રેરણા મળતી રહે છે.

ગુજરાતી ભાષામાં **ગ્રંથ-૪ "ડૉ. આંબેડકર સાયમન કમિશન સાથે"**નાં સફળ પ્રકાશનથી ફાઉન્ડેશન આનંદમાં સહભાગી બને છે અને તેનાં સમન્વયકાર તેમજ પ્રધાન સંપાદક શ્રી એમ. કે. પરમાર તથા અન્ય અનુવાદકો અને પરામર્શકો સન્માનનાં પાત્ર છે.

અમને આનંદ છે કે ડૉ. બાબાસાહેબ આંબેડકર સંપૂર્ણ વાઙ્મય પરિયોજનાના અંતર્ગત ફાઉન્ડેશન દ્વારા પ્રકાશિત થયેલ ગ્રંથોનું સર્વત્ર સ્વાગત થયેલ છે. જેનાથી અમને પ્રોત્સાહન અને બળ મળ્યું છે.

લી.

**ડી. કે. મનાવલન**

અધિક સચિવ, કલ્યાણ મંત્રાલય

## સંપાદકીય......

મહારાષ્ટ્ર સરકારે પ્રકાશિત કરેલ ડૉ. બાબાસાહેબ આંબેડકરના સંપૂર્ણ વાઙ્મયનું રાષ્ટ્રની બધી જ ભાષાઓમાં ભાષાંતર કરવાની એક યોજના ભારત સરકારના કલ્યાણ મંત્રાલયે અમલમાં મુકેલ છે.

આ યોજનાના અંતર્ગત ગુજરાત સરકારે તા. ૧૪-૪-૯૭ના રોજ ત્રણ ગ્રંથો પ્રકાશિત કરેલ છે. વાંચકોની સુવિધાને ધ્યાનમાં લઈ મૂળ અંગ્રેજી ગ્રંથ ૨ જાને ત્રણ ખંડોમાં વિભાજિત કરવામાં આવેલ છે. આ ત્રણ ગ્રંથોના વિષય છે.

ગ્રંથ ૩ ડૉ. આંબેડકર મુંબઈ વિધાનપરિષદમાં

ગ્રંથ ૪ ડૉ. આંબેડકર સાયમન કમિશન સાથે અને

ગ્રંથ ૫ ડૉ. આંબેડકર ગોળમેજી પરિષદમાં

તેમાનો **"ગ્રંથ : ૪ ડૉ. આંબેડકર સાયમન કમિશન સાથે" પ્રકાશિત કરતા આનંદ થાય છે.** આ ગ્રંથમાં ડૉ. બાબાસાહેબ આંબેડકરે બંધારણ, પ્રાંતિક સ્વાયત્તતા, પ્રાંતિક કારોબારી, લખનૌ કરાર, પ્રાંતિક વિધાનમંડળની સત્તાઓ, દલિતોમાં શિક્ષણની પરિસ્થિતિ તેમજ લોથિયન સમિતિ સમક્ષ મર્યાદિત મતાધિકારના બદલે પુખ્ત મતાધિકાર વગેરે વિષયોનું વિશ્લેષણ કર્યું છે.

અનુવાદનું કામ ખૂબ જ મુશ્કેલ હોય છે અને તેનું સંપાદન, પુનરીક્ષણ, પરિશ્રમ માંગી લે છે. તેથી આ મુશ્કેલ કાર્ય કોઈ એક વ્યક્તિનું નહીં પરંતુ વ્યક્તિ સમૂહનું છે. વિદ્વાન અનુવાદકો, પરામર્શકો તથા સંપાદકોના પરિશ્રમથી જ આ ગ્રંથો તૈયાર થઈ રહ્યા છે.

ડૉ. આંબેડકર ફાઉન્ડેશન કલ્યાણ મંત્રાલયના મંત્રી શ્રી બલવંતસિંહ રામુવાલીયા, સચિવ શ્રી કે. કે. બખ્શી, અધિક સચિવ શ્રી ડી. કે. મનાવલન, તત્કાલીન સંયુક્ત સચિવ શ્રી ગંગાદાસ, ડૉ. આંબેડકર ફાઉન્ડેશનના નિયામક શ્રી ભીમાશંકર અને શ્રી જે. એન. પ્રસાદના માર્ગદર્શનથી ગ્રંથોનું કાર્ય સરળ બન્યું છે. તેમજ ડૉ. રમેશચંદ્ર પરમાર અને ડૉ. પી. જી. જ્યોતિકરની સેવાઓ યાદ કરવી જ રહી.

ડૉ. બાબાસાહેબ આંબેડકરના ઐતિહાસિક અપ્રાપ્ય ફોટાઓ શ્રી ભાઈલાલ ગોહેલે પૂરા પાડી ગ્રંથોમાં ઓપ આપ્યો છે.

પ્રજ્ઞાશીલ વાંચકોને વિનંતી કરવાની કે આ અનુવાદને સાહિત્યિક કૃતિ નહીં પરંતુ માહિતી અને જ્ઞાનના સીધાસાદા રૂપાંતરની જેમ સ્વીકારશે તો જ બાબાસાહેબના વાઙ્મયને આત્મસાત કરી શકાશે.

લિ.

**એમ. કે. પરમાર**

મુખ્ય સંપાદક

## અનુક્રમણિકા



## ડૉ. આંબેડકર સાયમન કમીશનની સાથે

### (ક) મુંબઈ ઇલાકાના બંધારણમાં ફેરફાર કરવા માટેનાં વિચારો-સૂચનોને રિપોર્ટ

# મુંબઈ સરકારના ઇલાકાની રચના અંગે અહેવાલ

## પ્રસ્તાવના

મને અફસોસ છે કે સમિતિ પરના મારા સાથીઓએ તૈયાર કરેલા અહેવાલના તાત્પર્ય અંગે હું સંમત થઈ શકતો નથી અથવા આપણી તપાસના કાર્યક્ષેત્રની અંદર આવતી બાબતો અંગેના વધુ મહત્ત્વના નિર્ણયો સ્વીકારી શકતો નથી. તેથી મેં મારાં પોતાનાં મંતવ્યો અને ભલામણો સમાવતો આ અલગ અહેવાલ રજૂ કર્યો છે. મારા અહેવાલનું કદ મારા સાથીઓના અહેવાલના કદ કરતાં વધી ગયું છે. તેના કદની મર્યાદા અંગે ઉપસ્થિત થયેલા પ્રશ્નોના ઔપચારિક જવાબો સિવાય બીજું કશું વધારે મારા અહેવાલમાં નહિ સમાવવાને કારણે કદાચ એવું શક્ય બન્યું હોત. પરંતુ મને લાગ્યું કે એક એવો પ્રશ્ન હતો જેનો જવાબ, તે જવાબ જેના પર આધારિત હતો તે સિદ્ધાંતોના સામાન્ય કંઈક સ્પષ્ટીકરણ વગર પણ આપી શકાયો હોત અથવા અહેવાલ પણ યોગ્ય રીતે સમજાઈ શક્યો ન હોત. તેથી મેં સંક્ષિપ્તતા અંગેની તમામ વિચારણાઓને બાજુએ મૂકી દીધી છે જેના કારણે હું એવી ટીકાનો ભોગ બન્યો હોત કે અહેવાલમાંની ભલામણોનું પૂરતા પ્રમાણનાં કારણો દ્વારા સમર્થન કરવામાં આવ્યું નથી અને અહેવાલનું કદ જેટલું મોટું થયું છે તેટલું મોટું થવા દીધું છે.

# વિભાગ-૧
# પ્રાંતોના ક્ષેત્રફળની પુનઃવહેંચણી

૧. મુંબઈ ઈલાકાનું ક્ષેત્રફળ જે ૧,૨૨૩,૫૪૧ ચોરસ માઈલ કરતાંય વધુ છે તેને ચાર અલગ ભાષાકીય વિભાગોમાં વિભાજીત કરી શકાય. (૧) મહારાષ્ટ્ર, (૨) ગુજરાત, (૩) કર્ણાટક અને (૪) સિંધ. આ વિભાગોના લોકો લાંબા સમયથી એક વહીવટ હેઠળ રહેતા આવ્યા છે. ગુજરાત, મહારાષ્ટ્ર અને કર્ણાટક છેલ્લાં ૧૧૦ વર્ષથી મુંબઈ ઈલાકાના ભાગ રહ્યા છે, જયારે સિંધ ૮૫ વર્ષ પહેલાં ઈલાકા સાથે જોડાયું હતું. આ સમવાયતંત્રમાંથી કર્ણાટક અને સિંધ હવે માગણી કરી રહ્યાં છે કે તેમને ઈલાકામાંથી અલગ કરવામાં આવે. અલગ થવાની તરફેણમાં કરાતી દલીલમાં જણાવવામાં આવ્યું છે કે આ ઈલાકો એક કુદરતી એકમ તરીકેનું પ્રતિનિધિત્વ કરતો નથી. જાતિ કે ભાષાની એકતાની કસોટી પર તે ખરો ઊતરતો નથી એટલું જ નહિ પણ ખરેખર તેની રચના સંવાદી જૂથોના ઈરાદાપૂર્વકના ટુકડા દ્વારા અને તેમને બીજાં વિસંવાદી જૂથોમાં ભેળવી દઈને કરવામાં આવી છે. એમ કહેવાય છે કે આ એક અનિષ્ટ છે. કારણ કે એવો આગ્રહ રખાય છે કે ટુકડાના કારણે તેમની એક અલગ સંસ્કૃતિને ગૂંગળામણ થાય છે, જયારે તેમને બીજાં વધુ મોટાં જૂથો સાથે ભેળવી દેવાથી તેઓ રાજકીય દ્રષ્ટિએ લાચાર બની જાય છે.

૨. કર્ણાટકની બાબતમાં બેશક આ દલીલમાં કંઈક વજૂદ છે, કે કર્ણાટકને જુદા જુદા નાના ભાગોમાં છૂટું પાડવામાં આવ્યું છે જેમને વહીવટી હેતુઓ માટે બિન-કર્ણાટક વિસ્તારો સાથે જોડી દેવામાં આવ્યા છે અને તે દ્વારા વિચ્છેદ થયો છે એ સાચું છે. તેમજ એ વાતની પણ ના પાડી શકાય એમ નથી કે મુંબઈ ઈલાકા સાથે જોડાયેલા ભાગને રાજકીય દ્રષ્ટિએ સહન કરવાનું થયું છે કારણ કે મુંબઈ વિધાન પરિષદમાં તેનું ઓછું પ્રતિનિધિત્વ હતું. આ તમામ બાબત હોવા છતાં, કર્ણાટકને મુંબઈ ઈલાકામાંથી

અલગ કરવાનો હું વિરોધી છું. 'એક ભાષા એક પ્રાંત'નો સિદ્ધાંત અમલમાં મૂકવા માટે ઘણો વિશાળ છે. જો આ સિદ્ધાંતને તેના તાર્કિક નિર્ણય અનુસાર અમલમાં મૂકવામાં આવે તો અલગ પાડવામાં આવશે તેવા પ્રાંતોની સંખ્યા જોતાં મારા અભિપ્રાય મુજબ તે અવ્યવહારુ બની જશે. તેમજ, "જયાં ભાષા તેના ભૂતકાળ અને ભવિષ્યકાળ સહિત એક અલગ સંસ્કારી ભાષા છે" અને "જયાં ભાષા અંગેની તીવ્ર સભાનતા હોય એવા કેસો પૂરતો તેને મર્યાદિત બનાવીને પણ તે વ્યવહારુ થઈ શકે તેમ નથી. માત્ર એવા સાદા કારણસર કે દરેક ભાષા જેને ભૂતકાળ છે તેને જો તક આપવામાં આવે તો ભવિષ્યકાળ પણ હશે અને લોકોના દરેક ભાષાકીય જૂથને સરકારની સત્તાઓ આપવામાં આવે તો તે ભાષાકીય જાગૃતતા પ્રાપ્ત કરશે. મને ખબર છે કે આના કારણે કર્ણાટકની સંસ્કૃતિનો ભોગ લેવાશે. તેમ છતાં મને એની ખાતરી નથી કે તે હાલની વ્યવસ્થા ચાલુ રાખવાનું એક અનિવાર્ય પરિણામ હશે. પરંતુ, જો એ પરિણામ હશે તો પણ, મને નથી લાગતું કે એ એક અફસોસની બાબત હોય, કારણ કે હું એવા મતનો છું આજની સૌથી મહત્ત્વની જરૂરિયાત આમજનતાના લોકોમાં સમાન રાષ્ટ્રીયતાની ભાવના જાગૃત કરવાની છે અને એ ભાવના એવી નહિ કે તેઓ પ્રથમ ભારતીયો છે અને હિંદુઓ, મુસ્લિમો કે સિંધીઓ અને કન્નડ છે પરંતુ એવી ભાવના જાગૃત કરવાની છે કે તેઓ પહેલાંય ભારતીયો છે. જો એવો આદર્શ રાખવામાં આવે તો તેમાંથી એવું ફલિત થાય છે કે એવું કોઈ પણ કામ કરવું જોઈએ નહિ કે જેથી કરીને સ્થાનિક દેશદાઝ અને જૂથબંધીની સભાનતા કટ્ટર થઈ જાય. ઈલાકાના હાલના વિસંવાદી સ્વરૂપની એક બાબત તેની તરફેણમાં ગણી શકાય એવી એ છે કે તેનાથી બહુભાષી લોકો માટે સમાન પ્રસંગોમાં ભાગ લેવાની તક મળે છે જેનાથી આ અલગતાની લાગણીને મોટા પ્રમાણમાં ખાળી શકાય છે. મને લાગે છે કે જે વ્યવસ્થાનું પરિણામ આવું હોય તો તેના લાભ ખાતર પણ તેને ટકાવી રાખવી જોઈએ. તેથી હું અલગતા માટેની કર્ણાટકની માગણીનો વિરોધી છું.

૩. મારા સાથીઓએ પહેલી નજરે અલગ થવા માટેની કર્ણાટકની માગણીને કાઢી નાખી છે તે એવા કારણસર કે એનું સમર્થન કરવા માટે પરિષદ સમક્ષ કોઈ સાથી હાજર થયો નહિ. હું અને મારા સાથીઓ તે અંગેની અમારી ભલામણ અંગે સંમત છીએ એ હકીકતની દ્રષ્ટિએ મને તેનો અફસોસ નથી. પરંતુ મારે માટે એ આશ્ચર્યની બાબત છે કે મારા સાથીઓ સિંધની બાબતમાં જુદા નિર્ણય લઈને આવ્યા. કારણ કે

હું માનું છું કે કર્ણાટક સાથે સરખાવતાં સિંધનો કોઈ કેસ જ નથી. મુંબઈ ઇલાકામાં સિંધનો સમાવેશ થવાથી સિંધે સારા પ્રમાણમાં લાભ મેળવ્યો છે એ હકીકત અંગે બે મત હોઈ ન શકે. લાંબા અંતરે રાખીને તેને અલગ કરી નાખવાથી સિંધ, કુટુંબનું ગૌણ સભ્ય બનવાને બદલે તેને સૌથી વધુ માનભરી શરતોએ જોડાયેલા પડોશીનું ઉપલું સ્થાન આપવામાં આવ્યું છે. જેઓ ગવર્નર પછીના સ્થાને આવે છે તેવા કમિશનર દ્વારા સિંધના કામકાજનો વહીવટ ચલાવવામાં આવે છે તેટલા પૂરતું એવું કહી શકાય કે સિંધે તેના સ્વાતંત્ર્યનો દરજ્જો જાળવી રાખ્યો છે. તેને તેના પ્રાચીન અને રૂઢિગત કાયદાસંગ્રહ જાળવી રાખવાની છૂટ અપાઈ છે. ખુદ ઇલાકા માટે પસાર કરાતા કોઈ પણ નવા કાયદા તેને ભાગ્યે જ લાગુ પાડવામાં આવે છે સિવાય કે તેવા કાયદાને તેના લાભ માટે ખાસ પ્રકારે ઉપકારક હોય. તેની ટ્રિબ્યુનલો ઇલાકાની ટ્રિબ્યુનલોથી તદ્દન સ્વતંત્ર છે. તેની જાહેર સેવા ખરેખર ઇલાકાની જાહેર સેવાથી અલગ છે અને તેમાં તેના પોતાના માણસો લેવામાં આવે છે. ઇલાકા સાથે તે જોડાયેલું છે, તેથી એમ કહી શકાય નહિ કે તેનાથી તેની નાણાકીય સ્થિતિ કથળી ગઈ હોય. ઊલટું, તેની પોતાની હેસિયતની બહાર ગણાય તેવી ઝડપે તે ઇલાકાના વિશાળ ખભા પર સવાર થઈ શક્યું છે. તેનો સમાવેશ થવાના કારણે જ તે આ ઇલાકાનાં મબલખ નાણાકીય સાધનોમાંથી આટલા મોટા પ્રમાણમાં ઉપાડ કરી શક્યું છે. એમ પણ કહી શકાય નહિ કે સિંધને જેટલું મળવું જોઈએ તેટલાં ઉચિત વિચારણા અને લક્ષ્ય સરકાર તરફથી તેને મળી શક્યું નથી. ખરેખર તો સુધારા દાખલ કરવામાં આવ્યાં ત્યારથી જ સિંધે પોતાના મહત્ત્વ માટે પ્રમાણ બહાર ગણાય તેવી વગ મુંબઈ સરકાર પર વાપરી છે. આ હકીકતો છે તે જોતાં એ સમજવું અઘરું છે કે જ્યારે સિંધને સમાવિષ્ટ કરાય તેનાથી થતા ગેરફાયદા વગર અલગ રહેવાથી આટલા બધા ફાયદા થતા હોય તો અલગ થવાથી તેને વધુ શું મળવાનું છે.

૪. એ પણ સ્પષ્ટ છે કે સિંધની તમામ કોમો આ માગણી કરવામાં જોડાઈ નથી. કમિશનની સંયુક્ત પરિષદ અને સમિતિ સમક્ષ રજૂ થયેલા પુરાવા પરથી સિંધના મુસ્લિમો અને હિંદુઓ વચ્ચે તીવ્ર તિરાડ ઊભી થઈ હોવાનું બહાર આવ્યું હતું. મુસ્લિમો અલગતાની તરફેણ કરતા હતા અને હિંદુઓનો વ્યૂહ તેના વિરોધમાં ગોઠવાયો હતો. આ પ્રશ્ન અંગે સિંધના જાહેર અભિપ્રાયનો ઇતિહાસ તપાસતાં મને જણાય છે કે સિંધના રાજકીય માનસ ધરાવતા લોકોએ એકજૂથ થઈને સિંધના રાજકીય માનસથી

ધરાવતાં લોકોએ એક જૂથ થઈને સિંધના દરજ્જાનો આ પ્રશ્ન માત્ર ૧૯૧૭માં જ ઉઠાવ્યો હતો. ઓગષ્ટ, ૧૯૧૭ની જાહેરાત પછી, સુધારાની આગામી યોજનામાં સિંધનું સ્થાન વિચારવા માટે સિંધીઓએ નવેમ્બર, ૧૯૧૭માં એક ખાસ પરિષદ યોજી હતી. સિંધના આગળ પડતા નાગરિક માનનીય શ્રી જી. એમ. ભુરગ્રી સ્વાગત સમિતિના અધ્યક્ષ હતા જ્યારે પરિષદના પ્રમુખ એક હિંદુ સજ્જન હતા શ્રી. હિરચંદરાય વિશિનદાસ પરિષદ સમક્ષ ચાર વિકલ્પો હતા, એટલે કે : (૧) સિંધની એક અલગ પ્રાંત તરીકે રચના, (૨) સિંધ અને બલુચિસ્તાનની એક પ્રાંત તરીકે રચના, (૩) સિંધને પંજાબ સાથે ભેળવી દેવું અને (૪) સિંધને મુંબઈની સાથે રાખવું. એ નોંધપાત્ર છે કે આ ખાસ પરિષદે, સિંધને અલગ પ્રાંત બનાવવાની દરખાસ્ત સહિત આ ચાર વિકલ્પોમાંથી ત્રણ વિકલ્પો ફગાવી દીધા. પરિષદે અલગ પ્રાંતની દરખાસ્ત નામંજૂર કરી એટલું જ નહિ પણ હિંદુઓ અને મુસ્લિમો દ્વારા સમર્થિત એવો ઠરાવ કર્યો કે સિંધ અને ઈલાકા વચ્ચેના સમન્વયને વધુ ગાઢ બનાવવો અને સિંધના કમિશનરનો હોદ્દો ઘટાડીને ઈલાકાના વિભાગીય કમિશનર જેટલો બનાવવો. હિંદુઓ અને મુસ્લિમોના બનેલા પ્રતિનિધિમંડળે સેક્રેટરી ઑફ સ્ટેટ મી. મોન્ટેગ્યુ અને વાઈસરોય લોર્ડ રીડિંગને મળીને તેની જાહેરાતમાં એવું ભારપૂર્વક જણાવ્યું કે સિંધ અલગ પ્રાંત થવા માંગતું નથી. ત્યાર પછીની ૧૯૧૮, ૧૯૧૯ અને ૧૯૨૦માં મળેલી પરિષદની બેઠકોમાં બંને કોમોના સભ્યોએ સર્વાનુમતે આ પ્રશ્ન પરત્વે એ જ રવૈયો અપનાવ્યો હતો. ૧૯૨૦થી આ પ્રશ્ન અંગે પરિષદ, અસહકારના આંદોલનમાં વ્યસ્ત થઈ ગઈ હોવાથી વિચારણા કરી નથી. આ સર્વે પરથી સ્પષ્ટ થાય છે કે મુસ્લિમોએ જ તેમનો મોરચો બદલ્યો છે અને તે લોકો જ એક સંમત દ્રષ્ટિબિંદુથી જુદા પડયા છે, અને તેમની માગણી સંયુક્ત માગણી ન રહેતાં એક વિભાગીય માગણી બની ગઇ છે જેનો ઉદ્‌ભવ માત્ર મુસ્લિમ કોમમાંથી થયો છે.

૫. આવી વિભાગીય માગણી તરફ સહાનુભૂતિ દર્શાવાય તે પહેલાં આપણને એટલો સંતોષ થવો જોઈએ કે જે હેતુ માટે અલગતા માગવામાં આવે છે તે એક યોગ્ય હેતુ છે. હવે જોકે મુસ્લિમ પ્રતિનિધિમંડળે આ માગણી આગળ ધરી અને હિંદુ પ્રતિનિધિમંડળે તેનો વિરોધ કર્યો તેમ છતાં બંને કોમોએ માગણીના સાચા ઉદ્દેશને અને તેની પરિપૂર્ણતા પ્રત્યેના સાચા વાંધાને છતો નહિ કરવાનો તેમનો શ્રેષ્ઠ પ્રયાસ કર્યો. તેની સાથોસાથ જેઓ વાસ્તવિકતા જાણતા હતા તેવા તમામ લોકોને એવું લાગ્યું

જે હશે કે દલીલ કરતા તમામ વર્ગોએ તેમનાં પત્તાં ટેબલ પર ફેંકયાં ન હતાં. પરંતુ આ હેતુને સ્પષ્ટ કરવો જોઈએ જેથી કરીને તેને અંગે તેના ગુણદોષના આધારે વિચારણા કરી શકાય અને મારી માહિતીના આધારે તેમ કરવાનો હું શ્રેષ્ઠ પ્રયાસ કરું છું. તા.૨૦મી માર્ચ, ૧૯૨૭ના રોજ મુસ્લિમ કોમના પ્રતિષ્ઠિત સભ્યોએ હિંદુઓ અને મુસ્લિમો વચ્ચે હાર્દિક સુમેળની શરતો તરીકે "દિલ્હી મુસ્લિમ દરખાસ્તો" રજૂ કરી હતી. આ દરખાસ્તો અનુસાર એવી માંગણી કરવામાં આવી હતી કે (૧) સિંધને અલગ પ્રાંત બનાવવો જોઈએ, (૨) વાયવ્ય સરહદના પ્રાંતને બીજા પ્રાંતોની જેમ સમાન ધોરણે ગણવો અને (૩) પંજાબમાં અને બંગાળમાં મુસ્લિમ પ્રતિનિધિત્વનું પ્રમાણ તેઓની વસ્તી અનુસાર હોવું જોઈએ. ઉપરની દરખાસ્તો પર કેવળ, દ્રષ્ટિત કરવાથી એવું જણાઈ આવશે કે આ યોજનાનો હેતુ, હાલની વ્યવસ્થામાંથી શક્ય તેટલા મુસ્લિમ વધુમતી ધરાવતા વધુ પ્રાંતોની અલગ રચના કરી દેવી. હાલમાં પંજાબ અને બંગાળ એ બે એવા પ્રાંતો છે જયાં ફક્ત મુસ્લિમ બહુમતી છે. આ દરખાસ્તોથી એવી માગણી કરવી કે એ પ્રાંતોમાં પ્રતિનિધિત્વ વસ્તીના પ્રમાણમાં હોવું જોઈએ, તો એનો અર્થ એ થયો કે મુસ્લિમોની કોમી વધુમતીને એક રાજકીય બહુમતી બનાવવી જેથી કરીને એ પ્રાંતોમાં મુસ્લિમ સરકાર ચોક્કસ વસ્તુ બની જાય. બલુચિસ્તાનમાં અને વાયવ્ય સરહદના પ્રાંતમાં અત્યંત ભારે મુસ્લિમ બહુમતી છે. પરંતુ તેઓ હજી સુધી જવાબદાર સરકારની મર્યાદાની બહાર છે, પરિણામે મુસ્લિમ બહુમતી એક શાસક બહુમતી નથી. દરખાસ્તોનો ઉદ્દેશ આ વિસંગતિને સુધારવાનો છે જેથી તેઓ મુસ્લિમ બહુમતી ધરાવતા ચાર પ્રાંતો બનાવી શકે અને મુસ્લિમ સરકાર રચવાની તક નિશ્ચિત બનાવી શકે. સિંધ કે જે મુખ્યત્વે મુસ્લિમ સંખ્યા ધરાવે છે તેની એક અલગ પ્રાંત તરીકે રચના કરવાની માગણીથી યોજના દ્વારા વિચારાયેલા મુસ્લિમ પ્રાંતોની યાદીમાં પાંચમો વધારો થશે. હવે, આ મુસ્લિમ પ્રાંતોની રચના પાછળ કયો હેતુ છે ?

ખુદ મુસ્લિમોની નજરમાં કોમી મતદારમંડળોનો જ હેતુ છે. કારણ કે યોજનાના ઘડવૈયાઓનું કહેવું છે કે તેઓ કોમી મતદારમંડળો છોડી દેવા તૈયાર છે અને તમામ પ્રાંતિક વિધાનમંડળોમાં અને કેન્દ્રીય વિધાનમંડળમાં સંયુક્ત મતદારમંડળો અંગે સંમત છે પરંતુ શરત એટલી કે મુસ્લિમ પ્રાંતોની તેમની દરખાસ્ત અંગે સંમત થવામાં આવે. તર્કશાસ્ત્રીય સમાનતાથી જોઈએ તો એવું ફલિત થાય છે કે મુસ્લિમ પ્રાંતોને અલગ રચવાનો ઉદ્દેશ મુસ્લિમ લઘુમતિઓને રક્ષણ આપવાનો છે, કારણ કે કોમી

મતદારમંડળોનો તે જ ઉદ્દેશ હતો. ઉપરછલ્લી દ્રષ્ટિએ યોજના પરથી એવું નથી જણાતું કે મુસ્લિમ પ્રાંતોની રચના કરવાથી, જે પ્રાંતોમાં હિંદુ બહુમતી છે તે પ્રાંતોમાં હિંદુ બહુમતી સામે મુસ્લિમ લઘુમતીનું રક્ષણ કઈ રીતે થઈ શકવાનું છે. ખરેખર તો આ યોજના પરથી એવું જણાય છે કે કોમી મતદારમંડળો તરફથી મુસ્લિમ લઘુમતીઓને જે રક્ષણ મળે છે અથવા મળી રહ્યું હોવાનું માનવામાં આવે છે તે રક્ષણ દૂર કરીને મુસ્લિમ લઘુમતીઓની સ્થિતિ નબળી થઈ જશે. પરંતુ જો આપણે તેમાં ઊંડા ઊતરીને તપાસ કરીએ તો આપણે જોઈ શકીશું કે યોજના એની સપાટી પર જણાય છે તેટલી નિર્દોષ નથી તેમ જ નિષ્ફળ પણ નથી. યોજનાના મૂળમાં જોઈએ તો મુસ્લિમ લઘુમતીઓના રક્ષણ માટેની તે એક ચાલાક યુક્તિ છે. કારણ કે જો હિંદુ બહુમતી હિંદુ પ્રાંતોમાં મુસ્લિમ લઘુમતી પર જુલમ ગુજારે તો યોજનામાં એવા ઉપાયની જોગવાઈ છે કે જે દ્વારા મુસ્લિમ બહુમતીઓને પાંચ મુસ્લિમ પ્રાંતોમાં હિંદુ લઘુમતીઓ પર ત્રાસ ગુજારવામાં છૂટો દોર મળી જાય. વિસ્ફોટ સામે વિસ્ફોટ કરીને; ભય સામે ભય ઊભો કરીને અને આખરે ત્રાસ સામે ત્રાસ વર્તાવીને રક્ષણની આ પધ્ધતિ છે. સમગ્ર યોજના પાછળનો હેતુ આ છે અને તેની પાછળ સિંધની અલગતા માટેની માગણી પણ છે. આ મુદ્દા અંગે કશોય સંદેહ રહેતો હોય તો હું નહેરુ સમિતિના અહેવાલ પ્રત્યે લક્ષ દોરીને તે દૂર કરવા માગું છું. આ અહેવાલમાં જણાવવામાં આવ્યું છે કે : "અમે કબૂલ કરીએ છીએ કે સિંધને અલગ કરવા માટેની મુસ્લિમ માગણી બહુ સુખદ રીતે રજૂ કરવામાં આવી ન હતી. તેનો આધાર કોમવાદ પર હતો અને જેની સાથે તેને કશીય લેવાદેવા ન હતી તેવી અમુક બીજી બાબતો પ્રત્યે તેમાં અપ્રસ્તુત રીતની એક વ્યૂહાત્મક ચાલ હતી. અલગતાનાં સાચાં કારણો છતાં કરવામાં નહેરુ સમિતિને જેનાથી સંકોચ થયો હતો તે એવા સંજોગો હતા જેમાંથી એવું અનુમાન બંધાય છે કે સમિતિ જાણતી હતી કે તે હેતુ પ્રશંસનીય નહીં પણ કંઈક બીજો જ હોવો જોઈએ. પણ જો આપણે તે અંગે સંમતિ આપવાની હોય તો તેનાં સૌથી ખરાબ પરિણામોને જાણી લેવાં બહેતર થશે. તેથી હું પડદો ચીરી નાખીશ અને મૌલાના અબ્દુલ કલામ આઝાદ પા . ભલે તેમ કરતા. કલકત્તા ખાતેની મુસ્લિમ લીગની તાજેતરની બેઠકને સંબોધતાં પ્રવ નમાં-જે પ્રવચનને તેની સચોટતા અને સ્પષ્ટતા માટે વખાણવું જોઈએ-તેમણે કહ્યું હતું કે,"લખનૌ- કરારથી તેઓએ પોતાનાં હિત વેચી માર્યાં હતાં. ગયા માર્ચની દિલ્હી દરખાસ્તોના કારણે, ભારતમાંના મુસ્લિમોના સાચા અધિકારોની ઓળખ માટે પ્રથમવાર

દ્વાર ખુલ્લાં થયાં હતાં. ૧૯૧૭ના કરારથી મળતાં અલગ મતદારમંડળોના કારણે માત્ર મુસ્લિમ પ્રતિનિધિત્વની જ ખાતરી મળી હતી, પરંતુ કોમની હસ્તી માટે જે મહત્ત્વનું હતું તે તો તેની સંખ્યાલક્ષી તાકાતની પહેચાન હતી. ભારતના ભવિષ્યમાં એક યોગ્ય હિસ્સાની તેમને બાંયધરી મળી રહે તેવી કામકાજની પરિસ્થિતિનું નિર્માણ કરવા માટે દિલ્હીએ માર્ગ મોકળો કરી આપ્યો હતો. બંગાળમાંની અને પંજાબમાંની તેઓની હાલની નાની બહુમતી તો માત્ર વસ્તીગણતરીના જ આંકડા હતા પરંતુ દિલ્હી દરખાસ્તોના કારણે તેઓને પહેલી જ વાર પાંચ પ્રાંતો મળ્યા જેમાંથી ત્રણ પ્રાંતો (સિંધ, વાયવ્ય સરહદ અને બલુચિસ્તાન) માં વાસ્તવિક ભારે બહુમતી હતી. જો મુસ્લિમો આ મહાન કદમને પિછાણી નહીં લે તો તેઓ જીવવા માટે લાયક નહીં ગણાય (પ્રશંસા). હવે પાંચ મુસ્લિમ પ્રાંતો સામે નવ હિંદુ પ્રાંતો રહેશે અને હિંદુઓ નવ પ્રાંતોમાં જેવો વહેવાર રાખશે તેવો જ વહેવાર મુસ્લિમો હિંદુઓ સામે આ પાંચ પ્રાંતોમાં રાખશે. શું આ એક મહાન ફાયદો નથી ? શું મુસ્લિમ અધિકારોના પ્રતિપાદાન માટે મળેલું આ એક નવું હથિયાર નથી ? (હિંદુસ્તાન ટાઈમ્સ, તા. ૩જી જાન્યુઆરી, ૧૯૨૮). સાદા અંગ્રેજીના સરળ અર્થની ગેરસમજ કરવામાં રસ નહીં ધરાવતી કોઈ પણ વ્યક્તિ, સિંધની અલગતા માટેની માગણીનો વાસ્તવિક હેતુ સમજવામાં ભૂલ કરી શકે નહીં. એ દેખીતું છે કે વાસ્તવિક હેતુને સિંધની નિયતિ સાથે બહુ ઓછી લેવાદેવા છે. મુસ્લિમ લઘુમતીઓના રક્ષણ માટે તૈયાર કરેલી યોજનાનો એ તો એક ભાગ જ છે અને એ એવા સિધ્ધાંત પર આધારિત છે કે શાંતિ રાખવાનો શ્રેષ્ઠ માર્ગ યુધ્ધ માટે તૈયાર રહેવું એ છે.

૬. માગણીનો સાચો હેતુ જાણ્યા પછી પ્રશ્ન એ છે કે શું તે પ્રત્યે સહાનુભૂતિ બતાવવી જોઈએ ? મારી વાત કરું તો હું તેની તરફ સહાનુભૂતિ બતાવી શકું નહિ અને હું એમ પણ કહેવાની હિંમત કરું છું કે જેના હૈયે સારા વહીવટનું હિત વસ્યું છે તેવી કોઈ પણ વ્યક્તિ તે અંગે સંમતિ નહીં આપે. નહેરુ સમિતિએ કર્યું છે તેમ બેશક એમ કહેવામાં આવશે કે નહેરુ સમિતિએ અલગતાની તરફેણમાં પોતાનો મત વ્યક્ત કર્યો છે કે, " તેને રજૂ કરવાની રીત એવી નથી કે તેનાથી દરખાસ્તના ગુણદોષ નબળા પડી જાય." હું આ સ્થિતિમાં અપવાદ જોઉં છું. હું એવું માનું છું કે એ રીતમાં ઈરાદો છતો થાય છે અને તે ઈરાદો એક નાની બાબત હોવા છતાં પરિસ્થિતિને પલટાવી નાખે તેટલું પૂરતું મહત્ત્વ ધરાવે છે. કારણ કે એ વાતની ના પાડી શકાય એમ નથી

કે જે મુખ્ય બળથી સંસ્થાને ગતિ મળે છે અને જેનાથી તેની દિશા પણ નક્કી થાય છે તે બળ, જેના કારણે સંસ્થા અસ્તિત્વમાં આવી હોય એ ઈરાદાની આસપાસ આંટા મારે છે. આ યોજનાની પાછળ રહેલો ઈરાદો બેશક એક ભયાનક ઈરાદો છે, જેમાં વેરની વસૂલાત દ્વારા અને મુસ્લિમ પ્રાંતોમાં નિર્દોષ લઘુમતી હિંદુને અને હિંદુ પ્રાંતોમાં નિર્દોષ લઘુમતી મુસ્લિમને, બીજા પ્રાંતોમાં તેઓના સાથી ધર્મવાદીઓનાં પાપને કારણે શિક્ષા કરવાની તક આપીને ન્યાય અને શાંતિ જાળવી રાખવાનું લક્ષ છે. એવી પધ્દતિ સ્વયંતિરસ્કૃત બની જાય છે જેમાં લઘુમતીઓને તેમના પોતાના પ્રાંતોમાં દુશ્મનો તરીકે ગણવામાં આવતા હોય અને નાગરિકો તરીકે ગણવામાં આવતા ન હોય. જેઓના અધિકારોને જપ્ત કરવામાં આવતા હોય અને તે પણ તેમની કોઈ ખરાબ વર્તણૂકને કારણે નહીં પરંતુ અન્યત્ર તેમનાં ભાંડુઓએ કરેલી ખરાબ વર્તણૂક બદલના સુધારાત્મક ગલાં તરીકે હોય. અને કોણ એવું કરી શકે કે આવી જપ્તીમાં પરિણમતી ફરિયાદ હંમેશાં વાજબી અને વજૂદવાળી હશે ? ઘણીવાર એવું બને છે કે ફરિયાદ એવી હોય કે જેનાથી વ્યક્તિ કેવળ નારાજ થઈ જાય જેથી કરીને, લઘુમતી વિરુધ્ધના કોઈ પણ મોટા કે નજીવા કૃત્યને પ્રાંતો વચ્ચેના યુધ્ધ માટેના કારણની ગરજ સારે તેવું બનાવી દેવાતું હોય. આવી યોજનાનાં પરિણામો સ્વસ્થતાથી વિચારીએ તો બહુ ભયાનક હોય છે. હિંદુઓને હિંદુ પ્રાંતમાંના મુસ્લિમો પર જુલમ ગુજારવાની એવી જ તક મળશે એનાથી યોજનાના સ્વરૂપમાં કશો સારો ફેરફાર નથી થતો કારણ કે ખુદ યોજનામાં જ વિસંવાદ અને વિચ્છેદનાં બી પડેલાં છે. યોજના એટલી આઘાતજનક છે કે જો મુસ્લિમોમાં તેના વગર સુરક્ષાની લાગણી જન્મી ન શકે તો મારા પૂરતું હું એવું પસંદ કરીશ કે મુસ્લિમોને તેના વગર ચાલી શકે એમ છે એવી તેઓને ખાતરી કરાવાય નહિ ત્યાં સુધી સ્વરાજ મુલતવી રાખવામાં આવે. નહેરુ સમિતિની દલીલ એવી છે કે "ઈતિહાસમાં એક પછી એક બનેલા પ્રસંગોની લાંબી ઘટમાળ, ભારતની વસ્તી આજે છે તે પ્રમાણેના તેના વિભાજન માટે જવાબદાર છે" અને કોમી પ્રાંતોની રચના કરવામાં "આપણે કેવળ હકીકતો જેમ હોય તેમ તેમને ઓળખવાની છે." બેશક આ સાચું છે. પરંતુ મુદ્દો એ રહે છે કે શું આપણે આવા સ્વીકૃત રીતે કોમી પ્રાંતોની રચના એવા સમયે કરવી જોઈએ કે જયારે કોમી લાગણીની ભરતી ઉછાળા મારતી વહી રહી હોય અને રાષ્ટ્રીય ભાવના તેની સૌથી નીચી ઓટમાં મંદગતિએ દોડી રહી હોય ! આવા પ્રાંતોની રચના કરવાનોય એક સમય આવશે કે જયારે હિંદુઓ અને મુસ્લિમો તેઓની કોમી

સભાનતામાંથી બહાર નીકળી ગયા હોય અને તેઓને એમ લાગવા માંડયું હોય કે તેઓ પહેલાંય ભારતીયો છે અને છેલ્લેય ભારતીયો જ છે. ગમે તેમ પણ આ પ્રશ્નને એવા સમય સુધી થોભાવી દેવો જોઈએ કે જયોરે બંનેને એવું લાગવા માંડે કે - તેઓ પહેલાં ભારતીયો છે અને ત્યાર પછી હિંદુઓ અને મુસ્લિમો છે. આ કારણોસર હું, સિંધની અલગતાના પ્રશ્ન પ્રત્યે મારા સાથીઓએ બતાવેલી સહાનુભૂતિથી અલિપ્ત રહું છું.

૭. એ જોઈ શકાશે કે હું, સિંધને ઈલાકાથી અલગ કરવાથી નાણાકીય મુશ્કેલીઓ કેવી સર્જાશે એ વિશે કંઈ કહેતો નથી. એનું કારણ એ નથી કે હું મુશ્કેલીઓને મહત્ત્વ આપતો નથી. હું એને મહત્ત્વ આપું છું પરંતુ મારું મંતવ્ય એ છે કે એ મુશ્કેલીઓ જ કંઈ નિર્ણાયક બની શકે નહિ, અને મેં જો તેમનો ઉલ્લેખ કર્યો ન હોય તો તેનું કારણ એ છે કે હું એવું માનું છું કે સિંધની અલગતા પ્રત્યે મેં જે વાંધા ઉઠાવ્યા છે તે વાંધા, નાણાકીય વાંધાને સંતોષવામાં આવશે કે પાછા ખેંચી લેવામાં આવશે તેમ છતાં પણ ટકી રહેશે.

● ● ●

# પ્રકરણ ૧
# દ્વિમુખી વિરુધ્ધ એકીકૃત સરકાર

૮. મારા સાથીઓએ ભલામણ કરી છે કે કાયદો અને વ્યવસ્થાના વિષયને, નવું શાસન અમલમાં આવે ત્યાર પછી પાંચ વર્ષ માટે અનામત વિષય તરીકે ચાલુ રાખવો જોઈએ. પરિષદ પોતાનું કાર્ય કરવા સ્થિર થઈ શકે તેવી તેને તક અપાય ત્યાં સુધી રાહ જોવાની ટૂંકી મુદત સિવાય બીજું કશુંય જો મારા સાથીઓની ભલામણોમાં હોત તો તેમનાથી અલગ થવાની મેં ચિંતા કરી ન હોત. પરંતુ સદ્‌ભાગ્યે તેઓની ભલામણમાં આનાથી કશુંક વિશેષ રહેલું છે અને તેની સાથે એક પરંતુક પણ છે કે "તે મુદત પછી, ઉપલા ગૃહની અને ગવર્નરની સંમતીથી એ વિધાન પરિષદના નિર્ણય પર છોડવું જોઈએ કે વિષયને તબદીલ કરવો જોઈએ." હું આ ભલામણ સાથે સંમત થઈ શકતો નથી કારણ કે એનો અર્થ એ થાય છે કે દ્વિમુખી શાસનની પધ્ધતિ અનિશ્ચિત મુદત સુધી ચાલુ રાખવી. આવી ભલામણનું સમર્થન કરી શકાય નહિ સિવાય એવા અનુમાનના આધાર પર કે દ્વિમુખી શાસન પધ્ધતિ એ સરકારની વ્યવહારુ પધ્ધતિ છે અને ભૂતકાળમાં એનો અમલ સફળતાપૂર્વક કરવામાં આવ્યો છે તેથી તેનો અમલ ભવિષ્યમાં પણ કરી શકાશે એવી અપેક્ષા રાખી શકાય. મારા અભિપ્રાય મુજબ આવું અનુમાન તદ્દન અસ્વીકાર્ય છે.

૯. સરકારના એક સ્વરૂપ તરીકે દ્વિમુખી શાસન પધ્ધતિના અસંતોષકારક અમલ માટે જવાબદાર હોવાના ઘણા મુદ્દા બતાવવામાં આવ્યાં છે. એ સાચું છે કે સરકારની તબદીલ બાજુને સલામતીઓ તરીકે દાખલ કરાયેલા અમુક અંકુશોને કારણે અવરોધ નડયા હતા. મંત્રીઓના નિયંત્રણ હેઠળ તબદીલ કરાયેલા તમામ વિષયો લોકોની સુખાકારીને લગતા હતા અને તે કાયદો અને વ્યવસ્થાને લગતા વિષયો કરતાં ભિન્ન હતા. ખરેખર વિષયોને તબદીલ કરવામાં આવ્યા હતા તેનું મુખ્ય કારણ એ હતું કે

તે વિષયો તે સ્વરૂપના હતા. તેથી, એક નીતિની બાબત તરીકે, ઈલાકાનાં નાણાકીય સાધનો મંત્રીના હાથમાં રહેવાં જોઈતાં હતાં. કારણ કે એ દેખીતું છે કે કોઈ પણ નીતિને એવી તક નથી મળતી કે તે ફળદાયી બને, સિવાય કે નાણાંવિભાગ તે માટેના જરૂરી સાધનો શોધી કાઢે. નાણાવિભાગ પાસેથી આવી અપેક્ષા માત્ર ત્યારે જ રાખી શકાય કે જયારે તે સરકારની મંત્રીમંડળને લગતી બાજુની માલિકીનો હોય. પરંતુ તે ન હતો. કલમ ૪૫એ(૩)માં, અધિનિયમ હેઠળના નિયમો દ્વારા નાણાવિભાગની રચના માટેની અને તે વિભાગનાં કાર્યોના વિનિયમન માટેની જોગવાઈ કરવામાં આવી હતી. રચના કરવામાં આવ્યા પ્રમાણેનો વિભાગ, તબદીલ વિભાગ પણ નથી કે અનામત વિભાગ પણ નથી પરંતુ સરકારની બંને બાજુઓ માટે સમાન વિભાગ હતો. તેમ છતાં સત્તાસોંપણી નિયમોના નિયમ ૩૬(૧)માં જણાવવામાં આવ્યું હતું કે નાણાવિભાગનું નિયંત્રણ કારોબારી પરિષદના એક સભ્ય દ્વારા કરાવું જોઈએ તેમ છતાં તે વિભાગને ખરેખર અનામત વિભાગમાં ફેરવી નાખવામાં આવ્યો હતો. વિધાનમંડળને જવાબદાર નહીં એવા કારોબારી કાઉન્સિલરના હાથમાં મૂકવામાં આવ્યો હોવાથી એ સાવ સહજ છે કે તે વિભાગ અનામત બાજુએ હોવો જોઈએ અને વિભાગના વડાને ઓછેવત્તે અંશે મંત્રીઓને ગેરફાયદો થાય એ રીતે અનામત વિભાગોની કામગીરી સોંપવી જોઈએ. તબદીલ વિષયોની બાબતમાં ગવર્નરને સોંપાયેલી સ્થિતિ એ એક બીજું પરિબળ હતું જે સરકારની તબદીલ બાજુને હાનિકારક રીતે કામ કરી રહ્યું હતું. કલમ ૫૨(૩) હેઠળ એવું જણાવવામાં આવ્યું હતું કે તબદીલ વિષયોના સંબંધમાં ગવર્નરે તેમના મંત્રીઓની સલાહનું માર્ગદર્શન મેળવવું જોઈએ, સિવાય કે ગવર્નરને મંત્રીઓના અભિપ્રાયથી અસંમત થવા માટેનું પૂરતું કારણ હોય. પરંતુ સામાન્ય ફરિયાદ એવી રહી છે કે ગવર્નરો મૂળભૂત મતભેદના અપવાદરૂપ પ્રસંગોમાં તેમની ડખલગીરી ઘટાડવાને બદલે એવો હકદાવો કરતા હતા. કાયદાની બાબતમાં મંત્રીઓ કેવળ ગવર્નરોના સલાહકારો જ હતા અને જો ગવર્નરોને તેમ કરવું યોગ્ય લાગે તો તેઓ મંત્રીઓની સલાહ ફેંકી દેવા માટે મુક્ત હતા. આવા વિકૃત અર્થઘટનના કારણે મંત્રીઓની સ્થિતિ કારોબારી કાઉન્સિલરોની સ્થિતિ કરતાં બદતર થઈ ગઈ. કારણ કે, સામાન્ય કેસોમાં કારોબારી કાઉન્સિલરોની ઉપરવટ જઈ શકાતું નહીં, સિવાય કે બહુમતી મત દ્વારા હોય. જયારે કલમ ૫૨ (૩)ના ગવર્નરોએ કરેલા અર્થઘટન હેઠળ મંત્રીઓ ગવર્નરની દયા પર હોય અને કારોબારી કાઉન્સિલરો દ્વારા ભોગવાતા રક્ષણ વગરના હોય એમ થઈ ગયું. બીજી પણ એક એવી બાબત હતી કે જે મંત્રીઓ સામે ગવર્નરોની સત્તા હડપ કરી જવામાં

મદદરૂપ બની ગઈ અને જેનાથી મંત્રીઓની પ્રવૃત્તિ પાંગળી બની ગઈ. ગવર્નરને આપવામાં આવેલા સૂચના-ખત દ્વારા ગવર્નરને ઈલાકામાં નોકરીમાં રખાયેલા તમામ સભ્યોના હિતસંબંધોને તેઓના કાર્યનો કાયદેસર અમલ કરવામાં અને તેઓના તમામ માન્ય કરેલા અધિકારો અને વિશેષાધિકારોનો ઉપભોગ કરવામાં સલામતી આપવાની સત્તા આપવામાં આવી. સેવાઓના હિતસંબંધોની સલામતીના પ્રશ્ન પૂરતી જ ફક્ત આ ફરજ મર્યાદિત રાખવામાં આવી હતી. પરંતુ ગવર્નરોએ આ સૂચનાનું વિસ્તૃત અર્થઘટન કર્યું અને એવો આગ્રહ રાખ્યો કે મંત્રીઓના વિભાગમાં નિમણૂકો, પદનિયુક્તિઓ અને બઢતીઓના પ્રશ્ન સહિત સેવાઓને લગતી તમામ બાબતો ગવર્નરોના હવાલા હેઠળ હોવી જોઈએ. મુંબઈમાં ગવર્નરે આ અધિકારનો હકદાવો, કારોબારી કાઉન્સિલરો હેઠળ કામ કરતી સેવાઓની બાબતમાં પણ કર્યો અને ગવર્નરને આ સત્તા છે એવું જાહેર પણ કર્યું; સામાન્ય રૂપે લખાતા "ગવર્નર ઈન કાઉન્સિલ નિયુક્ત કરે છે" એ શબ્દોને "ગવર્નર નિયુક્ત કરે છે" એ શબ્દોમાં ફેરવી નાખવામાં આવ્યા. મંત્રી વિષયક વિભાગના સચિવને અપાયેલા દરજ્જાના કારણે પણ મંત્રીની સત્તાને નબળી પાડવામાં અને ગવર્નરની આપખુદી વધારવામાં મદદ મળી. કારણ કે તમામ કેસોમાં જ્યાં સચિવને મંત્રીઓના નિર્ણયથી મતભેદ પડતો ત્યાં તેને તેના રાજકીય વડાના માથા પર થઈને ગવર્નરને મળવાની અને ગવર્નરના આદેશ દ્વારા મંત્રીનો નિર્ણય ફેરવી નાખવાની છૂટ મળતી હતી.

૧૦. દ્વિમુખી શાસન-પદ્ધતિની સંતોષકારક કામગીરી પર આ બધાની બેશક પ્રતિકૂળ અસર પડતી હતી. પરંતુ જેની હું ચેતવણી આપવા માગું છું તે વારંવાર કરાતા તર્ક સામે છે કે આ પરિબળો ન હોત તો દ્વિમુખી શાસન- પદ્ધતિ સરકારની વ્યવહારુ પદ્ધતિ બની શકી હોત. કારણ કે હું એવો મત ધરાવું છું કે ખુદ દ્વિમુખી શાસન પધ્ધતિ સરકારની એક અવ્યવહારુ પદ્ધતિ છે. સદ્‌ભાગ્યે આ અભિપ્રાય હું એકલો જ ધરાવતો નથી. જેના કેટલાક સભ્યો દ્વિમુખી શાસન પદ્ધતિ ચાલુ રાખવાનું સમર્થન વ્યક્તિગત રીતે કરે છે તે મુંબઈ સરકારે પોતે જ ૧૯૧૯માં તેને એક અવ્યવહારુ પદ્ધતિ કહીને વખોડી કાઢી છે. એણે કહેલા શબ્દો ટાંકવાપાત્ર છે: સરકારનાં રેકર્ડના ઉલ્લેખ પરથી જણાશે કે સરકારના બીજા વિભાગનું કાર્યક્ષેત્ર બનતી વિચારણાને આધારે જેનું કાળજીભર્યું મૂલ્યાંકન કરવું જરૂરી નથી એવા સરકારના વિભાગોના કોઈ પણ વિભાગમાં ચર્ચા અને પતાવટ માટે આવતો મહત્ત્વનો પ્રશ્ન ભાગ્યે જ જોવા મળે

છે. એકંદરે સરકારની પ્રાથમિક ફરજ એ છે કે શાંતિ અને વ્યવસ્થા જાળવી રાખવી, બળવાન સામે નિર્બળને રક્ષણ આપવું અને એ જોવું કે તેની સમક્ષ આવતા તમામ પ્રશ્નોના નિકાલમાં, અસર પામેલા ઘણા જુદા જુદા વર્ગોના પરસ્પર વિરોધી હિતસંબંધો પ્રત્યે ઉચિત લક્ષ્ય આપવામાં આવે. અને આમાંથી એ ફલિત થાય છે કે તબદીલી માટે સૂચવાયેલા કોઈ પણ વિભાગનો હવાલો ધરાવતા મંત્રીએ રજૂ કરેલી લગભગ મહત્ત્વની તમામ દરખાસ્તોમાં અનામત વિભાગોનો હવાલો ધરાવતા સત્તાધિકારીઓનો ઉલ્લેખ કરવામાં આવશે. જો કોઈ હોય તો તેવા થોડાક જ વિષયો એવા છે જે (સરકારના બે હિસ્સાઓનાં કાર્યોની બાબતમાં) પરસ્પર મળી જતા ન હોય. પરિણામે, મંત્રીના હવાલામાંના તબદીલ વિષયની બાબતમાં, અનામત વિષયોના નિયંત્રણ સાથે સંબંધિત સરકારના વિભાગોના ઉલ્લેખ વગર તેનો નિકાલ કરી દઈ શકાશે એ સિદ્ધાંત મહદંશે પાયા વગરનો છે."

**૧૧.** વિષયોના વિભાજનને કારણે ઊભી થતી દ્વૈતાવસ્થા એ પણ એમાં રહેલી એક અંતર્ગત ખામી છે જે દ્વિમુખી શાસન પદ્ધતિને અવ્યવહારુ બનાવી દે છે. વળી બીજી પણ એક બાબત છે. તેના હેઠળ સમાન નીતિ સાથે એક એકીકૃત જૂથ તરીકે કામ કરવાનું કારોબારી માટે શક્ય નથી. આવી એકતા, સમાન આદેશમાંથી ઉપસ્થિત થતી સમાન નિષ્ઠાથી જ મેળવી શકાય છે. જેઓ વિધાનમંડળમાંથી નિયુક્ત થતા હોય છે તેવા મંત્રીઓને તે જૂથ પ્રત્યે વાસ્તવિક ફરજ છે એવું જરૂર લાગવાનું જ અને ખરેખર તો તેઓને શા માટે નિયુક્ત કરવામાં આવે છે એનું કારણ એ જ છે; અને તેઓને આવી ફરજનું ભાન ન હોય તો તેઓના ઈષ્ટ હેતુને તેઓ પાર પાડે નહિ. પરંતુ તેઓને વિધાનમંડળ સાથે જોડતી દરેક કડી જ તેઓને તેઓના સત્તાવાર સાથીઓથી અલગ કરી દેવામાં જ કારગત નીવડે છે અને પરિણામે દ્વિમુખી શાસન પદ્ધતિમાં રહેલી અંતર્ગત દ્વૈતાવસ્થા સપાટી પર આવે છે. એકવાર આ દ્વૈતાવસ્થા, સરકારનાં બે અડધિયાં વચ્ચે ખુદને સ્થાપી દે અને ઘણા પ્રસંગોએ મંત્રીઓએ અને કારોબારી કાઉન્સિલરોએ પ્રવચન દ્વારા પરસ્પર વિરોધ કર્યો છે અને ખુલ્લી પરિષદમાં મત આપવો તેની શક્યતા પુરવાર કરે છે - તો સરકાર જરૂર અશક્ય બની જાય. દ્વિમુખી શાસન પદ્ધતિમાં આ દ્વૈતાવસ્થાને જોડાણ દ્વારા અંકુશમાં રાખવામાં આવે છે. પરંતુ આ જોડાણ, સદંતર જુદા જુદા આદેશોવાળા બે પક્ષો વચ્ચે બળપૂર્વક લાદેલું અને કૃત્રિમ જોડાણ છે અને સહેલાઈથી તેના પરિણામે મડાગાંઠ સર્જાય. મુંબઈ

ઈલાકામાં આવી મડાગાંઠ સર્જાઈ નથી એના કારણે દ્વિમુખી શાસન પધ્ધતિમાંની અંતર્ગત ખામીને નકારી શકાય નહિ. આના પરિણામે ચોખ્ખી રાહત એટલી જ થઈ હતી કે મંત્રીઓએ પોતે કાઉન્સિલરોની શરણાગતિ સ્વીકારી લીધી હતી.

૧૨. આ અંતર્ગત ખામીઓ હોવા છતાં, એવા લોકો છે જેઓ એવો મત ધરાવે છે કે આ ઈલાકામાં દ્વિમુખી શાસન પધ્ધતિનો અમલ સફળતાપૂર્વક કરવામાં આવ્યો છે. એ મંતવ્ય અંગે સંમત માત્ર ત્યારે જ થઈ શકાય કે જો એનો અર્થ એમ થતો હોય કે બંધારણને મોકૂફ રાખવાની કે ગવર્મેન્ટ ઓફ ઈન્ડિયાએ ગવર્નરને આપેલી કટોકટીની સત્તાઓનો અમલ કરવાની ગવર્નરની ફરજ બનતી નથી.આ સાચું છે, પરંતુ પ્રશ્ન એ નથી કે દ્વિમુખી શાસન પધ્ધતિ વ્યવહારુ નીવડે કે કેમ. પ્રશ્ન એ છે કે સરકારના એક જવાબદાર પ્રકાર તરીકે તે વ્યવહારૂ નીવડે કે કેમ, કારણ કે એ વાતની ઉપેક્ષા કરવી જોઈએ નહિ કે ૧૯૧૯માં સ્વીકૃતિ માટે દ્વિમુખી શાસન પધ્ધતિની સાથે હોડમાં ઉતરેલાં સરકારનાં બીજાં ઘણાં વૈકલ્પિક સ્વરૂપો હતાં. બીજાંનો ઉલ્લેખ ન કરીએ તો પણ કોંગ્રેસ લીગ-યોજના હતી અને પ્રાંતોના વડાઓની યોજના હતી. પરંતુ દ્વિમુખી શાસન પધ્ધતિની પસંદગીમાં આ તમામ યોજનાઓનો અસ્વીકાર કરવામાં આવ્યો હતો, કારણ કે તે બધી યોજનાઓ જવાબદાર સરકારની કસોટીઓમાં નિષ્ફળ ગઈ હતી. તેથી, સરકારની દ્વિમુખી શાસન પધ્ધતિના અમલનો કંઈ પણ અંદાજ બાંધવાનો આધાર કેવળ સર્વોચ્ચ વિચારણા પર જ રાખવો જોઈએ. જો આપણે આ હકીકત ધ્યાનમાં રાખીએ અને પછી દ્વિમુખી શાસન પધ્ધતિના અમલનું મૂલ્યાંકન કરવાનો પ્રયાસ કરીએ તો આ પ્રાંતમાં દ્વિમુખી શાસનની પધ્ધતિ નિષ્ફળ ગઈ છે એવો નિર્ણય, વિવાદથી પર રહે છે. જવાબદાર સરકારનો અર્થ એ છે કે કારોબારી, હોદ્દા પર માત્ર ત્યાં સુધી જ રહે છે જ્યાં સુધી તે ગૃહમાં બહુમતી ભોગવતી હોય.મંત્રી વિષય જવાબદારીના સિધ્ધાંતનો એ અર્થ છે. હવે જો આપણે આ કસોટી મુંબઈ પ્રાંતમાં દ્વિમુખી શાસન પધ્ધતિને લાગુ પાડીએ અને તબદીલ વિષયોને લગતા પ્રસ્તાવો પર પરિષદ વિભાજિત થઈ હોય તેવા પ્રસંગો લક્ષમાં લઈએ તો આપણને સૌથી મોટો અનૈતિક તમાશો એ જણાય છે કે મંત્રીઓને ગૃહની અંદર જ હરાવવામાં આવ્યા છે અને તેમ છતાં તેઓ જાણે કશું જ બન્યું ન હોય તેમ હોદ્દા પર ચાલુ રહ્યા છે. આ શોકજનક કહાની નીચેના કોઠામાં કહેવામાં આવી છે :

| વર્ષ | વિભાજન ની કુલ સંખ્યા | સરકાર જેમાં તટસ્થ રહી હોય તેવાં વિભાજનની સંખ્યા | સરકારની હારની સંખ્યા | જો સરકારી બ્લોક દૂર કરવામાં આવે તો સરકારની હારની સંખ્યા | સરકારની સફળતાની સંખ્યા | પડેલી ગાંઠની |
|---|---|---|---|---|---|---|
| ૧૯૨૧ | ૩ | — | ૨ | ૨ | ૧ | — |
| ૧૯૨૨ | ૧૭ | — | ૪ | ૮ | ૯ | — |
| ૧૯૨૩ | ૪ | ૧ | ૧ | ૨ | ૧ | — |
| ૧૯૨૪ | ૧૯ | — | ૧૦ | ૧૪ | ૫ | ૧ |
| ૧૯૨૫ | ૩૦ | ૧ | — | ૧૧ | ૧૮ | — |
| ૧૯૨૬ | ૩ | — | — | ૧ | ૨ | ૧ |
| ૧૯૨૭ | ૨૬ | — | ૩ | ૧૦ | ૧૬ | — |
| ૧૯૨૮ | ૨ | — | ૧ | ૧ | ૧ | — |

આ આંકડા પરથી જણાય છે કે ૧૯૨૧માં ત્રણ વિભાજનોમાંથી મંત્રીઓ ૨ પર હારી ગયા હતા; ૧૯૨૨માં ૧૭માંથી ૮ પર; ૧૯૨૪માં ૧૯માંથી ૧૪ પર; ૧૯૨૫માં ૩૦માંથી ૧૧ પર; ૧૯૨૬માં ૩માંથી ૧ પર; ૧૯૨૭માં ૨૬માંથી ૧૦ પર; ૧૯૨૮માં ૨માંથી ૧ પર. આમ હોવા છતાં આ ઇલાકામાં એવો એક પણ પ્રસંગ બન્યો નથી કે મંત્રીએ રાજીનામું આપી દીધું હોય. આપણી સામેની આ હકીકત જોતાં, એવા કોઈ પણ નિર્ણય કે જેમાં એમ સૂચવાયું હોય કે દ્વિમુખી શાસન પદ્ધતિ સરકારના જવાબદાર સ્વરૂપ તરીકે વ્યવહારુ નીવડી છે તે સાથે સંમત થવું અશક્ય છે.

૧૩. અલબત્ત એવી દલીલ કરવાની છૂટ છે કે મંત્રીઓએ રાજીનામું આપ્યું નહિ એનું કારણ એ છે કે પરિષદનો આશય આવાં વિભાજનોથી એમ દર્શાવવાનો નહોતો કે વિશ્વાસનો અભાવ હતો; નહિતર પોતાની પ્રતિકૂળ નોંધથી જેમની તેણે માનહાનિ કરી હતી તેવા મંત્રીઓને પુરવઠો આપવાની તેણે ના પાડી હોત. મુંબઈ વિધાન પરિષદ

મંત્રીઓ પર પોતાની મરજી અસરકારક રીતે લાદવા માટે અત્યંત અશક્ત હતી એ એટલી બધી સુવિદિત હકીકત છે કે તેનો ઉલ્લેખ જરૂરી નથી. ચંડાળચોકડીએ અને તકસાધુઓમાં તેનું વિભાજન, અને સિધ્ધાંતો કરતાં વ્યક્તિઓને અનુસરવાની તેની નીતિભ્રષ્ટ પધ્ધતિને કારણે તે કારોબારીના હાથનું રમકડું બની ગઈ અને તે એટલી હદ સુધી કે એકંદરે ગૃહ, પસંદગીનાં કાર્યો પરિપૂર્ણ કરવાની જેની પાસેથી અપેક્ષા રાખવામાં આવે તેવા પોતાની સત્તા પ્રત્યે જાગૃત કોઈ પણ લોકપ્રિય ગૃહનાં પસંદગીનાં કાર્યો કરવામાં પણ નિષ્ફળ ગયું. કારોબારી દ્વારા ગમે તેવા પ્રકારના સત્તાધિકાર હેઠળ આવી જતું કોઈ પણ લોકપ્રિય ગૃહ પોતાના કોઈ પણ સભ્યની હોદ્દા માટેની ઉમેદવારીને સાંખી નહિ લે, સિવાય કે તે સભ્ય એમ દર્શાવે કે તેનામાં કંઈક પ્રવચન શક્તિ છે, વિષય અંગે કામગીરી કરવાની કંઈક કુશળતા છે, ઉત્તર આપવાની કંઈક તત્પરતા છે અને એ બધી બાબતો કરતાં વધુ તો તેની પાસે કોઈ એવો ચોક્કસ દૃષ્ટિકોણ છે કે જે સામાજિક અને આર્થિક સુધારણાની તર્કબધ્ધ નીતિનો પાયો બની શકે છે. ઈંગ્લેન્ડમાં પણ, જયાં મંત્રીમંડળનું વર્ચસ્વ બની શકે તેટલું સંપૂર્ણ હોવા છતાંપણ, કોઈ પ્રધાનમંત્રી સરકારની તાબાની કચેરીઓમાં જગ્યાઓ ભરવાની બાબતમાં, હાઉસ ઓફ કોમન્સને સ્વીકાર્ય ન હોય તેવા માણસોને પસંદ નહિ કરે. મુંબઈની વિધાન પરિષદ તો આવું પણ કરી શકતી ન હતી, પરિણામે રાજકીય હોદ્દા માટેની પસંદગી હંમેશાં ઉપલભ્ય શ્રેષ્ઠ માણસને ફાળે ગઈ નહિ. પરંતુ ધારો કે પરિષદનું સંચાલન વધુ સારું છે તેથી તેણે પોતાની મરજી વધુ અસરકારક રીતે કારોબારીના માથે ઠોકી બેસાડી હોત તો તેનું પરિણામ કેવું આવ્યું હોત ? શું તેનાથી દ્વિમુખી શાસન પધ્ધતિનો અમલ સરકારના એક જવાબદાર પ્રકાર તરીકે વ્યવહારુ થઈ શક્યો હોત ખરો? મારો જવાબ ભારપૂર્વક નકારાત્મક છે. કારણ કે કારોબારી સામેની વિધાનમંડળ પક્ષે થતી કોઈ પણ અસરકારક કાર્યવાહીનું કેવળ એક જ પરિણામ આવી શકે, એટલે કે તેના પરિણામે અધિનિયમ હેઠળ ગવર્નરને સોંપાયેલી મોકૂફીની અને પ્રમાણ ની કટોકટીની સત્તાઓનો ગવર્નર દ્વારા ઉપયોગ કરાયો હોત. વિધાનમંડળના પક્ષે કરાયેલી કડક કાર્યવાહીનું આ અનિવાર્ય પરિણામ છે એ, જયાં બંધારણને મોકૂફ રાખવામાં આવ્યું હોય તેવા તમામ પ્રાંતોનો પુરાવો છે. પરંતુ આ બાબતનો સ્વીકાર કરવો એટલે એ બાબતનો સ્વીકાર કરવા જેવું ગણાય કે જે ક્ષણે પરિષદ તેની સત્તાને પૂરેપૂરા પ્રમાણમાં પ્રતિપાદિત કરવાનું શરૂ કરે તે જ ક્ષણે દ્વિમુખી શાસન પધ્ધતિ પડી ભાંગવી જોઈએ. સિવાય કે ગવર્નરની કટોકટીની

સત્તાઓ દ્વારા તેને ટકાવી રાખવામાં આવે. તેથી, એ દેખીતું છે કે બંને કેસોમાં દ્વિમુખી શાસન પદ્ધતિ નિષ્ફળ જાય છે. મુંબઈ ઇલાકામાં છે તે પ્રમાણે તે વિધાનમંડળની નિષ્ક્રિયતા દ્વારા નિષ્ફળ જાય છે. મધ્ય પ્રાંતોમાં છે તેમ વિધાનમંડળની નિષ્ક્રિયતા દ્વારા તે નિષ્ફળ જાય છે. એક કેસમાં વિધાનમંડળની નિર્બળતાના કારણે કારોબારીને બેજવાબદાર થવાની સ્વતંત્રતા મળે છે. બીજા કેસમાં વિધાનમંડળ, કાર્યવાહીના બળ દ્વારા, ગવર્નરને એક બેજવાબદાર કારોબારી તરીકે ચાલુ રહેવાની ફરજ પાડે છે.

૧૪. ઘણા લોકોએ એવું સૂચન કર્યું છે કે જો ગવર્નરે પોતે કલમ ૫૨(૩) ની જોગવાઈઓ અનુસાર અને સંયુક્ત સંસદીય સમિતિની સલાહ મુજબ બંધારણીય વડા તરીકે વર્તવાનું પસંદ કર્યું હોત તો દ્વિમુખી શાસન પદ્ધતિ વધુ સારી રીતે કારગત નીવડી હોત. હું આ મંતવ્યમાં ભાગીદાર થતો નથી. સૌ પ્રથમ તો, ગવર્નર બંધારણીય વડા તરીકે કામગીરી કરવા માટે બંધાયેલા હતા એનું સમર્થન કરતી હકીકતોને પાયો જ નથી. ઘણીવાર એ ભુલાઈ જાય છે કે સરકારની દ્વિમુખી શાસન પદ્ધતિને સરકારના એક જવાબદાર સ્વરૂપ તરીકે પસંદ કરવામાં આવી હતી અને તેનો ગર્ભિત અર્થ એ હતો, મંત્રીઓના સંદર્ભમાં ગવર્નર બંધારણીય વડા રહે. પરંતુ સંયુક્ત અહેવાલમાં એ સ્પષ્ટ જણાવવામાં આવ્યું હતું કે તેમનો હોદ્દો એટલે સુધી ઘટાડવાનો ન હતો. તેમાં સ્પષ્ટપણે જણાવવામાં આવ્યું હતું કે, અમે એવું નથી વિચારતા કે શરૂઆતથી જ ગવર્નરે તેમના મંત્રીઓનો નિર્ણય સ્વીકારવા માટે જેઓ બંધાયેલા છે તેવા તદ્દન બંધારણીય ગવર્નરનો હોદ્દો ધારણ કરવો જોઈએ. અમે, નિયંત્રણની સત્તા તેમની પાસે અનામત રાખીએ છીએ, કારણ કે અમે તેમને સામાન્ય રીતે આ વહીવટ માટે જવાબદાર હોવાનું માનીએ છીએ." તેમજ સંયુક્ત સંસદીય સમિતિએ એવી પણ ભલામણ નથી કરી કે તેમણે બંધારણીય ગવર્નર તરીકે કામગીરી કરવી જોઈએ. સમિતિએ તેના અહેવાલના ફકરા પાંચમાં સ્પષ્ટ જણાવ્યું છે કે ગવર્નર મંત્રીઓને સહાય કરશે અને માર્ગદર્શન આપશે અને ગવર્નર મંત્રીઓની સલાહ સ્વીકારશે અને શક્ય હોય ત્યારે મંત્રીઓની નીતિને ઉત્તેજન આપશે. આના પરથી એવું તો હરગિજ કહી જ ન શકાય કે સમિતિનો ઉદ્દેશ એવો હતો કે ગવર્નરે બંધારણીય વડા તરીકે કાર્ય કરવું. ખરેખર આવો ઈરાદો અધિનિયમની જોગવાઈઓ સાથે અસંગત ગણાત, કારણ કે અધિનિયમ હેઠળ ગવર્નરની સરમુખત્યારી સત્તાઓ સ્પષ્ટપણે અનામત રાખવામાં આવી હતી અને સંયુક્ત અહેવાલમાં કે સંસદીય સમિતિના અહેવાલમાં એવું કશુંય કહેવામાં નથી

આવ્યું કે જેનાથી તેવી સત્તાઓનો ઉપયોગ નિરર્થક બની જાય; તેથી, જો ગવર્નરે પોતાની જાતે શાસન કર્યું હોય અને મંત્રીઓને પોતાની મારફત શાસન કરવા દીધું ન હોય તો તેમાં તેમનો કશો વાંક નથી. પણ માની લઈએ કે ગવર્નરે બંધારણીય વડા તરીકે કાર્યવાહી કરી હોય તો પણ પ્રશ્ન પાછો એ ઉપસ્થિત થાય છે કે તેનાથી શું દ્વિમુખી શાસન પધ્ધતિ સરકારના જવાબદાર સ્વરૂપ તરીકે વ્યવહારુ બની શકી હોત ? આ પ્રશ્નનો પણ મારો જવાબ નકારાત્મક છે કારણ કે જે પરિસ્થિતિ હું જોઉં છું તે પ્રમાણે જો તમે ગવર્નરની સત્તા લઈ લો અને તેમને બંધારણીય વડા બનાવી દો તો તેમ કરીને તમે સરકારની અનામત બાજુના અસ્તિત્વને એટલું ખુલ્લું કરી દો છો કે લોકપ્રિય રીતે ચૂંટાયેલા ગૃહ તરફથી થતા પ્રહારનો તે ભોગ બની જાય છે. ગવર્નરના રક્ષણથી વંચિત એવી અનામત બાજુને આ જોખમમાંથી માત્ર એક જ છૂટકારો છે અને તે એ છે કે પરિષદની ઈચ્છાઓ દ્વારા શાસિત થવા અંગે સંમતિ આપી. બીજા શબ્દોમાં, જો તમે તેઓને સરકારની છલાંગમાંથી દૂર કરો તો તેમને તબદીલ બાજુની જેમ સમાન ધોરણે મૂકવા સિવાય તમારી પાસે બીજો વિકલ્પ નથી. પરંતુ આ તો માત્ર બીજી રીતે એમ કહેવા જેવું થયું ગણાય કે જો ગવર્નરની સ્થિતિ ઘટાડીને બંધારણીય વડાની સ્થિતિની માફક કરવાની ઈચ્છા હોય તો તમારે પ્રથમ દ્વિમુખી શાસન પધ્ધતિનો અંત લાવવો જોઈએ.

૧૫. અત્યાર સુધી મેં એવા મંતવ્યની વિરુધ્ધ દલીલ કરી છે કે દ્વિમુખી શાસન પધ્ધતિ એ એવી પધ્ધતિ નથી કે જેને અમુક બીજા પરિબળો દ્વારા અવ્યવહારુ બનાવવામાં આવી હોય અને તે મંતવ્યના સમર્થનમાં કે તેની અંતર્ગત ખામીઓને કારણે તે અવ્યવહારુ છે તેટલું જ નહિ પણ તે સરકારના જવાબદાર સ્વરૂપ તરીકે કામ કરી શકવા પણ અશક્તિમાન છે. અલબત્ત, દ્વિમુખી શાસન પધ્ધતિમાં સંપૂર્ણ દ્વૈતાવસ્થા છે જેમાં બે અલગ સરકારો કાર્ય કરે છે અને બે અલગ વિધાનમંડળો હોય છે. એકમાં, વિધાનમંડળ કારોબારીના તાબા હેઠળ હોય છે અને બીજામાં કારોબારી વિધાનમંડળના તાબા હેઠળ હોય છે. એ એવી ટીકાથી મુક્ત છે કે જે ઉપર જણાવી છે અને અમલમાં છે તે પ્રમાણે દ્વિમુખી શાસન પધ્ધતિ સહિત દ્વૈતાવસ્થાની પધ્ધતિ છે. પરંતુ દ્વિમુખી શાસન પધ્ધતિ સહિત દ્વૈતાવસ્થાને ૧૯૧૯માં ભારત સરકાર દ્વારા અસ્વીકૃત કરવામાં આવી હતી અને મોર્લીમીન્ટો સુધારા દ્વારા સ્થાપિત સરકારની પધ્ધતિને એ જ વાંધા લાગુ પડે છે અને મોન્ટેગ્યુ ચેમ્સફોર્ડ અહેવાલમાં ભારપૂર્વક વ્યક્ત કદી કરવામાં આવી

નથી. આ તબક્કે આવી પદ્ધતિ ભારતમાંના રાજકીય જીવનની ઉત્ક્રાંતિમાં ફરી લાવવી એ વિચારી શકાય એમ નથી અને તેથી હું આવી પદ્ધતિનો શક્ય આશ્રય લેવા અંગે કંઈ પણ કહેવામાંથી પાછો પડું છું. બાકી રહેતો એક વિકલ્પ માત્ર એ જ છે કે દ્વિમુખી શાસન પદ્ધતિને ચાલુ રાખવી નહિ અને તમામ વિષયો મંત્રીઓના નિયંત્રણ હેઠળ તબદીલ કરવા.

૧૬. દ્વિમુખી શાસન પદ્ધતિ ચાલુ રાખવાની જેમણે પોતાની મંજૂરી આપી હોય તેવા મારા સાથીઓની ભલામણોના મારા વિરોધનાં સામાન્ય કારણો અત્યાર સુધી મેં જણાવ્યાં છે. હવે હું અમુક વિષયને અનામત તરીકે ચાલુ રાખવા સામેનાં વિરોધનાં મારાં કારણો જણાવવા આગળ વધું છું, એટલે કે કાયદો અને વ્યવસ્થા. કાયદો અને વ્યવસ્થાને મંત્રીના હવાલા ખાતે તબદીલ કરવા સામેનું મુખ્ય કારણ એ છે કે એ વિષય મતદારમંડળોની ઈચ્છાઓને આધીન હોવાથી અને તે પરિષદના વિરુદ્ધ મત દ્વારા દૂર કરવાપાત્ર હોવાથી મંત્રી નિષ્પક્ષ રીતે તે વિભાગનો વહીવટ કરી નહિ શકે. આવી સ્થિતિનાં અનિવાર્ય પરિણામ, મને ડર છે કે, એવાં આવશે કે તે વિભાગના વહીવટ નીચે કામ કરતી સેવાઓને ખોટી પરિસ્થિતિમાં મૂકવામાં આવશે. એ કદીય નહિ જણાય કે તેમનું સમર્થન ક્યારે કરાશે અને તેમને ઠપકો ક્યારે અપાશે અને એવી અનિશ્ચિતતાથી સરકારની શાંતિ અને ભલાઈને ગંભીર નુકસાન થાય એ રીતે તેને પાંગળી બનાવી દેવામાં આવશે. વધુમાં એવો આગ્રહ રખાય છે કે હમણાંથી અત્યંત સામાન્ય બની ગયાં છે તેવાં શ્રેણીબદ્ધ હિંદુ- મુસ્લિમ રમખાણોની દ્રષ્ટિએ આપણે કાયદો અને વ્યવસ્થાને મંત્રીના નિયંત્રણ ખાતે તબદીલ કરવાં જોઈએ નહિ કારણ કે મંત્રી પોતે લોકમતની વિચિત્રતાઓને આધીન હોય છે અને તે હિંદુ કે મુસ્લિમના કોમી પૂર્વગ્રહોના પ્રવાહમાં તણાઈ જવાનો સંભવ રહે છે.

૧૭. સાફ વાત કરું તો આ દલીલની મારા પર કશી અસર થઈ નથી, જોકે મારા સાથીઓ તેનાથી ઠીક ઠીક પ્રભાવિત થયા હોવાનું જણાય છે. નોકરશાહીની તે એક સજજડ દલીલ છે. એ દલીલનું વજૂદ સ્વીકારવું એટલે એનો અર્થ એ થશે કે નોકરશાહી એ સરકારનું ઉત્તમ સ્વરૂપ છે એનો સ્વીકાર કરવો. કમનસીબે નોકરશાહી સરકારનો ભારતને બહુ લાંબો પરિચય છે અને આવી દલીલથી કોઈ પણ વ્યકિત છેતરાય એમ નથી. એ એટલી ખર્ચાળ છે કે તેનો સ્વીકાર કરવાથી તમામ જવાબદાર સરકારનો

ઈન્કાર કર્યા બરાબર ગણાશે. એનો પૂર્વ ઈતિહાસ ગમે તેવો હોય તેમ છતાં એ સ્વીકારવું રહ્યું કે જવાબદાર સરકાર ભારતમાં કાયમને માટે આવી ગઈ છે. તેની સાથે સમય જતાં આવનાર ગમે તેવા ફેરફાર આ સિધ્ધાંતના વિસ્તરણની દિશામાં હોવો જોઈએ. તેથી, આ પાયાના સિધ્ધાંતને વિસ્તૃત કરવામાં અવરોધતી હોય તેવી કોઈ પણ યોજનાથી સરકાર અને લોકો વચ્ચે ગંભીર સંઘર્ષ ઊભો થશે. મને તો એમ પણ નથી જણાતું કે એવું એક પણ કારણ નથી કે આપણે નોકરશાહીની દલીલનો સ્વીકાર કરીને શા માટે આવા સંઘર્ષને બિનજરૂરી રીતે ઉપસ્થિત થવાની તક આપવી જોઈએ ? કારણ કે મારા અભિપ્રાય મુજબ, મંત્રીઓ ગૃહમાંના તેઓના અનુયાયીઓની માગણીને તાબે થઈ જશે અથવા તો તેઓના અનુયાયીઓ તેઓના વલણમાં અનુદાર બની જશે એવા ભયને અનુભવ દ્વારા આધાર મળતો નથી અને તે છે તે પ્રમાણેની એની સ્થિતિ જોતાં તેનાથી તેઓને ભારે અન્યાય થાય છે. જયારે શ્રી ગાંધી તેમની સત્તા સંપૂર્ણ રીતે ભોગવતા હતા તે સમયે ૧૯૨૨માં અસહકારીઓએ સિધ્ધ કરેલ લોકલ બોર્ડો અને મ્યુનિસિપાલિટીઓની મોકૂફીથી આપણને એમ કહેવાની આશા બંધાય છે કે મતદારમંડળો આવા કાર્યની માંગણી કરે ત્યારે મતદારમંડળોની ઈચ્છાઓથી સ્વતંત્ર રહીને મંત્રીઓ કાર્ય કરી શકે છે તેવો તેમના પર વિશ્વાસ મૂકી શકાય છે. મને ખાતરી છે કે સરકારના સભ્યો એની સાબિતી આપી શકશે કે મુંબઈ વિધાન પરિષદે જરૂરી નિયંત્રણપૂર્વક અચૂક એવી કામગીરી કરી છે કે જે જવાબદારીની સભાનતામાંથી હંમેશાં નિષ્પન્ન થતી હોય. પરંતુ જો કોઈ વ્યક્તિને એનો સ્વીકાર કરવાની ફરજ પડાતી હોય કે ગૃહ પોતાની જાતને કોમી લાગણી અને કોમી સંઘર્ષના પ્રસંગોએ સ્વસ્થ રાખી શકતું નથી, તો તબદીલી સામેની એ દલીલ નથી. કારણ કે તેના ઉત્તરમાં કોઈ પણ એમ બતાવી શકે છે કે કોઈ પણ કોમ, પછી તે ગમે તે હોય તો પણ, અને બીજી કોમ પ્રત્યેનું તેનું વલણ ગમે તેવું હોય તેમ છતાં પણ તેને ગેરવ્યવસ્થામાં સ્થાપિત હિત હોય તેના કારણે તે તેના માન્ય પ્રતિનિધિઓને એટલા બધા બેજવાબદાર બની જવાની પ્રેરણા આપે કે તેઓ શાંતિ અને સદ્‌ભાવની વિરુધ્ધ કાર્ય કરે. તેથી, કાયદો અને વ્યવસ્થાને અનામત વિષય તરીકે રાખવાનું જેઓ સમર્થન કરે છે તેવાઓના મનમાં ચાલી રહેલો ભય એ કેવળ અદ્રશ્ય, અપરિચિત અને અવ્યવહારુ ભય છે. આવી તબદીલીની ભલામણ નહિ કરવામાં મારા સાથીઓ બેશક સૌથી વધુ સાવચેતીનો માર્ગ અપનાવી રહ્યા છે. પરંતુ મને એની ખાતરી નથી કે તેઓ તેમ કરીને સૌથી

વધુ શાણો માર્ગ અપનાવી રહ્યા હોય. કારણ કે એવું પણ બને કે વધુ પડતો સાવચેતી સ્વાતંત્ર્યને પ્રતિબંધક નીવડે છે અને સૌથી શાણા માર્ગ માટે કરવાના અનુભવની આડે આવી જાય છે અને તે ભય સાચો છે કે નહિ તે શોધી કાઢવું મુશ્કેલ બની જાય છે. કાયદો અને વ્યવસ્થા સામે હમણાં જે ભારપૂર્વક કરવામાં આવે છે તે દલીલનો અજ્ઞાત ભય આવો જ હતો અને હવે મંત્રીઓના નિયંત્રણ હેઠળ સોંપવા સામે જે વ્યક્ત કરવામાં આવે છે તે ૧૯૧૯માં વ્યક્ત કરવામાં આવ્યો હતો. પરંતુ સેક્રેટરી ઑફ સ્ટેટ અને ભારત સરકાર દ્વારા તે સૌને બાજુ પર હટાવી દેવામાં આવ્યા હતા અને તે બંનેએ અંધારામાં ભૂસકો મારવાની સંમતિ આપી હતી. હું કાયદો અને વ્યવસ્થાની બાબતમાં એ જ માર્ગ અપનાવવો પસંદ કરું છું.

**૧૮.** પરંતુ બીજું એક કારણ છે કે જો આપણે પ્રયોગ કરવો હોય તો શા માટે આપણે તે વિનાવિલંબ કરવો એ ડહાપણભર્યું છે. એ દેખીતું છે કે કોઈ વિષયને તબદીલ કરવાના પરિણામે સેવાઓમાં નોકરીએ રખાયેલા ભારતીયોની સંખ્યામાં વધારો થાય છે. એ શકય છે કે ભારતીયો સ્ટાફના યુરોપિયન સભ્યો કરતાં ઓછા કાર્યક્ષમ હશે કે ઓછા અનુભવી હશે. તેથી, કાયદો અને વ્યવસ્થા તબદીલ કરવાનું મોકૂફ રાખવું એનાથી પ્રત્યેક સંક્રમણના તબકકે ઊભા થતાં જોખમો વધારવા જેવું ગણાય. પરિણામે, સૌથી સુરક્ષિત પગલું એ ગણાશે કે એવું પગલું તરત ભરવું અને તેવા તબકકામાંથી પસાર થઈ બહાર નીકળી આવવું જયારે શક્ય તેટલી જરા જેટલી પણ અવ્યવસ્થા ઊભી કર્યા વગર નવા બંધારણનો અમલ કરવામાં નિષ્ઠાપૂર્વક સહાય કરનારા વિશ્વાસપાત્ર થઈ શકે એવા અનુભવી તાલીમબધ્ધ સનંદી કર્મચારીઓ હજી આપણી સાથે હોય. સદ્‌ભાગ્યે મારા માટે આ સૂચન એક ખૂબ મહત્ત્વના સત્તાધિકારી પાસેથી મળ્યું છે. હકીકતમાં તે એક અનુભવી સનંદી કર્મચારી તરફથી મળ્યું છે જેમણે પોતાનાં મંતવ્યો મી. બાર્કરને લખેલી નોંધમાં જણાવ્યાં છે અને મી. બાર્કરે પોતાના પુસ્તક "ભારત સરકારનું ભાવિ અને આઈ.સી.એસ." નામના પુસ્તકમાં એ જણાવ્યાં છે.

મી. બાર્કર જણાવે છે કે, હું અનુભવી સનંદી [illegible] નોંધમાં રજૂ કર્યા પ્રમાણેની ટીકા [illegible] જણાવવા માગું છું. સૌ પ્રથમ [illegible] લખનારે ભારપૂર્વક દલીલ કરી છે કે કાયદો અને વ્યવસ્થા, અને જમીન મહેસૂલ તથા ગણોત અધિકારો

"સાથે સંકળાયેલી બાબતો તબદીલ કરવી જોઈએ." તેઓ ભારપૂર્વક જણાવે છે કે, સરકાર હેઠળના આ વિભાગોનો વહીવટ, ભારત ભરમાંની તમામ સેવાઓની સૌથી વધુ મજબૂત અને સૌથી વધુ સક્ષમ શાખા ભારતીય સનંદી સેવા- દ્વારા કરવામાં આવે છે. તેઓના વહીવટના સિદ્ધાંતો લાંબા સમયથી નિયત થઇ ગયા છે અને સુવિદિત છે. આ સેવાની પાછળ તેની એક મહાન પરંપરા છે જેનાથી એ સુનિશ્ચિત બનશે કે વહીવટને સૌથી શ્રેષ્ઠ સહાય અને સૌથી નિખાલસ સ્પષ્ટ સલાહ મળશે. એવું સ્વીકારવામાં આવ્યું છે કે ભારતના લોકો શાંત છે અને તેમના પર સરળતાથી રાજ કરી શકાય છે. તેમ છતાં પ્રસંગોપાત તેઓ તેમની જ્ઞાતિ કે ધર્મને અસર કરતી બાબતો પર ઉત્તેજિત થઇ જાય તેવા છે. તેથી, કાયદો અને વ્યવસ્થા જાળવવાનું કાર્ય એ કંઇ બહુ મુશ્કેલ કામ નથી. એવી દલીલ કરવામાં આવે છે કે જમીન મહેસૂલ અને ગણોતના પ્રશ્નો આમજનતાના વર્ગોના હિતને અસરકર્તા છે અને વિધાનમંડળમાં જેઓ પ્રતિનિધિત્વ ધરાવશે તેવા વર્ગને એટલા બધા અસરકર્તા નથી (અને તેથી, ઉપર જણાવેલા પાંચમા સિદ્ધાંતને આધારે તબદીલ કરવા જોઈએ નહિ) એ દલીલ પ્રાંતો માટે રજૂ કરવામાં આવેલી મતાધિકાર અને મતદારમંડળની યોજના સાથે સંપૂર્ણ અસંગત છે. જેને પ્રતીતિ થઇ ગઇ છે તેવા વિભાગીય પદ્ધતિના હિમાયતીને અને કાયદો અને વ્યવસ્થા સાથે તથા મહેસૂલ વહીવટ સાથે સંકળાયેલા કેટલાક વિભાગોને તબદીલ કરવામાં જેને ભય લાગે છે તેવા વિભાગીય પદ્ધતિના હિમાયતી કબૂલ કરે છે કે તે પોતાની યોજનાથી ડરે છે. જો કે હું દ્વિમુખી શાસન પદ્ધતિનો હિમાયતી નથી તો પણ મારે આ પ્રયોગ કરવાથી ડરવું જોઈએ નહિ. કારણ કે દ્વિમુખી શાસન પદ્ધતિ અંગેની હોય કે ન હોય તેવી કોઇ પણ યોજનાની સફળતા માટે આવશ્યક હોય તેવી સામાન્ય બુદ્ધિ, સદ્ભાવ અને સહનશીલતા મંત્રીઓમાં છે તેવી મારે આશા રાખવી જોઈએ.

૧૯. કાયદો અને વ્યવસ્થાની તબદીલીની બાબતમાં લઘુમતીઓની ચિંતાનો મને પૂરો ખ્યાલ છે. પરંતુ એ સમજવું કંઇક અંશે કઠિન છે કે તેને અનામત રાખવાથી તેઓને કઇ રીતે લાભ થશે. કાયદો અને વ્યવસ્થાનો હવાલો ધરાવતા નોકરશાહીના અમલદાર અને મંત્રી વચ્ચે, જો નોકરશાહીના અમલદાર ભારતીય હોય તો, અંગત પૂર્વગ્રહની દ્રષ્ટિએ કશો તફાવત નથી. જો તે યુરોપિયન હોય તો તેની પાસેથી સૌથી વધુ અપેક્ષા એટલી રાખી શકાય કે તે તટસ્થ વ્યક્તિ રહેશે. પરંતુ આને ભાગ્યે જ

કાયદો કહી શકાય. કારણ કે એવી કોઇ બાંયધરી નથી કે તટસ્થ વ્યક્તિ એક નિષ્પક્ષ વ્યક્તિ પણ બની રહેશે. ઊલટું, કોઇ વ્યક્તિ તટસ્થ હોય તો તેને પણ તેનાં હિતો અને પૂર્વગ્રહો હોય છે અને તેને આવું કોઇ હિત ન હોય તો સંભવ છે કે તે અજાણ હોય. તેથી, નોકરશાહીનો યુરોપિયન અમલદાર હોય તેથી જેઓ કાયદો અને વ્યવસ્થાને અનામત રાખવા આતુર છે તેવી લઘુમતીઓને થતો ફાયદો શંકાસ્પદ છે જે બાબત હું સમજી શકતો નથી. તે બાબત એ છે કે લઘુમતીઓના કેટલાક પ્રતિનિધિઓ, નોકરશાહીના શાસન સામે તેઓને જે મોટો ફાયદો મંત્રીવિષયક પદ્ધતિથી મળી રહ્યો છે તેને સમજવામાં નિષ્ફળ ગયા છે કારણ કે લઘુમતીઓને તેઓના પોતાના રક્ષણ માટે સૌથી મોટી બાંયધરી જેના કારણે મળી શકે એમ હોય તો તે કારોબારીની કાર્યવાહીઓને નિયંત્રણમાં રાખવાની સત્તાથી છે. નોકરશાહી પદ્ધતિને આપવા નિયંત્રણની બાબત સ્પર્શતી નથી. જો તે લઘુમતીઓને રક્ષણ આપતી હોય તો તેનું કારણ એ છે કે તેમ કરવું તેને ગમે છે. પરંતુ જો કોઇ પણ પ્રસંગે કાર્યવાહી નહિ કરવાનું તે પસંદ કરે તો લઘુમતીઓ પાસે કોઇ ઇલાજ નથી. બીજા શબ્દોમાં, મંત્રી પાસે ધાર્યું કરાવી શકાય; પરંતુ નોકરશાહીના અમલદારને તો સલાહ પણ અપાય નહિ. મને જણાય છે કે નોકરશાહીના અમલદારના શાસન અને મંત્રીના શાસન વચ્ચેનો આ એક મહત્ત્વનો તફાવત છે. મારી અંગત વાત કરું તો મને એ નથી સમજાતું કે કઇ રીતે લઘુમતીઓને કાયદો અને વ્યવસ્થાની તબદીલીથી નુકસાન થશે અને જો કે હું પોતે જેના સભ્યોની સાથે માનવીઓ કરતાં ય બદતર વ્યવહાર કરવામાં આવે છે એવી લઘુમતીનો છું છતાં હું આ કહું છું. મારું મંતવ્ય એ છે કે વિધાનમંડળમાં જ્યાં લઘુમતીઓનું પૂરતી રીતે પ્રતિનિધિત્વ કરવામાં આવે છે ત્યાં એ એમના ફાયદાની બાબત છે કે કાયદો અને વ્યવસ્થા તબદીલ કરવાં જોઈએ. કારણ કે આવી તબદીલીથી, અનામત હેઠળ જે તેમને મળી શકતી નથી તેવી વિષયના વહીવટ ઉપરના નિયંત્રણની સત્તા તેમને મળે છે. મને લાગે છે કે લઘુમતીઓએ ગંભીર રીતે વિચારણા કરવી જોઈએ કે, કોઇ પ્રામાણિક માણસ પર કોઈ નજર રાખતું ન હોય અને તે જે કામગીરી કરે તેના કરતાં કોઇ લુચ્ચો માણસ તેના માલિકની નજર હેઠળ વધુ સારી કામગીરી કરે છે એ વિધાનમાં પૂરતું સત્ય છે કે કેમ, અને જો તેઓ આવી ગંભીર વિચારણા કરે તો મને લાગે છે કે તેઓ, આવી જવાબદારીમાંથી તદ્દન મુક્ત હોય તેવા માનવજાતના નમૂનારૂપ અધિકારીઓ કરતાં તેઓ જેમના પર વગ વાપરી શકે તેમ હોય તેવા ઉતરતી કક્ષાના અધિકારીઓને વધુ સારી દ્રષ્ટિએ પસંદ કરી શકશે.

૨૦. લઘુમતીઓ શા માટે તબદીલી કરતાં અનામતને પસંદ કરે છે તેનું બીજું એક મહત્ત્વનું કારણ છે. એનું કારણ એ છે કે તેઓનું વિધાનમંડળમાં પ્રતિનિધિત્વ એટલું નાનું છે કે તેના કારણે તેઓ દોરદમામ વગરના બની જાય છે. લઘુમતીઓના દ્રષ્ટિબિંદુથી જોઈએ તો એવી પસંદગી, એક બાજુ 'અનામત' અને પ્રતિનિધિત્વ નહિ' અને બીજી બાજુ 'તબદીલી' અને 'પૂરતું પ્રતિનિધિત્વ' વચ્ચે દેખાતી રીતે જ કરવાની રહે છે. આમાં પણ પાછું બીજો વિકલ્પ પહેલા કરતાં વધુ લાભપ્રદ હોવાનું માનવું જોઈએ. તેથી, પ્રતિનિધિત્વનો આગ્રહ રાખવો એ બાબત, કાયદો અને વ્યવસ્થાની તબદીલીનો વિરોધ કરવામાં રાચ્યા કરવું એના કરતાં, લઘુમતીઓના વધુ હિતમાં ગણાશે. પરંતુ, લઘુમતીઓને બાધ આવે એવી રીતે કાયદો અને વ્યવસ્થાના વિભાગમાં ગેરવહીવટનો ડર જો લઘુમતીઓને પર્યાપ્ત પ્રતિનિધિત્વ આપીને શાંત કરવામાં નહિ આવે તો હું મારી ભલામણના પરંતુકમાં એવી મતલબનો ઉમેરો કરવા તૈયાર છું કે વિધાનપરિષદમાં ૪૦ ટકા લઘુમતી મતદાનથી એવો નિર્ણય કરે કે કાયદો અને વ્યવસ્થાને અનામત વિષય રાખવો, તો તેને તબદીલ વિષયોની યાદીમાંથી પાછો ખેંચી લેવામાં આવશે. હું આ દરખાસ્ત, બહુમતીની દરખાસ્તની પસંદગીમાં કરું છું. કારણ કે હું એવો મત ધરાવું છું કે ૨૦મી ઑગષ્ટ, ૧૯૧૭ની ઘોષણામાં જણાવેલા જવાબદાર સરકારના સિધ્ધાંતને વજૂદવાળો બનાવવો હોય તો કોઈક દિવસે તો વિષયને તબદીલ કરવાનો રહેશે જ અને એ દરખાસ્ત જયારે તેને અમલમાં મૂકવાના માર્ગમાં નર્થ આવતી ત્યારે તે તરત, જો અનુભવે જણાયું હોય કે તેના વિશેની દહેશત વજૂદવાળી છે તો તબદીલી રદ કરવાની શક્યતાને બાધક પણ નથી નીવડતી.



# પ્રકરણ : ૨
# કાર્યશીલ કારોબારી

૨૧. મંત્રીવિષયક જવાબદારી પર આધારિત એકીકૃત સરકાર દાખલ કરવાથી ચાર મહત્ત્વના પ્રશ્નો ઊભા થાય છે. આમાંનો એક પ્રશ્ન, કારોબારીની સ્થિરતાને લગતો છે. બીજો, કારોબારીમાં કોમી પ્રતિનિધિત્વને લગતો છે. ત્રીજો, કારોબારીની જવાબદારીની અમલબજવણીને લગતો છે અને ચોથો, કારોબારીના સભ્યોના પરસ્પર સંબંધને લગતો છે.

૨૨. પહેલા પ્રશ્ન અંગે એમ કહેવાય છે કે વિધાનમંડળના સભ્યોના કોમી પૂર્વગ્રહને લીધે વિધાનમંડળ જૂથોનું બની જવાનું એ ચોક્કસ છે. સિદ્ધાંતો પ્રત્યેની નિષ્ઠા કરતાં કોમ સાથેની સંલગ્નતાને વધુ મહત્ત્વપૂર્વક જાહેર કર્યા કરવાથી મંત્રીમંડળને પોતાને એવું લાગવા સંભવ છે કે પોતે, કોમી ફાયદાના પ્રમાણમાં જોવાતી કોમી નિષ્ઠાના અચોક્કસ પાયા પર ઊભું છે, તેથી કરીને, જો કોમો પોતાની નિષ્ઠા પોતાની મરજી મુજબ અને સિદ્ધાંતોને માન આપ્યા વગર તબદીલ કર્યા કરે તો મંત્રીમંડળો રચાય કે તરત તૂટી પડે. આવું અનિષ્ટ અટકાવવા માટે એવું વિચારાયું છે કે મંત્રીમંડળની રચના, પરિષદમાનાં જુદાં જુદાં જૂથોએ પસંદ કરેલા માણસોની યાદીમાંથી કરવી અને એક વાર તે રચાઇ જાય પછી તેને પરિષદના અસ્તિત્વના સમય દરમિયાન ખસેડી ન શકાય તેવું બનાવવું જોઇએ. મને એનો ખ્યાલ છે કે અસ્થિર કારોબારીનો ભય સાચો પડે. પરંતુ મને નથી લાગતું કે તેના માટે કોઇ ઉપાય અથવા સૂચવાયા પ્રમાણેનો ઉપાય કરવો જોઇએ. માત્ર ભારત જ એક એવો દેશ નથી કે જ્યાં વિધાનમંડળમાં જૂથવૃત્તિ પોતાનું પ્રદર્શન કરતી હોય. મંત્રીમંડળોનું વારંવાર વિઘટન કરતી જૂથવૃતિનો વધુ ચોંકાવનારો દાખલો છે- ફ્રાન્સની ચેમ્બર ઓફ ડેપ્યુટીઝ સાથોસાથ ફ્રાન્સવાસીઓને એ સ્થિતિનું ભાન થયું છે કે તે જેવી છે તેવી ખરાબ તો છે જ, પણ

એટલી બધી અસહ્ય નથી કે તેનો કશો ઉપાય કરવો પડે. પરંતુ એવું માની લઈએ કે જે ધાર્યું હોય છે તે સાચું પડે છે તો પરિસ્થિતિ અસહ્ય બની જાય છે. મને એની ખાતરી થઈ છે કે ઉપાય એ સાચો ઉપાય નથી. ઉપાયના કારણે મંત્રીઓની જવાબદારીને પારાવાર નુકસાન થશે એ વિવાદથી પર છે. તેમ છતાં મને જેનો ડર છે તે એ છે કે આ યોજનાથી જૂથોના જોડાણની વ્યવસ્થા થવાને બદલે જૂથો કટ્ટર થઈ જશે અને કાયમમાં બની જશે; તેથી એ ઉપાય કરવાથી રોગ મટાડવાની વાત તો દૂર રહી પણ ઊલટું રોગ વધી જવા પામશે. મને જણાય છે તે સાચો ઉપાય હાલનાં મતદારમંડળોની પુનર્રચના કરવામાં રહેલો છે.

૨૩. દેશની કારોબારીમાં કોમી પ્રતિનિધિત્વને માન્યતા આપવાનો હું સંપૂર્ણ વિરોધી છું. તેમ કરવાથી આ રોગ સરકારી તંત્રના સૌથી વધુ મહત્ત્વના અંગમાં સૌથી ખરાબ સ્વરૂપે ફાટી નીકળશે. મંત્રીમંડળમાં પ્રતિનિધિત્વની હકદાર હોય તેવી કોમોની સંખ્યાને માન્ય કરાય તેના પર આધાર રાખતી તે દ્વિમુખી શાસન પધ્ધતિ હશે કે ત્રિમુખી શાસન પધ્ધતિ હશે. એ પધ્ધતિ બેશક કોમી દ્વિમુખી શાસન પધ્ધતિ હશે જે, આજે આપણી પાસે છે તેવી રાજકીય દ્વિમુખી શાસન પધ્ધતિ કરતાં કંઈક અંશે જુદી હશે. પરંતુ તે પધ્ધતિ રાજકીય દ્વિમુખી શાસન પધ્ધતિ કરતાં વધુ સારી સાબિત થઈ શકશે નહિ. જે ખામીઓ એકમાં અંતર્ગત છે તે જ ખામીઓ બીજીમાં ય અંતર્ગત છે અને જો બંધારણીય પુનર્રચનાનો હેતુ એકીકૃત સરકાર હોય તો કોમી સ્વરૂની દ્વિમુખી શાસન પધ્ધતિનો પણ, રાજકીય સ્વરૂપની દ્વિમુખી શાસન પધ્ધતિની જેમ જ પહેલી નજરે અસ્વીકાર કરવો જોઈએ. ખરેખર તો, રાજકીય દ્વિમુખી શાસન પધ્ધતિના અસ્વીકાર માટે જે કારણ છે તેનાથી મોટું કારણ કોમી દ્વિમુખી શાસન પધ્ધતિનો અસ્વીકાર કરવામાં રહેલું છે કારણે કે રાજકીય દ્વિમુખી શાસન પધ્ધતિ હેઠળ સિધ્ધાંત પર આધારિત સરકારની શક્યતા અસ્તિત્વમાં છે પરંતુ કોમી દ્વિમુખી શાસન પધ્ધતિનું પરિણામ તો વર્ગ વિચારસરણી પર આધારિત સરકારમાં આવવાનું એ ચોકકસ વાત છે.

૨૪. ગ્રેટબ્રિટન અને સ્વશાસનવાળાં પ્રજાસત્તાક રાજ્યોના બંધારણીય કાયદાનો એ એક પવિત્ર સિધ્ધાંત છે કે દરેક મંત્રી કાયદાની અદાલતોને અધીન હોય છે. ખરેખર આ શાણા સિધ્ધાંતને કારણે જ બ્રિટિશ પ્રજાજનો તેમના પોતાના દેશમાં તેમજ પ્રજાસત્તાક રાજ્યોમાં મંત્રીવિષયક દુષ્કૃત્યો સામે જાનમાલના રક્ષણની બાબતમાં સુરક્ષિત છે.

એકમાત્ર ભારત જ, ગેરકાયદેસર કૃત્યો અંગેની કારોબારીની કાનૂની જવાબદારીની બાબતમાં ગ્રેટ બ્રિટન અને પ્રજાસત્તાક રાજ્યો કરતાં વિરુદ્ધ દિશામાં વિચિત્ર દશામાં છે. સર ઈલિયાની ઈમ્પીના અધ્યક્ષસ્થાનવાળા ન્યાયતંત્ર અને વૉરન હેસ્ટિંગ્સના સમર્થનવાળી કારોબારી વચ્ચેના સંઘર્ષ દરમિયાન, ભારતમાંની કારોબારીએ ૧૭૮૦માં પોતાને કોર્ટોના નિયંત્રણમાંથી હાનિરક્ષિત બનાવી દીધી. એ હાનિરક્ષા ત્યારથી તેને માટે ચાલુ રહી છે અને હવે તેણે પોતાનું સ્થાન ગવર્નમેન્ટ ઓફ ઈન્ડિયા અધિનિયમની કલમો ૧૧૦ અને ૧૧૧માં પ્રાપ્ત કર્યું છે. આવી હાનિરક્ષાને બરદાસ્ત કરવામાં આવતી હતી કારણ કે એ સ્થાનિક હતી અને સામાન્ય ન હતી. કારણ કે એવી જોગવાઈ કરવામાં આવી હતી કે કારોબારીના જે સભ્યો પર ભારતમાં કામ ચલાવી શકાતું નહિ તે સભ્યો ભારતમાં કરેલા ગેરકાયદેસર કૃત્યો બદલ ઈંગ્લેન્ડમાં કામ ચલાવી શકાતું હતું. જવાબદારીની આવી પદ્ધતિ જોકે દૂરગામી હતી તેમ છતાં તે અસરકારક હતી કારણ કે જૂના શાસન હેઠળ, કારોબારીનો દરેક સભ્ય, તે યુરોપિયન હતો તેટલા કારણસર ઈંગ્લેન્ડ પાછો જતો રહેતો. કારોબારીની રચનામાં હવે ફેરફાર કરવામાં આવ્યો છે. તે કર્મચારીગણની દૃષ્ટિએ મહદઅંશે ભારતીય છે અને તેમાંની કોઈ પણ વ્યક્તિને ઈંગ્લેન્ડ જતા રહેવાની તક એટલી જૂજ છે કે તેમની જવાબદારીનો હકીકતમાં કદીય અમલ કરી શકાય તેમ નથી. પરિસ્થિતિ હમણાં જેમ છે તે જોતાં તેમાં, મંત્રીઓનાં દુષ્કૃત્યો સામે તાત્કાલિક કે દૂરગામી એવા કોઈ ઉપાયની જોગવાઈ કરવામાં આવી નથી. આવી પરિસ્થિતિને ચાલુ રાખવી એટલે બંધારણીય સરકારનો પાયો જ ખોદી નાખવો. તેથી, હું ભલામણ કરું છું કે ગવર્નમેન્ટ ઓફ ઈન્ડિયા અધિનિયમની કલમો ૧૧૦ અને ૧૧૧ને એવી રીતે સુધારવી જોઈએ કે જેથી ભારતીય હોય કે યુરોપિયન હોય તેવા સૌ બ્રિટિશ પ્રજાજનોને મંત્રીઓ દ્વારા હુકમ અપાયેલાં ગેરકાયદેસર કૃત્યોની બાબતમાં કોર્ટોનો આશરો લેવાનો અધિકાર રહે. મંત્રીઓની બાબતમાં કાયદામાં આવો ફેરફાર કરવાની માગણી ૧૯૧૯માં કરવામાં આવી હતી. પરંતુ તે વખતે તેનો સ્વીકાર કરવામાં આવ્યો ન હતો કારણ કે તેનો સ્વીકાર કરવાથી એમ વિચારવામાં આવ્યું હતું કે મંત્રીઓ અને કારોબારીના કાઉન્સિલરો વચ્ચે અન્યાયી ભેદ ઊભો થવા પામશે. પ્રાંતોમાં પૂરેપૂરી જવાબદાર સરકાર દાખલ કરવાથી આ વાંધો રહેવા પામતો નથી.

૨૫. ગેરકાયદેસર કૃત્યો બદલ મંત્રીઓની કાનૂની જવાબદારીની અમલબજવણી કરવા અંગેનું મારું મંતવ્ય એટલી પ્રબળ રીતે હું ધરાવું છું કે હું એવી દરખાસ્ત કરું

છું કે બંધારણમાં, વિધાનમંડળની બનેલી અથવા અંશતઃ વિધાનમંડળ અને અંશતઃ ન્યાયતંત્રની બનેલી ટ્રિબ્યુનલની રચના કરવાની જોગવાઇ કરવી જોઇએ અને જે કૃત્યો પોતે ગેરકાયદેસર હોય અથવા જે કૃત્યો રાષ્ટ્રના કલ્યાણ માટે બાધક હોય તેવાં કૃત્યો બદલ મંત્રીઓ પર તહોમત મૂકીને તેની સમક્ષ કામ ચલાવવું જોઇએ. મને ખબર છે કે મંત્રીવિષયક જવાબદારીની શરૂઆત કરવાને લીધે તહોમત મૂકી કામ ચલાવવાની બાબતનો દુરૂપયોગ કરવામાં આવી રહ્યો છે. પરંતુ મને લાગે છે કે ભારતમાં મંત્રી-વિષયક જવાબદારી માત્ર સર્જનાત્મક સ્થિતિમાં છે અને વિધાનમંડળને અને કારોબારીને તેની અસરોનું ભાન થાય ત્યાં સુધી જેમના હાથમાં સત્તા કદી આવી નથી તેવા અને જ્ઞાતિ તથા ધર્મ પરત્વેની વધુ પડતી વફાદારીના કારણે જેઓ સત્તાનો દુરૂપયોગ કરી બેસે તેવા માણસોના હાથમાં આવતી સત્તાના આડેધડ ઉપયોગને ડામવાનાં વધુ પ્રત્યક્ષ સાધનોની જોગવાઇ કરવી બહેતર છે. કોઇ સલામતીનો વારંવાર ઉપયોગ ન કરાય તેથી તે કદી પણ બિનજરૂરી બની જતી નથી.

૨૬. કારોબારીના સભ્યો વચ્ચેનો સંબંધ નક્કી કરવામાં-એટલે કે દરેક સભ્યને માત્ર તેનાં જ કૃત્યો બદલ જવાબદાર ઠરાવવો જોઇએ કે કેમ અથવા દરેક સભ્યને તમામનાં કૃત્યો બદલ જવાબદાર ઠરાવવો જોઈએ કે કેમ, બીજા શબ્દોમાં કહીએ તો જવાબદારી વ્યક્તિગત હોવી જોઈએ કે સંયુક્ત હોવી જોઈએ એ એક એવો પ્રશ્ન છે કે જે અંગે કોઈ વ્યક્તિ કશુંય આગ્રહપૂર્વક પ્રતિપાદિત કરી શકે નહિ. તેમ છતાં હું સંયુક્ત જવાબદારીમાં માનું છું. મને ખાતરી છે કે તે હેઠળ, વિધાનમંડળ, દોષિત મંત્રીને શિક્ષા કરવાની બાબતમાં લગભગ લાચાર છે. સંયુક્ત જવાબદારી હોય તો, વિધાનમંડળ, પોતે જેનાં કૃત્યોને નામંજૂર કરતું હોય તેવા મંત્રીને બરતરફ કરી શકશે નહિ; તેને ઔપચારિક રીતે ઠપકો આપવાની સ્થિતિમાં પણ વિધાનમંડળ નહિ રહે, સિવાય કે તે મંત્રીના સાથીઓથી પણ છૂટકારો મેળવવા તૈયાર હોય. સંસદીય કારોબારી વડે કાર્ય કરતું કોઈ પણ વિધાનમંડળ આવું કરવાની હિંમત કરી શકે નહિ. કારણ કે જો તે એમ કરે અને કારોબારીને ફગાવી દે તો કારોબારી પણ વિસર્જન માટેની માગણી કરીને વિધાનમંડળને ફગાવી દેશે. આ ખામી છે તેમ છતાંપણ હું સંયુક્ત જવાબદારીની તરફેણ કરૂં છું અને તે પણ બે કારણોસર. આધુનિક રાજ્યમાં કાયદો લાગુ પાડતા વહીવટી એકમ તરીકે કારોબારીનું કાર્ય ગૌણ કાર્ય બની ગયું છે. તેનું મુખ્ય કાર્ય તો નીતિ નક્કી કરવાનું અને વિધાનમંડળને દરખાસ્તો મોકલવાનું છે. ખરેખર આ કાર્ય

એટલું બધું જરૂરી છે કે જો કારોબારી આ કાર્ય કરવામાં નિષ્ફળ જાય તો વિધાનમંડળની ઉપયોગિતા ગણનાપાત્ર રીતે ઘટી જાય પરંતુ, કારોબારી નીતિ ઘડવાનું કાર્ય કરી શકે તે માટે તેના સભ્યોમાં દ્રષ્ટિકોણની એકતા હોવી જોઈએ. કારોબારીમાં સંપૂર્ણ સુસંગતતા વગર દ્રષ્ટિકોણની આવી એકતા શક્ય બનશે નહિ. મને જણાય છે કે સંયુક્ત જવાબદારી હોય તો જ આવી સુસંગતતા સુનિશ્ચિત બનાવી શકાય. હું શા માટે સંયુક્ત જવાબદારીની ભલામણ કરું છું તેનું બીજું કારણ એ છે કે મને ડર છે કે વ્યક્તિગત જવાબદારીના સિદ્ધાંતથી, જ્ઞાતિ અને ધર્મના સીમાડા વટાવીને સમાન રાજકીય મંચનો વિકાસ કદી પણ થઈ શકશે નહિ. તેના કારણે જૂથો કાયમી બની જશે અને ઈલાકાને હંમેશને માટે જોડાણની સરકારના શાસનમાં તિરસ્કારપૂર્વક હવાલે કરી દેવામાં આવશે અને એવાં જૂથો વળી પાછાં નવાં જોડાણો રચવા તૈયાર થઈ જઈને વહીવટને અસ્થિરતાના ખાડામાં ઉતારી દેશે અને વિચારોની નીતિને બદલે દાવપેચની નીતિ પસંદ કરીને વહીવટની કામગીરીની અખંડિતતાને ઘાતક રીતે અસર કરશે. સંયુક્ત જવાબદારી હેઠળ જોકે પક્ષને ભિન્ન ભિન્ન મંતવ્યો ધરાવતાં એકમોનું જૂથ કહી શકાય તેમ છતાં એ દરેક એકમના સભ્યોને એકીકૃત નીતિ તૈયાર કરવામાં તેમનાથી બનતું બધું જ કરી છૂટવાની માત્ર ફરજ પાડવામાં આવશે એટલું જ નહિ પણ તેઓને તેવી નીતિથી બંધાયેલા રહેવાની પણ ફરજ પાડવામાં આવશે. જૂથના કાર્યક્ષેત્ર કરતા જે વધુ વ્યાપક છે તેવા પક્ષના કાર્યક્રમ અધીન થવાની આદતથી એક પ્રકારનું શિક્ષણ મળશે જેની જરૂરિયાત, ભારતની પરિસ્થિતિઓ જેઓ જાણે છે તેવી સૌ વ્યક્તિઓને તીવ્રતાપૂર્વક જણાવી જોઈએ.

૨૭. સંયુક્ત જવાબદારી કઈ રીતે મેળવવી એ કંઈક મહત્ત્વની બાબત છે. કાયદાના સ્પષ્ટ શબ્દપ્રયોગ દ્વારા તેમ કરવાથી, સમગ્ર કારોબારીને બરતરફ કર્યા વગર કોઈ મંત્રીને બરતરફ કરવાની વહીવટના વડાને કે વિધાનમંડળને કશી સ્વતંત્રતા નહિ રહે. તેથી, તે બાબત પ્રણાલી પર છોડવી બહેતર છે. હવે આવી પ્રણાલીને અમલી કઈ રીતે બનાવવી એ પ્રશ્ન પણ પાછો ઊભો જ રહે છે. મને એવું જણાય છે કે મંત્રીઓની પસંદગી ગવર્નર કરે છે તેના બદલે કોઈ એકાદ મંત્રીને તેના સાથીઓ પસંદ કરવાનું એ કામ સોંપવામાં આવે તો એ રીતે રચાયેલું મંત્રીમંડળ સંયુક્ત જવાબદારીના ધોરણે કાર્ય કરવા બંધાયેલું રહેશે અને તેમ છતાં સરકારના સમગ્ર કર્મચારીગણને બદલ્યા વગર કોઈ વ્યક્તિગત મંત્રીથી છૂટકારો મેળવવાની પણ છૂટ

આપશે. તેથી હું સૂચન કરું છું કે વ્યક્તિગત મંત્રીઓની નિમણૂક કરવાનું કાર્ય સીધેસીધું હાથ નહિ ધરવાની પરંતુ મુખ્યમંત્રી પસંદ કરવાની અને સરકારની રચના કરવાનું કામ તેમના પર છોડી દેવાની ગવર્નરને સૂચના આપવી જોઈએ.

૨૮. મારા સાથીઓએ એવી ભલામણ કરી છે કે ઈલાકાના વહીવટનો ચાર્જ સંભાળી લેવા માટે ૭ મંત્રીઓ હોવા જોઈએ. આ ભલામણમાં હું સહમત થઈ શકતો નથી કારણ કે તેમાં મંત્રીઓની સંખ્યા નકકી કરવામાં આવી છે. એવું બને કે પ્રાંતની સરકાર જેમના ટેકા વગર ચલાવી શકાય નહિ એવા વિધાનમંડળના સભ્યોની અંગત મહેચ્છાઓ સંતોષવા માટે ઈલાકાની ભાવિ સરકાર ૭ થી ઓછા મંત્રીઓથી ચલાવી શકે અથવા તેને ૭થી વધુ મંત્રીઓ રાખવા જરૂરી લાગે-આમાં દફતર વિનાના મંત્રીએ નિયુક્ત કરવા પડે તેનો ઉલ્લેખ નથી કરતો.

આ સંજોગો હેઠળ સૌથી શાણો માર્ગ મને જણાય છે તે એ છે કે મંત્રીઓની સંખ્યાનો પ્રશ્ન વર્તમાન વિધાનમંડળ દ્વારા નકકી કરાવા માટે ખુલ્લો રાખવો જોઈએ



# પ્રકરણ : ૩
# ગવર્નરની સ્થિતિ અને સત્તાઓ

૨૯. હાલના બંધારણ હેઠળના પ્રાંતના ગવર્નરની સ્થિતિની સ્પષ્ટ વ્યાખ્યા કરવામાં આવી નથી. તેમની સ્થિતિ બંધારણીય વડાની સ્થિતિ નથી જે પ્રાંતમાં તાજનું પ્રતિનિધિત્વ કરતી હોય અને પ્રાંતની સરકારની કશીય જવાબદારી વગરની હોય. તેમજ તેમની સ્થિતિ એવી પણ નથી કે જેનાથી તેમને પ્રાંતના કામકાજ અંગેનો સંપૂર્ણ આદેશ મળી જતો હોય. તેમની સ્થિતિમાં બંનેનાં લક્ષણો આવી જાય છે. ગવર્નર માટેની આવી સ્થિતિ જેના કારણે તેમને, એક સરમુખત્યારનો અને બીજો બંધારણીય વડાનો એમ બેવડો ભાગ ભજવવો પડતો હોય તેવી સ્થિતિ, ગવર્નરના દ્રષ્ટિકોણથી અથવા સરકારી તંત્રની સરળ કામગીરીના દ્રષ્ટિકોણથી એક સંતોષકારક સ્થિતિ નથી. ગવર્નરની સ્થિતિમાં ગમે તે પ્રકારની મુશ્કેલીઓ આવી જતી હોય તેમ છતાં તે સ્થિતિ, ૧૯૧૯માં દાખલ કરેલા બંધારણના પ્રકાર સાથે તદ્દન સુસંગત હતી. બંધારણમાં પૂર્ણ જવાબદાર સરકાર આપવામાં આવી ન હોવાથી ગવર્નરની સ્થિતિ ઘટાડીને બંધારણીય વડાની સ્થિતિ કરવામાં આવી ન હતી. બીજી બાજું, પ્રાંતોના કામકાજનો આદેશ અમુક વિભાગોમાં જવાબદાર મંત્રીઓને તબદીલ કરવામાં આવ્યો હોવાથી, ગવર્નરને બેજવાબદાર વડા તરીકેની તેમની અગાઉની સ્થિતિ જાળવી રાખવાની રવાનગી અપાઇ નહોતી. આમ, ગવર્નરની સ્થિતિમાં થયેલો ફેરફાર, જવાબદાર સરકારની દિશામાં કરેલી પ્રગતિના પ્રત્યક્ષ પ્રમાણમાં ગવર્નરની કારોબારી સત્તાઓ ઘટાડવાના બુદ્ધિશાળી સિદ્ધાંતોના આધારે કરવામાં આવ્યો હતો. ગવર્નરની સ્થિતિને જવાબદારીની તબદીલી સાથે સુસંગત બનાવવા માટે ૧૯૧૯માં નિયત કરાયેલા સિદ્ધાંતોના તર્કના પરિણામે હું ભલામણ કરું છું કે પ્રાંતના ગવર્નરને બંધારણીય વડાની સ્થિતિ પર લાવી મૂકવા જોઇએ. ખરેખર



૩

તો ગવર્નર માટે પૂર્ણ જવાબદાર સરકારની પદ્ધતિ સાથે સુસંગત હોય તેવી બીજી કોઇ પણ સ્થિતિનો વિચાર કરી શકાય નહિ.

૩૦. તેમની સત્તાઓની બાબતમાં, પ્રાંતની કારોબારીમાં તાજના પ્રતિનિધિ તરીકેની તેમની હેસિયતમાં તેમને, મંત્રીમંડળમાં નિમણુકો કરવાની સત્તા રહેશે. એજ હેસિયતમાં તેમને, વહીવટની કોઇ પણ શાખાને લગતી કોઇ પણ બાબતમાં મંત્રીએ વિચારેલા કોઇ પણ હુકમને મંજૂરી આપવાની કે નકારવાની આખરી સત્તા રહેશે. વિધાનમંડળમાં તાજના પ્રતિનિધિ તરીકે તેમને, પરિષદે પસાર કરેલાં વિધેયકો સાથે કામ લેવામાં (૧) સંમતિ આપવાની (૨) હિઝ મેજેસ્ટીની ઇચ્છાને મહત્ત્વ મળે નહિ ત્યાં સુધી સંમતિ અનામત રાખવાની અને (૩) સંમતિ નકારવાની સત્તા રહેશે.

૩૧. ગવર્નરને આપવામાં આવેલી આ સત્તાઓનો ઉપયોગ, અલબત્ત, એવા સૂત્રની શરતને આધીન રહીને કરવો જોઇએ કે તેવો ઉપયોગ, વિધાનમંડળને જવાબદાર મંત્રીઓની સલાહથી કરવો જોઇએ. આનો એવો અર્થ નથી કે મંત્રીઓ સાથે અસંમત થવાનો તેમને વિવેકનિર્ણય રહેશે નહિ. એ વાત તો બાજુએ રહી, પણ તેમને મંત્રીઓની નીતિને તે બહાલ રાખતા નથી એવું તેમનો માત્ર કરવાની જ તેમને છૂટ નથી પરંતુ જે નીતિના પોતે વિરોધી હોય તે નીતિ જેઓ ચલાવ્યે રાખતા હોય તેવા મંત્રીઓને ખરેખર બરતરફ કરવાની પણ તેમને છૂટ રહેશે. કારણકે વિધાનમંડળને જવાબદાર મંત્રીને અનુસરવાની બંધારણીય વડાને ફરજ પડે તેવું કોઇ બંધન બંધારણીય વડાને માથે હોઇ શકે નહિ. બંધારણીય વડાના બંધનનું તાત્પર્ય એટલું જ છે કે મતદારોની સામાન્ય ઇચ્છાને અનુસરવું અને જો તેમને એમ લાગે કે મંત્રીને અનુસરવું જોઇએ તો તેનું કારણ એટલું જ કે મંત્રીને મતદારોની ઇચ્છાના પ્રતિનિધિ હોવાનું માનવામાં આવે છે. પરંતુ એવાય પ્રસંગો બને કે તેમને એવી શંકા કરવાને કારણ હોય કે મંત્રી સામાન્ય મતદારમંડળોની ઇચ્છાનું સાચા અર્થમાં પ્રતિનિધિત્વ ધરાવે છે કે કેમ પરિણામે, તમામ જવાબદાર સરકારોના બંધારણોમાં આ શક્યતાનો સ્વીકાર કરવામાં આવ્યો છે એટલું જ નહિ બલ્કે મતદારમંડળોની ઇચ્છા શું છે તે સુનિશ્ચિત કરવાનાં શક્ય તમામ સાધનો તેમને ખરેખર આપવાની પણ તેવા બંધારણોમાં જોગવાઇ કરવામાં આવી છે. તે હેતુ માટે, દરેક જવાબદાર સરકારના બંધારણમાં ગવર્નરને, વિધાનમંડળ મંત્રીઓનું સમર્થન કરશે એવી આશામાં, મંત્રીઓનું બરતરફ કરવાની અને જેઓ ગવર્નર સાથે

સંમત હોય તેવા મંત્રીઓની નિમણૂક કરવાની પરવાનગી આપવામાં આવી છે. જો વિધાનમંડળ નવા મંત્રીઓને સમર્થન આપવાનો ઈન્કાર કરે તો તમામ જવાબદાર સરકારોના બંધારણોમાં ગવર્નરને, મતદારમંડળો તેમનું સમર્થન કરશે એવી આશામાં મતદારમંડળોને અપીલ કરવાનું બીજું સાધન પણ આપવામાં આવ્યું છે. પ્રાંતના ગવર્નરને આ સાધનોની છૂટ આપવી જોઈએ. પરંતુ એ પણ ખ્યાલમાં રાખવું જરૂરી છે કે કોઈ પણ બંધારણમાં તેમને આના કરતાં મોટી સત્તાઓ આપવામાં આવે નહિ.

મતદારમંડળોની ઈચ્છા સુનિશ્ચિત કરવામાં આવે તે પછી જો એમ માલૂમ પડે કે નિર્ણય તેમના વિરુદ્ધ ગયો છે, તો દરેક જવાબદાર સરકારના બંધારણમાં ગવર્નર માટે બીજો કોઈ પણ વિકલ્પ આપવામાં આવ્યો નથી, સિવાય કે ગવર્નર તેવા નિર્ણયને તાબે થઈ જાય, પદત્યાગ કરે કે તે સામે લડી લે. પ્રાંતના ગવર્નરને આ સાધનોથી સંતોષ થવો જોઈએ. કોઈ પણ સંજોગો હેઠળ ગવર્નરને કાર્યવાહી કરવાની સ્વતંત્ર સત્તાઓ હોઈ શકે નહિ જેવી સત્તાઓ તેમને હાલના બંધારણમાં મળી છે. જેમાં વિધાનમંડળે પસાર નહિ કરેલા કાનૂનોને પ્રમાણિત કરવાની, વિધાનમંડળે નકારેલા ખર્ચને મંજૂરી આપવાની કે મંત્રીઓને બરતરફ કરીને બંધારણને મોકૂફ રાખવાની અને કામકાજની દિશા પોતે સંભાળી લેવાની સત્તાનો સમાવેશ થાય છે. તેથી, ગવર્નરને બંધારણીય વડા બનાવવા માટે જરૂરી એ છે કે તેમની પ્રમાણનની અને મોકૂફીની સત્તાઓ લઈ લેવી અને એ રીતે, વિધાનમંડળને જવાબદાર મંત્રીઓથી સ્વતંત્ર રહીને કામ કરવાનું ગવર્નર માટે અશક્ય બનાવી દેવું.

૩૨. મંત્રીની સલાહના આધારે કામ કરવાની ગવર્નરની ફરજ જણાવતી કલમની સ્પષ્ટ ભાષા કંઈક મહત્ત્વની છે. જેમાં આ અંગે જણાવાયું છે તે કલમ પર ( ૩) બહુ અસ્પષ્ટ શબ્દોમાં લખાઈ હોવાનું લાગે છે. એ એટલી બધી અનિશ્ચિતતાપૂર્વક લખાઈ છે કે તેનાથી ઈચ્છિત લક્ષ્યની ખાતરી થતી નથી. ગવર્નરે તેમના મંત્રીઓની સલાહ લઈને કામ કરવાનું રહેશે એમ જણાવવાને બદલે જો કલમમાં એમ જણાવાયું હોત કે ગવર્નરનો કોઈ પણ હુકમ, મંત્રી તેના પર સામી સહી કરે નહિ ત્યાં સુધી કાયદેસર ગણાશે નહિ, તો તે વધુ યથાર્થ ગણાયું હોત. આવી ભાષાનો ફરજિયાત પ્રભાવ દેખીતો છે. તે અનુસાર હું કલમની ભાષામાં આવો ફેરફાર કરવાની ભલામણ કરુ છું.

૩૩. ગવર્નરની સત્તાઓની વ્યાખ્યાની સાથોસાથ, કારોબારીમાં ગવર્નરનું સ્થાન પણ વ્યાખ્યાબદ્ધ કરવું જોઇએ. કામકાજની દિશા અંગેની જવાબદારીમાંથી ગવર્નરને મુક્ત રાખવામાં આવ્યા હોવાથી તેમનું કાર્ય કારોબારી કરતાં સુપરવાઇઝરી બની જાય છે. તેમનું મુખ્ય કામકાજ એ જોવાનું રહેશે કે જેમના પર હવે જવાબદારી આવી પડવાની છે તેવી વ્યક્તિઓ તેઓના માર્ગદર્શન માટે બંધારણમાં સ્પષ્ટ જણાવેલા સિદ્ધાંતોનો ભંગ કરતી નથી. ગવર્નર આ કાર્ય બજાવી શકે તેમ કરવા માટે, તેઓ સ્થાનિક રાજકારણથી સ્વતંત્ર હોવા જોઈએ. પૂર્વગ્રહમુક્ત દેખરેખ રાખવા આવું સ્વાતંત્ર્ય તદ્દન આવશ્યક છે. ગવર્નરને સ્વતંત્ર રાખવાનો શ્રેષ્ઠ માર્ગ છે.

તેમને કારોબારીથી દૂર રાખવા ગવર્નર રાજકીય વિવાદોમાં પ્રત્યક્ષ ભાગ લે તેના કરતાં તેમના નિષ્પક્ષ નિર્ણયમાં લોકોના વિશ્વાસને કશી ઠેસ પહોંચશે નહિ. તેમ જ એવો પણ સંદેહ રાખવામાં નહિ આવે કે વિધાનમંડળ અને કારોબારી વચ્ચેના વિવાદો સાથે ગવર્નર જોડાય તેનું પરિણામ લોકોનાં મન બીજું કશું આવી શકે. જો ગવર્નરે તેમનાં કાર્યો, ન્યાયસંગત માનવામાં આવતી રીતે બજાવવાં હોય તો એ બહુ મહત્ત્વનું છે કે તેમણે પક્ષથી પર રહેવું જોઈશે. તે હેતુ માટે જેમ તેમને વિધાનમંડળથી અલિપ્ત રખાયા છે તેમ તેમને કારોબારીથી પણ મુકત રાખવા જોઈશે. તેથી, હું ભલામણ કરું છું કે એવી જોગવાઈ કરવી જોઈએ કે ગવર્નર કારોબારીના ભાગ ગણાશે નહિ તેમજ તેમને તેના પ્રમુખસ્થાને રહેવાનો અધિકાર મળશે નહિ. ગવર્નરના કશા અંતરાય વગર, મુખ્યમંત્રી કારોબારીની બેઠકો બોલાવી શકશે અને તેના પ્રમુખસ્થાને રહી શકશે.



# પ્રકરણ : ૧
# મતાધિકાર

૩૪. મારા સાથીઓએ એવી ભલામણ કરી છે કે શહેરી વિસ્તારોના મતાધિકારને જેમ છે તેમ રાખવો જોઈએ અને ગ્રામવિસ્તારોમાં જમીન મહેસૂલની આકારણી અડધી કરવી જોઈએ. હું આ સાથે સંમત થઈ શકતો નથી. મારા સાથીઓએ મતાધિકારના પ્રશ્નને એ રીતે ગણ્યો છે જાણે કે એ પ્રશ્ન અધિકારનો નહિ પણ મહેરબાનીનો હોય તેમ મને લાગે છે કે કોઈ પણ દેશમાંના રાજકીય સમાજના આધાર તરીકે આવા મતનો સ્વીકાર કરવો એ અત્યંત ભયપ્રદ ગણાય. કારણ કે જો પ્રતિનિધિત્વના અધિકારની વિભાવનાને અપ્રસ્તુત ગણીને ફગાવી દેવાની હોય; જો પ્રતિનિધિત્વના નૈતિક હકદાવાનું એક આધ્યાત્મિક કે લાગણીવશ અવરોધ સિવાય બીજું કંઈ પણ મહત્ત્વ આંકવાનું ન હોય, જો મતાધિકારને, રાજકીય સત્તામાં હોય તેવી વ્યકિતઓ દ્વારા તેમાંથી કરી લેવાના સંભવિત ઉપયોગના પોતાના અંદાજ પ્રમાણે અપાતા કે અટકાવાતા વિશેષાધિકાર તરીકે ગણવામાં આવતો હોય તો એ સ્પષ્ટ દેખાય છે કે જેમને મતાધિકાર ન હોય તેવી વ્યકિતઓની રાજકીય મુક્તિનો સંપૂર્ણ આધાર જેમને મતાધિકાર હોય તેવી વ્યક્તિઓની દયા પર રહેશે. આવો નિર્ણય સ્વીકારવો એટલે એવું સ્વીકારવું કે ગુલામી ખોટી નથી. કારણ કે ગુલામી પણ એવી બાબત છે જેમાં એવી કલ્પના કરવામાં આવી છે કે માનવીઓને જે વ્યક્તિઓ સત્તામાં હોય તે વ્યક્તિઓ તેમને આપવાનું પસંદ કરે તે સિવાયનો બીજો કશો અધિકાર નથી. જે સિધ્ધાંતમાં આવો નિર્ણય હોય તેને, કોઈ પણ સ્વરૂપની લોકપ્રિય સરકાર માટે વિઘાતક ગણવો જોઈએ, અને તેમ હોવાથી હું તેનો સંપૂર્ણ રીતે ઈન્કાર કરું છું.

૩૫. મારા સાથીઓ મતાધિકારના પ્રશ્નને એ રીતે જુએ છે જાણે કે એ બીજું કંઈ નહિ પણ એવી સક્ષમતાનો પ્રશ્ન છે કે, જેના પર સંખ્યાબંધ નામો લખેલાં હોય

તેવો મતપેટીમાં મૂકી દેવાનો એક કાગળનો ટૂકડો હોય. જો એમ ન હોત તો તેઓએ મતાધિકારના વિસ્તરણ માટેના એક માપદંડ તરીકે અક્ષરજ્ઞાનનો આગ્રહ રાખ્યો ન હોત. મતાધિકાર અંગેનો આવો દ્રષ્ટિકોણ બેશક ઉપરછલ્લો છે અને મતાધિકાર શા માટે છે તે અંગેની તેમાં ભારોભાર ગેરસમજ રહેલી છે. જો બહુમતીના મનમાં મતાધિકાર શું છે એનો સાચો ખ્યાલ હોત તો તેઓએ એ વાતનું મહત્ત્વ પિછાણ્યું હોત કે મતાધિકાર એટલે મતપત્ર પર નિશાની કરવાનો સંબંધિત વ્યવહાર તો છે જ પરંતુ તેથી પણ વિશેષ તો એ છે કે મતાધિકાર, "જેના પર સમૂહજીવનને ટકાવી રખાશે અને કલ્યાણનો આદર્શ જારી રખાશે એવી શરતોના વિનિયમન માટેની પ્રત્યક્ષ અને સક્રિય ભાગીદારી માટેનો એક અવસર છે. એક વાર મતાધિકારનો આ ખ્યાલ સ્વીકારાય તો તેમાંથી એવું ફલિત થાય કે મતાધિકાર પાગલ ન હોય તેવી દરેક પુખ્ત વ્યકિતનો હક છે, કારણ કે પ્રત્યેક વ્યક્તિ સમૂહજીવનની ભાગીદાર છે અને પ્રત્યેક વ્યકિત પર તેનાં પરિણામોની અસર થાય છે તેથી પ્રત્યેક વ્યકિતને તેની શરતો નિર્ધારિત કરવાનો અધિકાર છે. આ જ તર્કસિધ્ધાંતમાંથી વધુમાં એવું ફલિત થશે કે વ્યકિત જેટલી વધુ ગરીબ તેના માટે મતાધિકારની જરૂરિયાત તેટલી જ મોટી રહેશે. ખાનગી મિલ્કત પર આધારિત દરેક સમાજના સ્વરૂપમાં માલિકો અને કામદારો વચ્ચેના સામૂહિક જીવનની શરતો શરૂઆતથી જ કામદારો વિરુધ્ધની નક્કી કરવામાં આવે છે. જો કામદારના કલ્યાણ અંગેની બાંયધરી માલિકો તરફથી ઊભા થતા ભય સામે આપવાની હોય તો તેઓનું સામૂહિક જીવન સતત પુનઃવ્યવસ્થિત કરવું જોઈએ. પરંતુ મતાધિકારને મિલ્કતથી અલિપ્ત રાખીને મિલ્કત વગરની તમામ પુખ્ત વ્યકિતઓ સુધી વિસ્તારવામાં ન આવે ત્યાં સુધી આવું ભાગ્યે જ કરી શકાય. તેથી એ સ્પષ્ટ થાય છે કે બેમાંથી ગમે તે દૃષ્ટિકોણથી જોવામાં આવે તો પણ નિર્ણય તો પુખ્ત મતાધિકારના પક્ષે અચૂક જ રહેવાનો. **હું એ નિર્ણયને સ્વીકારું છું અને ભલામણ કરું છું કે મતાધિકાર, ૨૧ થી ઉપરની વયની તમામ પુખ્ત સ્ત્રી-પુરુષોને લાગુ પાડવો જોઈએ.**

૩૬. પુખ્ત મતાધિકાર દાખલ કરવા માટે રાજકીય ન્યાય એ જ માત્ર એક કારણ નથી. રાજકીય ઔચિત્ય પણ તે દાખલ કરવાની તરફેણ કરે છે. મુસ્લિમ જેવી કોમો શા માટે કોમી મતદારમંડળોનો આગ્રહ રાખે છે તેનું એક કારણ એ છે કે તેમને એવો ભય છે કે સંયુકત મતદારમંડળોમાં બહુમતી કોમના મતદારો ચૂંટણી પર એટલી ભારે

અસર વગ વાપરશે કે બેઠકો એવા માણસો પાસે જતી રહેશે જેઓ લઘુમતીની દૃષ્ટિએ અનિચ્છનીય હોય. અહેવાલના પાછળના ભાગમાં મેં જણાવ્યું છે કે પુખ્ત મતાધિકાર દાખલ રહીને આ દલીલનો અસરકારક રીતે નિકાલ કરી શકાશે. બહુમતીએ પુખ્ત મતાધિકારના મહત્ત્વ અંગે કોમી મતદારમંડળોના વિકલ્પ તરીકે વિચાર્યું નથી. બહુમતીએ એમ વિચાર્યું છે કે જાણે કોમી મતદારમંડળો એક શુભ તત્ત્વ હોય જે સાચવી રાખવાનું હોય અને પુખ્ત મતાધિકારને મર્યાદામાં બાંધી રાખવાના એક અનિષ્ટ તરીકે ગણ્યો છે. એ અંગેના મારા વિચારો તદ્દન ઊલટા છે. હું કોમી મતદાર મંડળોને એક અનિષ્ટ તરીકે જોઉં છું અને પુખ્ત મતાધિકારને શુભ તત્ત્વ ગણું છું. જે લોકો મારી સાથે સંમત થશે તેઓ કબૂલ કરશે કે પુખ્ત મતાધિકાર દાખલ કરવાનું એકમાત્ર કારણ એ નથી કે તે એક અંતર્ગત શુભ તત્ત્વ છે પરંતુ એટલા માટે પણ કારણ કે તેનાથી આપણે કોમી મતદાર મંડળોનાં અનિષ્ટથી છૂટકારો મેળવી શકીશું. પરંતુ જે લોકોના રાજકીય વિશ્વાસમાં પુખ્ત મતાધિકારની માન્યતાનો સમાવેશ નથી થતો તે લોકોને પણ મને ખાતરી છે કે આ મંતવ્ય સ્વીકારવામાં કોઈ તકલીફ નહિ પડે. કારણ કે એમ કહેવું એ તો સાદી સમજની બાબત છે કે એમાં કંઈ શંકા નથી કે પુખ્ત મતાધિકાર જો એક અનિષ્ટ જ હોય તો તે કોમી મતદારમંડળો કરતાં ઓછું અનિષ્ટ છે. રાજકીય ન્યાય અને રાજકીય ઔચિત્ય દ્વારા સમર્પિત પુખ્ત મતાધિકાર પણ મને લાગે છે કે લોકમત ધરાવતા મોટા ભાગના સમૂહ દ્વારા માગવામાં આવ્યો છે. અબ્રાહ્મણો અને દલિતો સિવાય ભારતમાંના તમામ રાજકીય પક્ષોનાં મંતવ્યો જેમાં મૂર્ત કરવામાં આવ્યાં છે તે નહેરૂ સમિતિના અહેવાલમાં પુખ્ત મતાધિકારની તરફેણ કરવામાં આવી છે. દલિતોએ પણ તેનો આગ્રહ રાખ્યો છે. સિંધ મુસ્લિમ એસોસિયેશને, મુંબઈ સરકારના એક મુસ્લિમ સભ્યે અને એક અબ્રાહ્મણ સભ્યે પણ તેની તરફેણમાં પોતાની ઇચ્છા વ્યક્ત કરી છે. આમ, પુખ્ત મતાધિકારના સમર્થનમાં લોકમતનું ગણનાપાત્ર સમર્થન મળ્યું છે. મારા સાથીઓએ આપવા ભારે પ્રમાણમાં મોટા લોકમતની ઉપેક્ષા શી રીતે કરી તેનું કારણ મને સમજાતું નથી.

૩૭. મારા સાથીઓએ પુખ્ત મતાધિકાર દાખલ કરવાની વિરુદ્ધમાં પોતાનો નિર્ણય લીધો એમાં બે બાબતોએ મહત્ત્વનો ભાગ ભજવ્યો હોવાનું જણાય છે. એમાંની એક બાબત છે દેશમાં પ્રવર્તતી નિરક્ષરતાનું પ્રમાણ. એનો કોઈ ઈન્કાર કરી શકશે નહિ કે દેશની આમજનતાના લોકોમાં નિરક્ષરતા નથી. પરંતુ આ બાબતની કશી અસર

મતાધિકારના પ્રશ્ન પર પડવી જોઈએ એવા મંતવ્યની સચ્ચાઈ સ્વીકારવા હું તૈયાર નથી. સૌપ્રથમ, નિરક્ષર લોકોની નિરક્ષરતા એ તેમનો વાંક નથી. મુંબઈ સરકારે લાંબા સમયથી લોકોને શિક્ષણ આપવાનું મહત્ત્વનું કાર્ય પોતાને માથે લેવાનો ઈન્કાર કર્યો છે અને જ્યારે તેણે એમ કર્યું ત્યારે તેણે ઈરાદાપૂર્વક શિક્ષણનો લાભ અમુક વર્ગો પૂરતો મર્યાદિત રાખ્યો અને આમજનતાના લોકોને આપવાનો ઈન્કાર કર્યો.

૩૮. ૧૮૫૪ સુધી સરકારે પોતે અમુક વર્ગના શિક્ષણ સામે આમજનતાના શિક્ષણની તરફેણ નહોતી કરી. પરંતુ આમજનતાના લોકોમાં શિક્ષણના પ્રસારની સરકારની ચિંતા થોડાક ઠરાવો પસાર કરવા સિવાય બહુ ઓછી આગળ ધપી છે. નાણાકીય ટેકાની બાબતમાં સરકારે, જે હંમેશાં શિક્ષણ માટે અત્યંત કંજૂસાઈ ભરી જોગવાઈ કરી છે. એ વિચિત્ર છે કે કઈ રીતે સરકારે, જે હંમેશાં કરવેરાની તરફેણ કરતી આવી છે તેણે, ફરજિયાત પ્રાથમિક શિક્ષણ અંગેની માનનીય શ્રી. ગોખલેની દરખાસ્તને સંમતિ આપવાનો ઈન્કાર કર્યો. જો કે તેમાં કરવેરાનો ઉપાય સૂચવ્યો હતો તેમ છતાં પણ સુધારા દાખલ કરવાથી પણ બાબતોની સુધારણા ભાગ્યે જ થવા પામી છે. ઈલાકામાં ફરજિયાત પ્રાથમિક શિક્ષણ અધિનિયમ પસાર કરવા સિવાય આમજનતાના શિક્ષણની દિશામાં કશી પ્રશંસનીય પ્રગતિ થઈ નથી. ઊલટું, પરિસ્થિતિ અમુક હદે કથળી ગઈ છે કારણ કે શિક્ષણને સ્થાનિક સત્તાધિકારીઓને તબદીલ કરવામાં આવ્યું છે જેમાં ખરું પૂછાવો તો એવા લોકો નોકરી કરી રહ્યાં હોય છે કે જેઓ શિક્ષણની પ્રગતિ પ્રત્યે ઉદાસીન કે અજાણ હોય અને ભાગ્યે જ ઉત્સુકતા દાખવતા હોય.

૩૯. દલિતોની વાત કરીએ તો અક્ષરજ્ઞાન મેળવવાની તક હકીકતમાં તેમને અપાઈ જ નથી. તેઓના શિક્ષણના માર્ગમાં અસ્પૃશ્યતા એક અજેય અંતરાય બની ગઈ છે. સરકાર પણ તેની સામે ઝૂકી ગઈ છે અને ભારતમાંની સામાજિક પદ્ધતિની અનિવાર્યતાઓ જોતાં જાહેર શાળાઓમાં પ્રવેશના દલિતોના અધિકારોનો ભોગ લેવામાં આવ્યો છે. ૧૮૫૬ના એક ઠરાવમાં મુંબઈ સરકારે ધારવાડની એક શાળામાં પ્રવેશ માટેની એક મહાર વિદ્યાર્થીની અરજી ફગાવી દેતાં જણાવ્યું હતું કે;

"પત્રવ્યવહારમાં ચર્ચાયેલો પ્રશ્ન એક ખૂબ મોટી વ્યવહારૂ મુશ્કેલીને લગતો પ્રશ્ન છે.

I. એમાં કોઈ શંકા હોઈ શકે નહિ કે મહાર અરજદારના પ્રશ્ને અવ્યક્ત ન્યાય રહેલો છે ; અને સરકારને વિશ્વાસ છે કે ધારવાડમાં શિક્ષણના હાલનાં સાધનોનો પોતે લાભ લઈ શકે તેમાંથી તેને અટકાવનારા પૂર્વગ્રહોને વહેલી તકે દૂર કરવામાં આવશે.

II. પરંતુ સરકારને એક બાબતનો ખ્યાલ રાખવાની ફરજ પડી છે કે યુગોથી પ્રવર્તમાન પૂર્વગ્રહોમાં એકાદ કે થોડીક વ્યકિતઓના ભલા માટે ઉતાવળે દરમિયાનગીરી કરવાથી કદાચ શિક્ષણના હેતુને ભારે નુકસાન થશે. અરજદારને જે ગેરફાયદાનો સામનો કરવો પડે છે તે આ સરકારની સાથે સાથે ઉત્પન્ન થયો નથી, અને એ એક એવો ગેરફાયદો છે જેને સરકાર એ અરજદારની તરફેણમાં જે રીતે અરજદાર સરકારને વિનવે છે તે રીતે દરમિયાનગીરી કરીને ઉતાવળે દૂર કરી શકે નહિ."

૨૬ વર્ષ પછી આવેલા હન્ટર કમિશને એવું તો કહ્યું જ કે સરકારે એ સિધ્ધાંત સ્વીકારવો જોઈએ કે કોઈ પણ વ્યક્તિને સરકારી કોલેજમાં કે શાળામાં માત્ર જ્ઞાતિના કારણસર જ પ્રવેશ આપવાનો ઈન્કાર કરવો નહિ. પરંતુ તેને એમ કહેવું પણ જરૂરી લાગ્યું કે એ સિધ્ધાંતને "સાવચેતીપૂર્વક લાગુ પાડવો" અને આવી સાવચેતીનું પરિણામ એ આવ્યું કે એ સિધ્ધાંતનો અમલ કદીય કરવામાં આવ્યો નહિ. બેશક એક હિંમતભર્યો પ્રયાસ ૧૯૨૧માં ડૉ. પરાંજપે દ્વારા કરાયો હતો જયારે તેઓ શિક્ષણ મંત્રી હતા. પરંતુ તેમની આ કામગીરી પાછળ કોઈ પણ જાતનું સત્તાબળ ન હોવાથી, શાળાઓમાં દલિતોના પ્રવેશ અંગેના તેમના પરિપત્રની ઉપેક્ષા કરવામાં આવી હતી અને પરિણામે દલિતોના જીવનમાં નિરક્ષરતા હજી પણ એક સોચનીય લક્ષણ તરીકે ચાલુ રહી છે.

૪૦. તેથી, આવા નિરક્ષર લોકોને મતાધિકાર કઈ રીતે આપવો એવા વારંવાર પૂછાતા પ્રશ્નનો મારો જવાબ એ છે કે તેઓની નિરક્ષરતા માટે કોણ જવાબદાર છે ? જો નિરક્ષરતા માટેની જવાબદારી સરકાર પર આવી પડતી હોય તો અક્ષરજ્ઞાનને મતાધિકાર માટેની પૂર્વશરત બનાવવાનો અર્થ એ થાય છે કે બહુમતી લોકોને અક્ષરજ્ઞાન મેળવવાની તક તેમના પોતાના કશાય વાંક વગર કદીય મળી ન હતી તેવા ભારે બહુમતી લોકોને રદબાતલ કરી નાખવા. ચાલો માની લઈએ કે નિરક્ષરતા દૂર કર્યા પછી મતાધિકાર આપવો જોઈએ. પણ તો પછી એવી કઈ બાંયધરી છે કે નિરક્ષરતા દૂર કરવાના પ્રયાસો શકય તેટલા વહેલી તકે કરવામાં આવશે ? શિક્ષણનો પ્રશ્ન, રાષ્ટ્રનિર્માણના બીજા પ્રશ્નોની જેમ આખરે તો નાણાંનો પ્રશ્ન છે. જયાં સુધી નાણાં

પૂરતા પ્રમાણમાં મળી ન આવે ત્યાં સુધી શિક્ષણમાં પ્રગતિ થઈ જ ન શકે. તેથી, આવાં નાણાં કઈ રીતે પ્રાપ્ત કરવાં એ એક એવો પ્રશ્ન છે કે જે હલ કરવાનો રહે છે. હાલના મતાધિકારના આધારે ચૂંટાયેલી પરિષદ આ સમસ્યા કદીય હલ કરી શકશે નહિ એ નિર્વિવાદ બાબત છે. એનું સરળ કારણ એ છે કે શિક્ષણ માટે જોઈતાં નાણાં માત્ર ધનિકો પર કરવેરા નાખીને જ પ્રાપ્ત કરી શકાય, અને એ ધનિક લોકો એવા લોકો છે જેમનું હાલની પરિષદ પર નિયંત્રણ છે. એ તો ચોકકસ વાત છે કે ધનિકો, ગરીબોના લાભ માટે તેમના પર કરવેરા ઝીંકાય તેની સંમતિ નહિ આપે, સિવાય કે તેમ કરવાની તેમને ફરજ પાડવામાં આવે. આવી જબરદસ્તી, જેમાં ગરીબો અને નિરક્ષરો પોતાનો પૂરતો અવાજ રજૂ કરી શકે એવી પરિષદની રચનામાં આમૂલ પરિવર્તન દ્વારા જ કરી શકાય. આ ન બને ત્યાં સુધી, નિરક્ષરતાનો પ્રશ્ન કદીય ઉકલી નહિ શકે. એ અધિકાર તેમને આપવાનો ઈન્કાર કરવો એટલે અન્યાયભરી પરિસ્થિતિનું સર્જન કરવું ગણાશે. લોકોને નિરક્ષર રાખવા અને પછી તેઓની નિરક્ષરતાને, તેઓને મતાધિકાર નહિ આપવા માટેનું કારણ બનાવવું એટલે એમના ઘામાં મીઠું ભભરાવવા જેવું થયું ગણાય. પરંતુ આ પરિસ્થિતિમાં એનાથી ય કંઈ વિશેષ રહેલું છે. તેમાં એ ઘાને વધુ પહોળો બનાવવા જેવું રહેલું છે. કારણ કે લોકોને નિરક્ષર રાખવા અને છી, જે દ્વારા તેઓ પોતાની નિરક્ષરતાને દૂર કરવા માટેની અસરકારક રીતે જોગવાઈ કરી શકે તે માટેનું એક માત્ર સાધન છે તેવો મતાધિકાર તેઓને આપવાનો ઈન્કાર કરવો એટલે તેઓની નિરક્ષરતાને કાયમી બનાવી દેવી અને તેઓના મતાધિકારના દિવસને અનિશ્ચિત રીતે અટકાવી દેવો એમ થયું ગણાય.

૪૧. એમ કહી શકાય કે પ્રશ્ન એ નથી કે નિરક્ષરતા માટે કોણ જવાબદાર છે; પ્રશ્ન એ છે કે નિરક્ષર વ્યકિતને મતનો અધિકાર આપવો કે કેમ ? મારો જવાબ એ છે કે પ્રશ્ન અક્ષરજ્ઞાન કે નિરક્ષરતાનો ન હોઈ શકે, પ્રશ્ન બુદ્ધિમત્તાનો જ હોઈ શકે. જેઓ એક કસોટી તરીકે અક્ષરજ્ઞાનનો આગ્રહ રાખે છે અને તેને મતાધિકારની પૂર્વશરત બનાવવાનો આગ્રહ રાખે છે. તેઓ મારા મતે બે ભૂલો કરી રહ્યાં છે. તેઓની પહેલી ભૂલ એ છે કે તેઓ એમ માને છે કે અભણ વ્યકિત બુદ્ધિહીન વ્યકિત છે. પરંતુ સૌ જાણે છે કે અભણ વ્યકિત ખૂબ બુદ્ધિશાળી વ્યકિત હોઈ શકે છે એમ કહેવું એ વિરોધાભાસ નથી. ખરેખર તો અનુભવે એમ જણાયું છે કે ભારત સહિતના સમગ્ર વિશ્વમાં અભણ લોકો તેઓનાં પોતાનાં કામકાજને પૂરતા પ્રમાણમાં સમજવાની બુદ્ધિમત્તા

ધરાવતા હોય છે. કાયદો એવું માની લે છે કે અમુક વય થાય ત્યારે દરેક વ્યકિતને તેના પોતાના કામકાજનો વહીવટ કરવાની જવાબદારી તેને સોંપી શકાય એટલી બુધ્ધિ અને સમજણ તેનામાં આવી જાય છે. અભણ વ્યકિત તેના મતાધિકારનો ઉપયોગ કરવામાં સહેલાઈથી ભૂલ કરી શકે છે. પરંતુ મુંબઈના વિકાસ વિભાગે નિર્ણય અંગે એવી જ મહાન ભૂલો કરી છે જેનો આપણે તિરસ્કાર કરીએ તો પણ તેને આપણે વેઠી લઈએ છીએ અને જો તેઓ આનાથી ય મોટી ભૂલો કરે તો પણ એ તો સારું જ ગણાશે કે તેઓને મતાધિકાર આપવો જોઈએ. કારણ કે મુકત અને પ્રજાકીય સરકાર અંગેના તમામ વિશ્વાસનો આધાર આખરે તો એવી પ્રતીતિ પર રહેલો છે કે લોકો સ્વાતંત્ર્ય અંગેની ભૂલો દ્વારા જે ગુમાવે છે તેના કરતાં વધુ તો અનુભવ દ્વારા મેળવે છે. અને એ સમજવું મુશ્કેલ છે કે જે સત્ય બિન-રાજકીય ક્ષેત્રમાંની વ્યકિતઓ માટે લાગુ પડે છે તે સત્ય રાજકીય ક્ષેત્રમાં શા માટે લાગુ ન પડી શકે. તેઓની બીજી ભૂલ એ છે કે તેઓ એમ માની લે છે કે અભણ લોકો પાસે હોય છે તેના કરતાં ભણેલા લોકો પાસે ઊંચી કક્ષાની બુધ્ધિમત્તા કે જ્ઞાન હોય છે. આ મુદ્દા પર બ્રાઈસના શબ્દો ટાંકી શકાય. "આધુનિક લોકશાહીઓ" ની તેની મોજણીમાં તે એવો પ્રશ્ન કરે છે કે લખવા-વાંચવાની શક્તિ કેટલા પ્રમાણમાં નાગરિક સક્ષમતા લાવવામાં સફળ નીવડે છે અને તે તેનો જવાબ આવો આપે છે : વ્યવહારૂ દ્રષ્ટિએ એકમાત્ર કસોટી એ જ હોવાના કારણે આપણે માની લઈએ છીએ કે એ પૂરતી કસોટી છે. પણ તે ખરેખર એમ છે ખરું ? આપણામાંના કેટલાકને એ યાદ હશે કે સાઠ વર્ષ પહેલાંના અંગ્રેજ ગામડિયા લોકોમાં ચાલાક માણસો જેઓ વાંચી શકતા ન હતા પણ ભારે કોઠાસૂઝને કારણે અને તીવ્ર સમજ દ્વારા તથા ટકોરાબંધ નિર્ણયના લીધે, આજે તેઓનાં છાપાં વાંચતા અને સિનેમા જોતા પૌત્રોની જેમ જ મત આપવા માટે સારી રીતે લાયકાત ધરાવે છે. હાલની લોકશાહીઓમાંના મતદારો કરતાં 'એથેનિયન' મતદારો વધુ સારા હતા. નાગરિક મતાધિકાર માટે યોગ્ય હતા. પેલા ગ્રીક મતદારો રાજનીતિશાસ્ત્ર શામાંથી ભણ્યા? છાપેલાં અને કોઈ લખેલાં પાનાંમાંથી નહિ પણ સિધ્ધહસ્ત વકતાઓને સાંભળીને અને પરસ્પર વાર્તાલાપ કરીને વાંચવા કરતાં વાત કરવી વધુ ફાયદાકારક છે કારણ કે વાત કરવામાં મન ઓછું નિષ્ક્રિય હોય છે. વાંચવું નહિ પણ વિચારવું મહત્ત્વનું છે, એટલે મારા કહેવાનો અર્થ એ છે કે હકીકતોનો તાગ મેળવવાની શક્તિ અને તેના આધારે ક્રમશઃ દલીલ કરવી એ મહત્ત્વનું છે. વાતચીત કરવામાં બુધ્ધિ ચમકારાનો સંઘર્ષ થાય છે. અને એટલા અંશે માનસિક વ્યાયામ પણ થાય છે. પરંતુ

આજના જમાનામાં વિચારવાનું સ્થાન આપણાં વાચને લીધું છે. જે માણસ કેવળ તેના પોતાના પક્ષનું છાપું વાંચે છે અને બીજા રંગબેરંગી મસાલાના ખીચડામાં ગુનાનાં વર્ણનો અને ફૂટબોલની મેચોના અહેવાલોની સાથે સાથે તે છાપાનું રાજકીય તત્ત્વજ્ઞાન પણ વાંચે છે તેને એ જાણવું જરૂરી નથી લાગતું કે પ્રશ્નની એકથી વધુ બાજુઓ હોઈ શકે છે. અને જો કોઈ હોય તો પણ તે અંગે પૃચ્છા પણ ભાગ્યે જ કરતો હોય છે અને પુરાવો પણ જોતો નથી કે તે છાપું તેને શું કહેવા માગે છે. છાપેલા પાનામાં કંઈક અગમ્ય શકિત રજૂ થતી હોવાના કારણે તે માણસ વાતચીતમાં જે સાંભળે છે તેના કરતાં છાપાને વધુ સહેલાઈથી માની જાય છે. તે માણસ કારખાનામાં કે અન્ય સ્થળે તેના કોઈ સાથીની વાત નહિ માની લે પણ છાપામાં છપાયેલાં નિવેદનો, કદાચ અકારણ હોય તો પણ કદાચ ઉપજાવી કાઢેલાં હોય તો પણ માની લે છે. વધુમાં, જ્ઞાનવૃક્ષ તો અનિષ્ટનું પણ જ્ઞાનવૃક્ષ હોઈ શકે છે અને શુભતત્ત્વનું પણ જ્ઞાનવૃક્ષ હોઈ શકે છે. છાપેલા પાના પરના સત્યને જૂઠાણાં કરતાં વધારે તક મળતી નથી, સિવાય કે એવા લોકો કે જેઓનું વાચન વિશાળ હોય અને જેઓમાં વિવેક નિર્ણયની શકિત હોય. કોઈ પણ પક્ષનું છાપું જો અમુક હકીકતોને દબાવી રાખતું હોય અને અમુક બીજી હકીકતોની વિકૃત રજૂઆત કરતું હોય તો એ તમામ માર્ગદર્શક સાધનોમાં સૌથી ખરાબ છે, કારણ કે તે અસત્યનું સતત રટણ કરી કરીને કોઈ પણ માણસ કે માનવસમૂહ કરતાં વધુ મોટી છાપ ઊભી કરતું હોય છે, જે કામ મુદ્રણકલાની શોધ થઈ તે પહેલાં, ધર્મોપદેશકોનાં કપડાં પહેરીને આધ્યાત્મિક તત્ત્વજ્ઞાનીઓ કરતા હતા. આ રીતે તેનાં પક્ષનાં છાપાં દ્વારાં માર્ગદર્શન પામેલો આધુનિક મતદાતા તેના દાદા કરતાં કંઈ વધુ સારી સ્થિતિમાં નથી કારણ કે તેના દાદા એંસી વર્ષ પહેલાં તેના જમીનદાર કે તેની નોકરીના માલિક કે (આર્યલેન્ડમાં) તેના પાદરી કહે તેમ મત આપતા હતા. દાદા કમસે કમ એટલું તો જાણતા હતા કે તે કોને અનુસરે છે. જયારે પૌત્ર કે જ વિવાદની એક બાજુએ શું છાપ્યું છે તે જ વાંચે છે તે, છાપાના માલિકના સ્વાર્થી હિતસંબંધોનો ભોગ બની જાય છે અને તેની સાદગી જાહેર મતને વ્યક્ત કરે તેવા અથવા તેના હૈયે વસે તેવા લોકકલ્યાણને માની લે છે. તેથી, એવી લોકશાહી જેમાં માત્ર વાંચવાનું જ શીખવવામાં આવ્યું હોય અને સાથે સાથે વિચારવાનું અને નિર્ણય કરવાનું પણ શીખવવામાં આવ્યું ન હોય તેવી લોકશાહી વાંચવાની શક્તિના કારણે સારી ગણાશે નહિ."

૪૨. મને એવું જણાય છે કે ભારતમાં આમજનતાના અક્ષરજ્ઞાનને માટે ભારે મોટો હોબાળો મચાવવામાં આવી રહ્યો છે. અંગ્રેજ મતદાના લો અને મતદાતા તરીકે તેનું વર્તન તપાસો તો આપણને શું જોવા મળે છે ?

તા. ૨૧મી ઑગસ્ટ, ૧૯૨૪ના ટાઈમ્સ લીટરસી સપ્લીમેન્ટમાં તેને માટે આ પ્રમાણે લખવામાં આવ્યું છે.

લોકોના બહોળા જનસમુદાયને કશો ગંભીર રસ નથી. તેઓના મતોથી તમામ રાજકીય મુદ્દાઓનો નિર્ણય થાય છે. પરંતુ તેઓ રાજકારણનો કક્કો પણ જાણતા નથી એ એક ક્ષોભ પમાડે એવો પણ બહુ સુવ્યવસ્થિત વિચાર છે કે જકાત સુધારા કે કરવેરા કે વિદેશનીતિ વિશેનો નિર્ણય હવે એવાં સ્ત્રીપરુષો દ્વારા કરવામાં આવે છે કે જેઓએ પોતાની જિંદગીમાં ગંભીર રાજકારણની ડઝનેક કટારો પણ કદી વાંચી હોય. આઠ વર્ષ અગાઉના જૂના સંકીર્ણ મતદારમંડળમાંથી કદાચ ઓછામાં ઓછા બે-તૃતીયાંશે આજના પ્રશ્ન અંગેના રાજકીય પ્રવચનોનો ઉત્સુકતાથી અભ્યાસ કર્યો હશે. આજે પાંચ ટકા મતદાતાઓ પણ ચર્ચાઓ કે અગ્રલેખો વાંચતા હશે. શેષભાગ ગમે તેટલો વિશિષ્ટ હશે પણ નાનો છે. એકંદરે લોકશાહી અશિષ્ટ આનંદથી સંતુષ્ટ છે જે રીતે બોટલ્સને બિભત્સ મજાકમાં મઝા પડતી હતી તેમ; અને તેનાથી તેના મનને હળવાશ મળે છે કારણ કે તેનાં છાપાંથી તેના રવિવારના દિવસો તેણે તેના દીક્ષા-દેવળમાં ગાળેલા દિવસો કરતાં વધુ ભ્રષ્ટ બને છે. આ એવું વાતાવરણ છે જેના ઝેરી ગેસ સામે શાળાઓ તેઓની સંસ્કૃતિનાં કવચ વ્યર્થ પૂરાં પાડે છે."

૪૩. એ ચોક્કસ વાત છે કે જો બ્રિટિશ લોકશાહી કહો કે બ્રિટિશ સામ્રાજ્યને ઉપર જણાવ્યા તેવા મતદારો દ્વારા શાસિત થવામાં સંતોષ થતો હોય, તો એવી દલીલ કરી શકાય છે કે ભારતીયો જેઓ પુખ્ત મતાધિકારના વિરોધીઓ છે તેઓ માત્ર અન્યાયી અને અવ્યવહારૂ છે એટલું જ નહિ બલકે તેઓ વધુ પડતો ઉહાપોહ મચાવી રહ્યા છે અને તેઓ પોતાની જાતને એવા આરોપ માટે ખુલ્લી કરી રહ્યા છે કે તેઓ રાજકીય સત્તાને ખોટી રીતે પ્રાપ્ત કરવા માટે આમજનતાની નિરક્ષરતાનું બહાનું કાઢી રહ્યાં છે. કારણ કે એવો આગ્રહ રાખવો'કે રાજકીય સંપ્રદાયોના સૂક્ષ્મ ભેદની સળંગ પરખ અને એવા ભેદ વચ્ચેની સૂક્ષ્મ રેખાને ઓળખવાની શક્તિ એ રાજકીય બુદ્ધિપ્રતિભાની જરૂરી કસોટીઓ છે એ ઓછામાં ઓછું કરીએ તો દંભ છે. નાના રાજકીય પ્રશ્નો અંગે

કોઈ પણ મતદારને પછી તે ગમે તે દેશમાં હોય તો પણ કદીય ચોકસાઈપૂર્વકની માહિતી આપવામાં નહિ આવે. તેમ જ આવી ઝીણી જાણકારી જરૂરી પણ નથી. મતદાર પાસેથી બહુ બહુ તો એટલી આશા રાખી શકાય કે વિસ્તૃત મુદ્દાઓ સમજવાની અને તેના મતે તેની સૌથી સારી સેવા કરી શકે તેવા ઉમેદવારને પસંદ કરવાની તેની શક્તિ છે અને હું આવું કહેવાની હિંમત ધરાવું છું કે આ વાત સરેરાશ ભારતીયની ગજા બહારની નથી.

૪૪. મારા સાથીઓના મન પર, પુખ્ત મતાધિકારનો ઈનકાર કરવામાં દેખીતી રીતે અસર કરી ગયેલી બાબત છે. ઈંગ્લેન્ડ જેવા દેશોની સરખામણી એવી. દલીલ કરવામાં આવે છે કે ૧૪૨૯માં ચાળીસ શિલિંગના અધિકારવાળી મિલકત પરથી પુખ્ત મતાધિકારનું વિસ્તરણ ૧૮૩૨ સુધી થયું તેમાં ૫,૦૦,૦૦૦ કરતાં ઓછી વ્યકિતઓ હતી. જેઓને સંસદ સભ્યોની ચૂંટણીમાં મત આપવાનો અધિકાર હતો, તે વર્ષનો સુધારા અધિનિયમ થયો ત્યાં સુધી મતદારોની સંખ્યા વધીને લગભગ ૧,૦૦૦,૦૦૦ થઈ ગઈ હતી; ૧૮૬૭ નો અધિનિયમ પસાર કરવામાં આવ્યો ત્યાં સુધી મતાધિકાર ઓછો કરવાનાં વધુ પગલાં લેવામાં આવ્યાં ન હતાં. એ અધિનિયમથી સંખ્યા વધીને ૨,૫૦૦,૦૦૦ થઈ ગઈ હતી. તે પછીનું પગલું ૧૭ વર્ષ પછી લેવામાં આવ્યું હતું. જયારે ૧૮૮૪ના અધિનિયમથી તે સંખ્યા ફરી વધીને ૫,૫૦૦,૦૦૦ થઈ ગઈ હતી; અને પુખ્ત મતાધિકાર-૩૪ વર્ષ પસાર થઈ ગયાં ત્યાં સુધી જયારે ૧૯૧૮નો લોકપ્રતિનિધિત્વ અધિનિયમ પસાર કરવામાં આવ્યો ત્યારે મળ્યો. લોકોના જુદા જુદા સમૂહો બહુ જુદા હેતુઓ માટે આ હકીકતનો ઉપયોગ કરે છે. જેઓ સામાજિક ટોરીઓ અને રાજકીય ક્રાંતિકારીઓ છે તેવા લોકોનો એક સમૂહ આનો ઉપયોગ તેમની એવી દલીલના સમર્થનમાં કરે છે કે વિધાનમંડળને પૂરી સત્તા આપી શકાય. જો કે તે પૂરેપૂરા પ્રતિનિધિત્વવાળી ન હોય તો પણ ; અને તેઓના વિરોધીઓની આ દલીલના ઉત્તરમાં તેઓ કહે છે કે આટલા ઓછા પ્રતિનિધિત્વવાળા વિધાનમંડળને સત્તા તબદીલ કરવી એનો અર્થ અલ્પજનશાસનને સત્તા તબદીલ કરવી એવો થશે. બીજા લોકો પોતાની દલીલના સમર્થનમાં એમ કહે છે કે મતાધિકારની બાબતમાં આપણે બીજાં રાષ્ટ્રોએ કર્યું છે તેમ હળવે હળવે આગળ વધવું જોઈએ અને એક પછી એક ડગલું ભરવું જોઈએ. આ બીજા જૂથના ટીકાકારોને મારો જવાબ એ છે કે આ અમુક બાબતમાં આપણે શા માટે અંગ્રેજ રાષ્ટ્રના પગલે પગલે ચાલવું જોઈએ. એનું કંઈ કારણ નથી.

એ તો ચોક્કસ વાત છે કે અંગ્રેજ લોકોએ મતાધિકારની બાબતમાં કાર્યવાહીની કોઈ ફિલસૂફી તૈયાર કરી ન હતી. બીજી બાજુ, વિસ્તરણ પ્રક્રિયાને જો આટલા લાંબા સમયગાળા લાગ્યા હોય તો તેનું કારણ એ હતું કે શાસક વર્ગના અંગ્રેજ લોકો પોતાનું ભલું ઇચ્છતા હતા. ઉપરાંત, શા માટે દરેક રાષ્ટ્રે બીજાં રાષ્ટ્રોએ કર્યું હોય તેમ એ જ તબક્કામાંથી પસાર થવું જોઈએ અને એ જ નાટક ભજવવું જોઈએ ? એમ કરવાનો અર્થ તો એ થાય છે કે જેઓ મોડા જન્મ્યા હોય તેઓને સદા ખુલ્લો રહેતો લાભ લણવાનો ઈન્કાર કરવો. બીજા વિભાગના ટીકાકારોને મારો જવાબ એ છે કે તેમની દલીલ એક હકીકત તરીકે સાચી છે કે સંસદમાં વસ્તીની નાની ટકાવારીનું જ પ્રતિનિધિત્વ હતું. ત્યારે પણ સંસદે સાર્વભૌમ રાજયની સંપૂર્ણ સત્તાનો ઉપયોગ કર્યો જ હતો. પણ પ્રશ્ન એ છે કે રાષ્ટ્રને માટે તેનાં પરિણામો શું આવ્યાં ? લોર્ડ શાફ્ટસબરીના કહેવા પ્રમાણે, ફરીથી નહિ રચાયેલી સંસદ દ્વારા થયેલાં અસામાજિક કાયદાથી પરિચિત હોય તેવી કોઈ પણ વ્યકિત ચોકકસ એમ નહિ ઈચ્છે કે એ પ્રયોગ આ દેશમાં ફરીથી કરવામાં આવે. આ પરિણામ, ઇંગ્લેન્ડમાં પ્રવર્તમાન મર્યાદિત મતાધિકારનું અનિવાર્ય પરિણામ હતું. મારા મતે, આ ટીકાકારોએ જેનો આશ્રય લીધો છે તે હકીકતો એવી મતલબનું સમર્થન નથી કરતી કે મર્યાદિત મતાધિકાર પર આધારિત સરકાર સૌથી ખરાબ પ્રકારની સરકાર છે. કારણ કે તેનાથી અલ્પજનશાસન જન્મે છે. સંયુકત અહેવાલના કર્તાઓ દ્વારા આવા પરિણામનો કદીય વિચાર કરાયો ન હતો. ખરેખર તો તેઓ આ અનિષ્ટથી એટલા સભાન હતા કે વિચારણાની બાબતોમાં કાનૂની કમિશને કોમી પ્રતિનિધિત્વને રાખવાની મહત્ત્વની બાબત સહિત. મતાધિકારનું સંચાલન અને મતદારમંડળોની રચના અંગે વિચારવું જોઈએ. ખરેખર, અમે વિસ્તૃત મતાધિકારના વિકાસને એક કમાન ગણીએ છીએ. જેના પર સ્વશાસનની ભવ્ય ઈમારત ચણી શકાય. કારણ કે અમારો એવો ઈરાદો નથી કે અમારા સુધારાનું પરિણામ માત્ર એવું આવે કે સત્તાની તબદીલી નોકરશાહી પાસેથી અલ્પજન શાસનને કરવામાં આવે."

૪૫. તેમ છતાં,અલ્પજનશાસનને અટકાવવા માટેનો ઉપાય શો છે ? હું જે વિચારી શકું છું તે ઉપાય માત્ર એ જ છે કે પુખ્ત મતાધિકાર આપવો. એવી ટકોર કરવી મુદ્દાસરની ગણાશે કે ૧૯૨૮ના સિલોન કમિશનના સભ્યો જેઓ સંયુકત અહેવાલના સભ્યોની જેમ સભાન હતા કે "આ નાના પરિમાણોના મતદારમંડળને જવાબદાર સરકાર અપાવી એનો અર્થ એ થશે કે અલ્પજનશાસનને સત્તા પર મૂકવું જેમાં એવી

કોઈ બાંયધરી નહિ હોય કે શેષ ભાગના લોકોના હિતો અંગે સત્તામાં રહેલા લોકો દ્વારા મસલત કરવામાં આવે," અને જેઓને એમ લાગ્યું હતું કે "એ જોવું જરૂરી હતું કે હિઝ મેજેસ્ટીની સરકાર માત્ર સિલોનમાંના વધુ ધનિક અને વધુ ઉચ્ચ શિક્ષાપ્રાપ્ત તત્વોની જ ટ્રસ્ટી નહોતી. બલકે ખેડૂતો અને મજૂરોની અને વસ્તીનો મોટો ભાગ બનતા તમામ ગરીબ વર્ગોની પણ એટલા જ પ્રમાણમાં ટ્રસ્ટી હતી." અને જેઓએ એવું ઠરાવ્યું હતું કે "ગરીબ વર્ગોનાં હિતોને ધનિક વર્ગોના નિરંકુશ નિયંત્રણના હવાલે કરી દેવા એનો અર્થ તેના વિશ્વાસને છેહ દીધા બરાબર ગણાશે." તેઓ એવા નિર્ણય પર આવ્યા કે અક્ષરજ્ઞાનને રાજ્ય પરિષદની ચૂંટણીમાં મતદારોની એક લાયકાત તરીકે રાખવી જોઈએ નહિ." તેઓએ કહ્યું કે "અમારા મતે, જવાબદાર સરકારનો વિકાસ એ બાબતને જરૂરી બનાવે છે કે સરકાર પર અને મતાધિકાર પર વગ ઊભી કરવા માટે લોકોના સાધારણ વર્ગને મળતી તક વધારવાને ન્યાયી રીતે અને શાણી રીતે શિક્ષિત વર્ગો પૂરતું મર્યાદિત રાખી શકાય નહિ." જો પુખ્ત મતાધિકારને સિલોન માટે નિયત કરી શકાય તો સ્વાભાવિક રીતે ઉપસ્થિત થતો પ્રશ્ન એ રહેશે કે શા માટે તે ભારત માટે નિયત કરવો જોઈએ નહિ ? એ જ પ્રમાણે, બંને દેશોમાંની રાજકીય અને સામાજિક, આર્થિક અને શૈક્ષણિક પરિસ્થિતિઓ એટલી વિશિષ્ટ છે કે મતાધિકારની બાબતમાં તે અંગે કામગીરી કરવી એટલે ભેદ ઊભો કરવા જેવું ગણાશે અને તેવા ભેદને વાજબી ઠરાવવા જેવો સાચો ભેદ છે જ નહિ. સરખામણી જવા દઈએ અને આ કેસને તદ્દન ગુણવત્તાના આધારે વિચારીએ તો પણ એ નિર્વિવાદ વાત છે કે બંનેમાંનો જો કોઈ એક દેશ પુખ્ત મતાધિકારના ઉપયોગ માટે વિશ્વાસ કરવા યોગ્ય વધુ લાયક હોય તો તે ભારતના લોકો છે અને તેમાંય વધુ યોગ્ય લોકો મુંબઈ ઇલાકાના છે જ્યાં ગ્રામપંચાયતોમાં પુખ્ત મતાધિકારની પદ્ધતિ અમલમાં છે જ.



# પ્રકરણ : ૨

# મતદારમંડળો

૪૬. હાલની વિધાનપરિષદ ૧૧૪ સભ્યોની બનેલી છે. જેમાંથી ૨૬ સભ્યોને નિયુકત કરવામાં આવ્યા છે અને ૮૬ને ચૂંટવામાં આવ્યા છે. નિયુકત સભ્યોનાં બે જૂથો છે. (એ) સરકારના અડધા અનામત ભાગનું પ્રતિનિધિત્વ કરતા સરકારી સભ્યો અને (બી) (૧) દલિતો, (૨) મજૂરો (૩) ઍંગ્લોઈન્ડીયનો (૪) ભારતીય ખ્રિસ્તીઓ અને (૫) કપાસ ઉદ્યોગનું પ્રતિનિધિત્વ કરતા બિનસરકારી સભ્યો ચૂંટાયેલા સભ્યોમાંથી (૧) કેટલાક સભ્યો જમીનદારો, વાણિજય અને ઉદ્યોગનાં હિતોનું પ્રતિનિધિત્વ કરવા માટે ઊભાં કરાયેલાં વર્ગ-મતદારમંડળો દ્વારા ચૂંટાયેલા સભ્યો છે (૨) કેટલાક સભ્યો મરાઠા અને સંલગ્ન જ્ઞાતિઓ અને બાકીનાઓ માટેનાં અનામત મતદારમંડળો દ્વારા ચૂંટાયેલા સભ્યો છે. (૩) મુસ્લિમો અને યુરોપિયનો માટે શરૂ કરાયેલાં કોમી મતદારમંડળો દ્વારા ચૂંટાયેલા સભ્યો છે. પ્રશ્ન એ છે કે આ મતદાર-માળખાને ફેરફાર વગર જાળવી રાખવું જોઈએ કે કેમ ? કોઈ પણ નિર્ણય કરતા પહેલાં સૈદ્ધાંતિક અને વ્યવહારૂ એમ બંને દૃષ્ટિએ તેનું મૂલ્યાંકન કરવું જરૂરી છે.

## નિયુકત સભ્યો

૪૭. નિયુકત સભ્યો સામે એવી દલીલ કરવામાં આવે છે કે પરિષદમાં તેઓની હાજરીથી પ્રતિનિધિત્વ ધરાવના સ્વરૂપને ભારે ધકકો પહોંચે છે. જે રીતે જવાબદાર સ્વશાસનનું તાત્પર્ય એ છે કે કારોબારીએ વિધાનમંડળને જવાબદાર રહેવું જોઈએ, એ જ રીતે પ્રતિનિધિત્વ ધરાવતી સરકારનું તાત્પર્ય એ છે કે વિધાનમંડળે લોકોને જવાબદાર રહેવું જોઈએ. આવી જવાબદારી માત્ર તો જ આવી શકે જયારે વિધાનમંડળ લોકો દ્વારા ચૂંટાયેલું હોય. નિયુકત સભ્યની પદ્ધતિથી ગૃહ બિનપ્રતિનિધિત્વ ધરાવતું બની

જાય છે એટલું જ નહિ બલકે તેનાથી કારોબારી પણ બેજવાબદાર બની જાય એવો સંભવ રહે છે. કારણ કે નિયુક્તિની સત્તાની રૂએ તે સત્તાનો ઉપયોગ જેની સલાહથી કરવામાં આવે છે તે કારોબારી વિધાનમંડળના લગભગ ૨૫ ટકા સભ્યોને નીમે છે, પરિણામે ગૃહનો આટલો મોટો ભાગ, કારોબારીના ટીકાકારો કરતાં કારોબારીના કર્મચારીઓ બની જાય છે. નિયુકત બિનસરકારી સભ્યો સરકારના કર્મચારીઓ નથી એ હકીકતથી આ મતમાં જરાય ફેર પડતો નથી. કારણ કે નિયુકત બિનસરકારી સભ્યોને હંમેશાં ખરીદી શકાય છે અને એવા સભ્યનું સ્વાતંત્ર્ય ખરીદી લેવાની દ્રષ્ટિએ ચૂંટાયેલા સભ્ય પર વગ વાપરવા અંગે કારોબારી સમક્ષ ઘણા માર્ગો ખુલ્લા થઈ જાય છે. કોઈ સભ્યને ખિતાબો અને સન્માનચિન્હો સીધેસીધાં એનાયત કરવાં અથવા તો તેના મિત્રો તથા સગાં- સંબંધીઓને કોઈ પ્રકારનો આશ્રય પ્રદાન કરવો એ આવી પદ્ધતિઓના થોડાક નમૂના છે. પરંતુ નિયુકત બિનસરકારી સભ્યો સ્વાતંત્ર્યની એવી અધમ પરિસ્થિતિમાં આવી જ ગયા હોય છે કે કારોબારીએ તેઓનું સ્વાતંત્ર્ય ખરીદી લેવાનું રહેતું નથી. તેઓની પાસે વેચવા માટે કોઈ સ્વાતંત્ર્ય કદીય હોતું જ નથી, તેઓ તો કારોબારીના કીડા બની જાય છે અને તેઓને બેઠકો એવી શરત નહિ તો સમજના આધારે આપવામાં આવે છે કે તેઓ કારોબારીના મિત્રો તરીકે વર્તશે. તેમજ આવો કોઈ નિયુકત સભ્ય માથાભારે બની આવી સમજનો ભંગ કરે તો તે સામે કારોબારી લાચાર બની જતી નથી. કારણ કે કારોબારી પાસે છે તેવી પુનર્નિયુક્તિની સત્તાથી તે તેવા સભ્યને પુનર્નિયુકત કરવાની ના પાડી દઈને તેને સૌથી કડક શિક્ષા કરી શકે છે અને એવા પ્રસંગો છે જયાં કારોબારીએ એવી શિક્ષા કરી હોય. રાજાના 'વિટો'ની જેમ પુનર્નિયુકત કરવાની આ સત્તાનું જ્ઞાન હોવાથી, પ્રત્યેક નિયુકત સભ્ય કારોબારીનો હજૂરિયો બની જાય છે.

૪૮. નિયુક્તિની પ્રથામાંથી ઊભુ થતું બીજું અનિષ્ટ પણ જણાવવું જોઈએ. નિયુકત બિન-સરકારી સભ્યો, જેમના પ્રતિનિધિત્વ માટે મતદાર મંડળની પદ્ધતિ શોધી કાઢવામાં આવી છે તેઓની અમુક કોમોના હિતનું પ્રતિનિધિત્વ કરતા હોવાથી જે રીતે નિયુકત સરકારી સભ્યોને સરકારનાં હિતનું સમર્થન કરવા માટે નિયુકત કરવામાં આવે છે તે પ્રમાણે તેને અપૂરતું ગણવામાં આવે છે. અફસોસ થાય તેવી બાબત એ છે કે જયારે નિયુકત સરકારી સભ્યો સરકારના હિતોની દરકાર રાખે છે ત્યારે નિયુકત બિન-સરકારી સભ્યો તેઓના મતવિસ્તારના લોકોના હિતને સાવ ભૂલી જાય છે.

ખરેખર, કોઈ નિયુકત બિન-સરકારી સભ્ય તેની કોમની સેવા કરી શકે નહિ. કારણ કે ઘણીવાર એવું બને છે કે કોમોનાં હિતની સેવા માત્ર સરકારી કાર્યવાહી પર વગનો ઉપયોગ કરીને જ કરી શકાય છે, અને આવું શક્ય ત્યારે જ બને કે જયારે કારોબારીને ટીકાનું નિશાન બનાવવામાં આવે અને પ્રતિકૂળ નોંધની અસરોનું તેને ભાન કરાવતા રહેવાય. પરંતુ, નિયુકત સભ્યની સ્થિતિ જ એવી હોય છે કે આ સાધનનો તેને ઈન્કાર કરવામાં આવે છે અને પરિણામે કારોબારીને તેના ટેકાની ખાતરી હોય તેમ છતાં કારોબારી તેવા સભ્યના ઉદ્દેશ પરત્વે ઉદાસીન બની જાય છે. અને નિયુકત સભ્યને તેમનું સ્વાતંત્ર્ય અપાતું ન હોવાથી, જેઓનું તે પ્રતિનિધિત્વ કરતો હોય તેવા લોકોની સ્થિતિમાં કોઈ પણ પરિવર્તન લાવવામાં તે લાચાર બની જાય છે. આમ, નિયુકિત દ્વારા પ્રતિનિધિત્વ એ પ્રતિનિધિત્વ નથી એ કેવળ ઉપહાસ છે.

૪૯. નિયુકિતની પ્રથાની બીજી એક ગંભીર મુશ્કેલી એ છે કે નિયુકત બિન-સરકારી સભ્યોને મંત્રીપદ માટે અયોગ્ય જાહેર કરવામાં આવે છે. એક સિધ્ધાંત તરીકે, વહીવટના મંત્રી તરીકે પસંદ થવાના વિધાનમંડળના સભ્યના અધિકાર વિરુધ્ધ કોઈ મર્યાદા હોવી જોઈએ નહિ. ચાલો માની લઈએ કે આવા અધિકાર સામે મર્યાદા મૂકવામાં આવે, તો પણ આવી નિયુકિતનો હેતુ તો સુંદર અને સુક્ષ્મ વહીવટનું હિત જ હોવું જોઈએ. આવી મર્યાદાનો માત્ર એ જ હેતુ છે એવું નથી, બલકે જુદી જુદી કોમોના પ્રતિનિધિત્વની રીતમાં તફાવત હોવાને કારણે તેવી કોમો પર આવી મર્યાદાનું અસમાન દબાણ આવે છે અને તેની મુશ્કેલીથી મુકત રહેવી જોઈએ તેવી અમુક કોમો પર તેની અસર વરતાય છે. થોડીક જ કોમોને, પોતાની સુધારણા સિધ્ધ કરવા માટે દલિતોને હોય છે તેટલી સીધી સરકારી કાર્યવાહીની આટલી મોટી જરૂરિયાત હોય છે. એ સાચું છે કે કોઈ પણ પ્રમાણની સરકારી કાર્યવાહીથી પરિસ્થિતિનું ચિત્ર પૂરેપૂરું અથવા ઝડપથી બદલી શકાતું નથી. પરંતુ આમાં તમામ છૂટ આપીને કોઈ પણ વ્યકિત એની ના નહિ પાડી શકે કે સમજપૂર્વકના કાયદાના ભારે મોટા લાભ લોકોમાં પ્રસરી શકે છે. આ તમામ વર્ગો હકીકતમાં પોતાની જિંદગી જેના અસ્તિત્વ માટે સમાજ જવાબદાર છે તેવા વારસાગત દુર્ગુણો અને સામાજિક કઠણાઈઓના ભાર તળે શરૂ કરે છે અને ઘણીવાર પૂરી પણ કરે છે, અને આવા દુર્ગુણો અને સામાજિક કઠણાઈઓ કમ કરવાની બાબતમાં કાયદો ઘણું કામ કરી શકે છે. જે પરિસ્થિતિઓ હેઠળ વ્યકિતઓની જિંદગી વેડફાય છે તેમાં પરિવર્તન લાવવામાં કાયદાની અસરને વિશ્વમાં સર્વત્ર

સ્વીકારવામાં આવી છે. પરંતુ દલિતો જેવા લોકોને દેશના મંત્રીમંડળમાં સ્થાન પ્રાપ્ત ન થાય ત્યાં સુધી સામાજિક પ્રગતિની આ ફરજનો ખ્યાલ નહીં આવે તેથી નિયુક્તિની પ્રથાનો ખ્યાલ છોડી દેવો જોઈએ. એની અસર માત્ર એટલી જ થાય છે કે એ પદની ઈચ્છા કરનારા મતવિસ્તારના લોકોની સંભાળ લેનારસે પ્રસંગોપાત તાબેદાર વર્ગ ઊભો થાય છે.

## ચૂંટાયેલા સભ્યો

૫૦. વર્ગ મતદારમંડળો- આ વર્ગ મતદારમંડળો એ મોર્લેમિન્ટો સુધારાનો વારસો છે. મોર્લેમિન્ટો યોજના એક પ્રપંચનો પ્રયાસ હતો. કારણ કે તે યોજના હેઠળ, નોકરશાહી, તેના શાસન કરવાનો ખ્યાલ છોડી દીધા વગર, વિધાનમંડળની રચના કરવાની યુક્તિ એવી રીતે કરતી હતી કે જેમાં મતાધિકારની અને મતદારમંડળોની વ્યવસ્થા એ રીતે કરવામાં આવે કે જેથી યોજનાનો દેખાવ એવો રહે કે જાણે લોકપ્રિય શાસન આવ્યું હોય પણ હકીકતે તેવું કશું હોય નહિ. આવા પ્રકારની યોજનાને આ વર્ગ મતદારમંડળો પ્રતિષ્ઠિત રીતે અનુકૂળ આવી ગયાં હતાં. પરંતુ મોન્ટેગ્યુ એકસ્ફર્ડ યોજના એ પ્રપંચ નહોતી. તેમાં લોકશાસનની વિચારણા હતી. પરિણામે, તેમાં આવા વર્ગ મતદારમંડળોની નાબૂદીનું સૂચન કરવાની આશા હતી. તેમ છતાં, આ વર્ગો હંમેશાં વાપરતા રહેતા હતા તેવી શકિતશાળી વગને લીધે, અહેવાલના ઘડવૈયાઓને તે ચાલુ રહે તેવી ભલામણ કરવા માટે સમજાવવામાં આવ્યું હતું. અને તે ભલામણનો અમલ સાઉથબરો સમિતિ દ્વારા કરવામાં આવ્યો .. આ વર્ગ-મતદારમંડળો ચાલુ રખાયાં તેનું ગમે તે કારણ હોય પણ એમાં શંકા નથી કે તેમના અસ્તિત્વનો મેળ, લોકપ્રિય સરકારની અંતર્ગત ભાવના સાથે બેસાડી શકાય એમ નથી. તેમનું વર્ગસ્વરૂપ જ તેમને વખોડી નાખવા માટેનું એક પૂરતું કારણ છે. વિધાનમંડળ જેવી મસલત કરનારી સભામાં જયાં લોકહિતના પ્રશ્નોનો નિર્ણય લોકમત અનુસાર લેવાનો હોય ત્યાં એ આવશ્યક છે કે નિર્ણયમાં ભાગ લેનાર પરિષદના દરેક સભ્યે તે મતનું પ્રતિનિધિત્વ કરવું જોઇએ. ખરેખર તો બીજી કોઇ પણ વ્યક્તિને ગૃહની અંદર ચર્ચાતા મુદ્દાઓ પર નિર્ણાયક મત આપવા માટે લાયકાત ધરાવતી હોવાનું ગણી શકાય નહિ. પરંતુ વર્ગહિતોનું પ્રતિનિધિત્વ કરતા લોકો તેઓના વર્ગના માત્ર અભિપ્રાયો જ, એમ કહો કે, માત્ર પૂર્વગ્રહો જ વ્યક્ત કરતા હોય છે અને તેથી તેઓને, તેઓના વર્ગની સીમા બહાર આવતા મુદ્દાઓના નિર્ણયમાં

ભાગ લેવામાં ગેરલાયક હોવાનું ચોક્કસ ગણવું જોઇએ. વિધાનમંડળના સભ્યો તરીકેનું તેઓનું વર્ગસ્વરૂપ હોવા છતાં તેઓને, એવા તમામ મુદ્દાઓ- પછી તે તેઓના પોતાના વર્ગ સાથે સંકળાયેલા હોય કે તેની બહારના હોય તો પણ - તેમના અંગે મત આપવાની સક્ષમતા મળી જતી હોય છે. મારા અભિપ્રાય મુજબ આ બાબત લોકપ્રિય સરકારના સિધ્ધાંતને તદ્દન ઘાતક નીવડે છે. એવી દલીલ કરી શકાય કે આવાં વર્ગહિતોનું પ્રતિનિધિત્વ કરતી વ્યક્તિઓ, જે વિભાગીય મુદ્દાઓથી બિન- વિભાગીય ગૃહ પરિચિત ન હોય તેમના અંગે નિષ્ણાત સલાહ આપવા માટે જરૂરી હોય છે. આની સામે એ યાદ રાખવું જરૂરી છે કે લોકશાહીમાં અંતિમ સિધ્ધાંત તો આખરે સ્વશાસન છે અને એનો અર્થ એ થાય છે કે તમામ બાબતો અંગેનો આખરી નિર્ણય નિષ્ણાતો દ્વારા નહિ પણ લોકપ્રિય રીતે ચૂંટાયેલી વ્યક્તિઓ દ્વારા કરાવો જોઇએ. વધુમાં, એ નોંધપાત્ર બાબત છે કે આવા લોકોની સલાહ ગૃહને હંમેશાં ઉપયોગી થઇ પડે તેવી હોતી નથી. કારણ કે તેઓની સલાહ અચૂક એવી હોય છે કે જેમાં વિવાદમાં રહેલ સિધ્ધાંતોનો કાળજીપૂર્વક છણવાને બદલે વર્ગ વિચારધારાની બોલકી રજૂઆત કરાતી હોય.

**૫૧.** તેમ છતાં માની લઇએ કે આ વર્ગોનાં હિતની સલામતી રાખવી અથવા તો તેઓ વતી ગૃહને સલાહ આપવી જરૂરી છે, તો પણ એ સાબિત કરવાનું રહે છે કે આ હિતોનું પૂરતું પ્રતિનિધિત્વ સામાન્ય મતદારમંડળો મારફત કરી શકાશે નહિ. આપણી પાસે છે તે હકીકતો બતાવે છે કે તેમ થઇ શકે છે. ઇનામદારોનો કેસ લઇએ તો, જો કે તેમને તેઓનાં પોતાના ખાસ મતદારમંડળો મારફત ત્રણ બેઠકો આપવામાં આવી છે તો પણ તેઓ સામાન્ય મતદારમંડળો મારફત ૧૨ બેઠકો મેળવી શકયા છે. ખરેખર તો પરિષદના બીજા જમીનદાર સભ્યો સાથે તેમની જે એકતા છે તેની રૂએ તેઓને પોતાની સંખ્યા એટલી મજબૂત લાગી કે હજી થોડા જ મહિના પહેલાં તેઓએ પોતાના વર્ગના આગેવાન માટે મંત્રીવિષયક પદની માંગણી કરી. ઉપરાંત, એ સાચું નથી કે વર્ગમતદારમંડળો વગર પરિષદમાં આ વર્ગોનાં હિતનું કશું પ્રતિનિધિત્વ નહિ રહે. આવાં હિતોની વ્યાપક ધોરણે સલામતી, તે વર્ગના સભ્ય દ્વારા લેવાશે, પછી ભલે તે સભ્ય સામાન્ય મતવિસ્તાર દ્વારા ચૂંટાયો હોય. આ બાબત સ્પષ્ટ થશે જો આપણે એ વાત ખ્યાલમાં રાખીએ કે વિધાનમંડળમાં પોતાની બેઠક લેતો સભ્ય અલબત્ત પોતાના મતવિસ્તારનું સીધું પ્રતિનિધિત્વ કરતો હોય તેમ છતાં આડકતરી રીતે તે પોતાની જાતનું પ્રતિનિધિત્વ કરતો હોય છે અને તેટલા પ્રમાણમાં તેના વર્ગનું પણ

પ્રતિનિધિત્વ કરતો હોય છે. વાસ્તવમાં, આ બાબતોના મૂળ સ્વરૂપને કારણે, સભ્યના પક્ષે રહેલું પોતાની જાતનું પ્રતિનિધિત્વ કરવાનું વલણ, જોકે તેને અંકુશમાં રાખી શકાય, નિયંત્રણમાં લઇ શકાય કે ફગાવી દઇ શકાય તેમ છતાં પણ તે વલણમાંથી એવું સ્પષ્ટ અભિવ્યક્ત થાય છે કે તે પ્રત્યક્ષ પ્રતિનિધિત્વને પાછળ ફેંકી દે છે અને ફેંકી દેવું જરૂરી પણ છે. દાખલા તરીકે કોઇ પણ એમ માની નહિ શકે કે વેપારી મંડળનું પ્રતિનિધિત્વ કરતો યુરોપિયન સજજન માત્ર વેપારના હિતોનું જ પ્રતિનિધિત્વ કરશે અને યુરોપિયન કોમના હિતોનું પ્રતિનિધિત્વ નહિ કરે કારણે કે તે, સામાન્ય યુરોપિયન કોમ દ્વારા નહિ પરંતુ વેપારી મંડળ દ્વારા ચૂંટાયો છે. આ બાબતોનું સ્વરૂપ જ એવું છે કે માણસે પોતાની જાતના હિતને પોતાના મતવિસ્તાર કરતાં પોતાની વધુ નિકટ ગણવું જોઇએ. એક ઘરગથ્થુ કહેવત કે માણસની ચામડી તેના પહેરણ કરતાં તેના શરીરની વધુ નજીક હોય છે અને વિધાનમંડળના સભ્યોને પણ આ વાત, તેમની શુભ- નિષ્ઠાને હાનિ કર્યા વગર કહીએ તો, લાગુ પડતી હોય છે. આ હકીકતને ખ્યાલમાં રાખીને અંગ્રેજ લોકો એમ માનવા પ્રેરાયા કે જેઓ એક સમયે એમ ઇચ્છતા હતા કે વહાણવટાનો વ્યવસાય, ગરમ કાપડનો વ્યવસાય, લિનિન કાપડનો વ્યવસાય- એ દરેકને હાઉસ ઓફ કોમન્સમાં પોતાનો પ્રવક્તા હોવો જોઇએ અને આવા વર્ગ-મતદારમંડળોનો ખ્યાલ જતો કરવો જોઇએ. એ સમજવું મુશ્કેલ છે કે જે પ્રધાનો અન્યત્ર ત્યાગ કરાયો હોય તેને ભારતમાં શા માટે ચાલુ રાખવી જોઇએ. એ પ્રથા આ વર્ગોના હિતમાં જરૂરી નથી અને એ રાષ્ટ્ર માટે હાનિકારક છે. પ્રશ્ન માત્ર એટલો જ છે કે વાણિજિયક કે વ્યક્તિગત વર્ગોની વ્યક્તિઓ સામાન્ય મતવિસ્તાર મારફત ચૂંટણી જીતી શકે કે કેમ. આ વર્ગોને ચૂંટણી લડવામાં કશી મુશ્કેલી નડશે એમ કહી શકાય એવું મારી જાણમાં કંઇ નથી. તેઓની વિરુદ્ધ કોઇ મુશ્કેલી નથી એવું તો, સામાન્ય ચૂંટણીમાં સરદારો અને ઇનામદારોની સફળતાએ પુરવાર કરી બતાવ્યું છે. જયાં ઇનામદારો અને સરદારો સફળ થ । હોય ત્યાં વાણિજય અને ઉદ્યોગના પ્રતિનિધિઓ શા માટે સફળ ન થાય એવું કંઇ કારણ નથી.

૫૨. અનામત મતદારમંડળો : અનામત મતદારમંડળોની પધ્ધતિ સામે ત્રણ વાંધા ઉઠાવી શકાય. એક વાંધો એ છે કે તેનાથી બહુમતીને મતદારમંડળોને મતદારમંડળના ફાયદાની બાંયધરી અપાય છે. એ સાચું છે કે મરાઠાઓ અને સંલગ્ન જ્ઞાતિઓ ઇલાકાના મરાઠી ભાષી ભાગમાં વસ્તીની અને મતદાન શક્તિની એમ બંને

દ્રષ્ટિએ બહુમતીમાં છે અને એમ હોવાથી તેમને રાજકીય રક્ષણ માટે લાયક ગણવામાં આવતા નથી. પરંતુ એ વાતનો ખ્યાલ રાખવો જોઈએ કે વિશ્વમાં સૌથી મોટો તફાવત, એવી સત્તા કે જેને પોતાની તાકાતની જાણ અને સભાનતા હોય અને બીજી એવી સત્તા કે જે એટલી સુષુપ્ત અને દબાયેલી હોય કે તે સત્તા ધારણ કરનારાઓને ભાગ્યે જ ખબર હોય છે કે તેઓ તે સત્તાનો ઉપયોગ કરી શકે છે એ બંને પ્રકારની સત્તા વચ્ચે રહેલો છે. મરાઠાઓ અને સંલગ્ન જ્ઞાતિઓ પોતાની સત્તાથી બેખબર છે તે હકીકત, જો આપણે મરાઠાઓ અને સંલગ્ન જ્ઞાતિઓની મતદાન શક્તિની સરખામણી, એવા મતવિસ્તારોમાં કરીએ કે જેમાં બેઠકો તેમના માટે અને ચૂંટણી લડતા જુદા જુદા ઉમેદવારોમાંના તેમના પ્રતિનિધિઓની કક્ષા સાથે અનામત રખાઈ હોય ત્યાં કરીએ તો પૂરતા પ્રમાણમાં સ્પષ્ટ થાય છે. એ યાદ રાખવું જોઈએ કે આવા દરેક મતવિસ્તારમાં મરાઠા મતદારો બીજી કોમોના મતદારો પર સરસાઈ ભોગવતા હોય છે. તેમ છતાં, ૧૯૨૩ની અને ૧૯૨૬ની ચૂંટણીઓમાં તેમને ફાળવાયેલી સાત બેઠકોમાંથી, એ બેઠકો તેમના માટે અનામત રાખવામાં આવી હતી. એ હકીકત ન હોત તો ત્રણ બેઠકો પર પણ તેઓ ચૂંટાઈ શક્યા ન હોત. ખરેખર તો એક વિચિત્રતા છે કે મતપત્રકમાં સૌથી ટોચે હોય તેવી કોમના ઉમેદવારો પોતે લગભગ ડૂબતી અવસ્થામાં તળિયે જઈ બેસે છે. આ વિચિત્ર હકીકત તો કેવળ એટલો જ નિર્દેશ આપે છે કે આ મોટી બહુમતી તેની પાસે છે તે સત્તાથી સાવ અજાણ છે અને બહારની કોઈ વગનો તેમના પર પ્રભાવ પડતો હોય છે.

૫૩. અનામત બેઠકોની પ્રથાથી અમુક રીતે અસર પામતા ઉચ્ચ વર્ગોના સભ્યો દ્વારા ઉઠવાના વાંધાનું બીજું કારણ એ છે કે તેમને તેનાથી અન્યાય થાય છે કારણ કે તેનાથી તેમને સીધી ચૂંટણી યુદ્ધમાં વિજયનો લાભ મળતો નથી. એ સાચું છે કે આ પ્રથાથી નીચલા વર્ગોનું પ્રતિનિધિત્વ કરવાના ઉચ્ચ વર્ગોના અધિકાર પર નિયંત્રણ મુકાઈ જાય છે. પરંતુ, "પ્રતિનિધિત્વ કરવાના અધિકાર" થી ભિન્ન એવા પ્રતિનિધિત્વના અધિકાર ને શા માટે અનિયંત્રિત અધિકાર ગણવો જોઈએ એનું કંઈ કારણ છે ખરું ? આધુનિક રાજકારણીઓએ મત આપવાના અધિકારને મર્યાદિત બનાવવા માટેનું કારણ શોધી કાઢવાના પ્રયાસમાં તેમની તમામ ચતુરાઈને કામે લગાડી છે. મારા અભિપ્રાય મુજબ, આપણે બીજાઓનું પ્રતિનિધિત્વ કરવાના ઉમેદવારના અધિકારને મર્યાદિત બનાવવામાં શા માટે મહેનત કરવી જોઈએ એની બહુ મોટી જરૂરિયાત છે. વાસ્તવમાં,

પ્રતિનિધિત્વ ધરાવતા કાર્યની અસરોમાં તે ધારણ કરવાની શરતની શા માટે વ્યાખ્યા કરવી નહિ જોઇએ તેનું કશું કારણ નથી. દાખલા તરીકે વિધાનમંડળમાં ચૂંટાવાના અધિકારને સ્થાનિક સત્તાતંત્રમાં નોકરીનાં વર્ષોની સંખ્યા પર આધારિત બનાવવવાથી અને તે શરત પરિપૂર્ણ નહિ કરતી તમામ વ્યક્તિઓને દૂર કરવાથી, એ રીતે ચૂંટાવાના અધિકાર પર આક્રમણ થયું નહિ ગણાય, એમ ગણવું સંપૂર્ણ કાયદેસર થશે કે વિધાનસભામાં કરેલી સેવાનાં પરિણામો એટલાં બધાં મહત્ત્વનાં છે કે પ્રતિનિધિત્વ કરવાની માંગણી સ્વીકારી શકાય તે પહેલાં અભિરુચિ અને અનુભવની સાબિતી આપવી જોઇએ. નીચલા વર્ગોનું પ્રતિનિધિત્વ કરવાના ઉપલા વર્ગોના અધિકારોને મર્યાદિત બનાવવા માટેની દલીલ આ જ ધોરણે કરવામાં આવે છે. માત્ર તેમાં, અમુક પ્રકારના સામાજિક વલણને, પ્રતિનિધિત્વ કરવાના અધિકારની માન્યતાની પૂર્વશરત બનાવવામાં આવે છે. એવું પણ કહી શકાય તેમ નથી કે આવી આવશ્યકતા બિનજરૂરી છે. કારણ કે ઉમેદવાર જેનું પ્રતિનિધિત્વ કરવાનો હોય તે માનવસમૂહ પ્રત્યે ઉમેદવારોનું સામાજિક વલણ કેવું છે તેના કરતાં અભિરુચિ અને અનુભવ વધારે મહત્ત્વનાં નથી. વાસ્તવમાં, કેવળ આભિરુચિ અને અનુભવ, જો સાચા પ્રકારના સમાજિક વલણ દ્વારા સહયોગી અને વિનિયમિત ન બનાવાય તો, વિનાશનું કારણ બની જશે. એમાં શંકા નથી કે ઉપલા વર્ગોનું નીચલા વર્ગો પ્રત્યેનું સામાજિક વલણ સાચા પ્રકારનું નથી. બેશક આ કામોનું માન વધારવા માટે હંમેશાં એવું કહેવામાં આવે છે કે ભારતમાં તેઓ બૌદ્ધિક દ્રષ્ટિએ સૌથી વધુ શકિતશાળી કોમો છે. પરંતુ એ પણ એટલું જ સાચું છે કે તેઓએ તેમની બૌદ્ધિક શક્તિઓનો ઉપયોગ કદી પણ નીચલા વર્ગોની સેવા કરવામાં કર્યો નથી. બીજી બાજુ, તેમણે, તેમના કરતાં જુદી જાતિના ન હોય તો પણ જુદા સ્તરના હોય તેવા આમજનતાના લોકોને હંમેશાં ધૂતકાર્યા છે, અપમાનિત કર્યા છે અને તરછોડયા છે. કોઇ પણ વર્ગને બીજા કોઈ પણ વર્ગ પર શાસન કરવાનો અધિકાર નથી અને તેમાંય ભારતમાંના ઉપલા વર્ગો જેવા વર્ગને તો નહિ જ. તેમની આચારસંહિતા જેતાં તેઓએ વર્તન એવું કર્યું છે કે જાણે તેઓ એક સૌથી અલગ પ્રકારના એવા વર્ગના લોકો છે જેઓ તેમના પોતાના પૂર્વગ્રહોમાં ગળાડૂબ રહેતા હોય અને જેમની સાથે તેમને કશી લેવાદેવા નથી અને તેમના હિત જેમના હિતની વિરુદ્ધ છે તેવા આમજનતાના લોકોની અપેક્ષાઓના કદી પણ ભાગીદાર બનતા ન હોય. તેથી, એવી માગણી કરવી ગેરવાજબી નથી કે જે ઉમેદવાર બીજાઓનું પ્રતિનિધિત્વ કરવા ઊભો હોય એવો

ઉમેદવારો હોવો જોઇએ, જે જેમનું પ્રતિનિધિત્વ કરવાની તેની ઇચ્છા હોય તેવા લોકોના હેતુઓ, ઉદ્દેશો અને ઇરાદાઓનો ભાગીદાર હોય.

**૫૪.** અનામત મતદારમંડળોની પદ્ધતિ સામેનો ત્રીજો વાંધો એ છે કે તેના પરિણામે બિનકાર્યક્ષમતા જન્મે છે કારણ કે ક્રમની દ્રષ્ટિએ નીચલા ઉમેદવારને ક્રમની દ્રષ્ટિએ ઉપર હોય તેવા ઉમેદવારને ખસેડીને બેઠક મળે છે. આ ટીકા પણ સાચી છે. પરંતુ અહીં પણ, બીજી એવી વિચારણાઓ છે જેમને લક્ષમાં લેવી જોઇએ. સૌપ્રથમ, પ્રોફેસર ડાઇસી સાચા અર્થમાં કહે છે તેમ "બુદ્ધિમત્તાની દષ્ટિએ શક્ય તેટલી શ્રેષ્ઠ સંસદ એકસાથે રચાય તેવો બંધારણીય વ્યવસ્થાનો પ્રાથમિક ઉદ્દેશ કદીય રહ્યો નથી. વાસ્તવમાં, રાષ્ટ્રની આમજનતાની દ્રષ્ટિએ બુદ્ધિપ્રતિભામાં વધુ ઉચ્ચ પ્રકારની સંસદ બનાવવાનો પ્રયાસ પ્રતિનિધિત્વ ધરાવતી સરકારના વિચાર સાથે અસંગત બનશે." તેમ છતાં એવું માની લઇએ કે બિન-બુદ્ધિશાળી વર્ગોના ઉમેદવારો દ્વારા બુદ્ધિશાળી વર્ગોનું સ્થાન એ નુકસાન હોય, તો પછાત વર્ગોના કુદરતી આદર્શવાદ દ્વારા એવું નુકસાન વિસ્તૃત પ્રમાણમાં ભરપાઇ કરી દેવાશે. એમાં શંકા નથી કે ઉચ્ચ વર્ગોન પ્રતિનિધિઓ સૌથી નાની નાની ચિંતાઓમાં પરોવાયેલા હોય છે અને રાષ્ટ્રના કામકાજ કરતાં તેમના પોતાના વર્ગના કામકાજ સાથે સતત રત રહેતા હોય છે. તેઓનું જીવન એટલું બધું વ્યસ્ત હોય છે, એટલું બધું આબાદ હોય છે અને વ્યક્તિ એટલી બધ સ્વયંસિદ્ધ હોય છે અને સ્વયંસંતુષ્ટ હોય છે કે તેમના મન સામાજિક પ્રગતિની બાબત ઘડીક મનમાંથી સાર થઇ જતા વિચારની લહેરથી વધુ કંઇ નથી. પરંતુ નીચલા વર્ગન લોકોને તેમની મુસીબતોનો સતત ખ્યાલ રહેતો હોય છે અને સમાજિક પરિવર્તન દ્વાર જ તેના પર વિજય મેળવી શકાય તેમ હોય છે. સંયુક્ત કાર્યવાહીની જરૂરિયાતોમાંથ પરિણમતા પરસ્પર આધારની સભાનતાના કારણે ઉદારતા પ્રગટે છે, જયારે તાલીમ વિનાની સત્તાની અને અવિકસિત મનોવૃત્તિઓના કારણે અપેક્ષાઓ જન્મતી હોય છે પ્રગતિની ચાલક શક્તિ માટે આપણે નીચલા વર્ગો તરફ જ જોવું રહ્યું. પછાત હિં કોમો માટે બેઠકો અનામત રાખવાથી રાષ્ટ્રીય સેવા માટે આવાં શકિતશાળી સામાજિ પરિબળો ઉપલબ્ધ થાય છે જેના અભાવે કોઇ પણ સંસદીય સરકાર ગરીબ થઇ ગ ગણાય.

**૫૫.** કોમી મતદારમંડળો- જેઓનાં હિતમાં કોમી મતદારમંડળો શરૂ કરવામ આવ્યાં છે તે કોમો માટે કંઇક નિશ્ચિત પ્રતિનિધિત્વ જરૂરી અને અનિવાર્ય છે, ચ

નિર્વિવાદ બાબત છે. ગમે તેમ પણ, આવનારા થોડાક સમય માટે જે અંગે પ્રશ્ન પૂછી શકાય તેવો એકમાત્ર મુદ્દો એ જ છે કે શું આવું કોમી પ્રતિનિધિત્વ કોમી મતદારમંડળો મારફત હોવું જોઇએ ? કોમી મતદાર મંડળોને તેમના વિરોધઓએ, હમણાં હમણાંથી દેશના જુદા જુદા ભાગોમાં થતાં રહેલાં કોમી તોફાનો માટે જવાબદાર ગણ્યાં છે. કોઇ પણ વ્યક્તિને તરત એ નજરે નથી ચઢી શકતું. કોમી મતદારમંડળો અને કોમી તોફાનો વચ્ચે સીધો સંબંધ શો હોઇ શકે ? ઊલટું, એવી દલીલ કરવામાં આવે છે કે મુસ્લિમોની માંગણી સંતોષવાના કારણે કોમી મતદારમંડળોએ અજંપાની અને વેરભાવની લાગણીનું એક કારણ દૂર કર્યું છે. પરંતુ એ પણ એટલું જ સાચું છે કે કોમી મતદારમંડળો કોમી તોફાનો ઘટાડવામાં મદદરૂપ થતાં નથી અને કદાચ તે વધારવામાં સહાયભૂત થાય છે. કારણ કે કોમી મતદારમંડળોનું વલણ તો કોમી લાગણી ભડકાવવાનું જ હોય છે અને કોમી મતદારમંડળો બંને કોમોના નેતાઓને એવું લગાડે જ છે કે બંને કોમોને પરસ્પર કોઇ જવાબદારી નથી, પરિણામે પોતાના લોકોને શાંતિ તરફ વાળવાને બદલે ટોળાના ક્ષણિક આવેશોને વશ થવાની તેઓને ફરજ પડે છે.

૫૬. જે મુસ્લિમો કોમી મતદારમંડળો રાખવાનો આગ્રહ કરતા આવ્યા છે તેઓ ત્રણ કારણોનો આશ્રય લે છે.

૫૭. સૌપ્રથમ તેઓ કહે છે કે મુસ્લિમ કોમનાં હિત બીજી કોમોનાં હિતથી અલગ છે, અને આ હિતોના રક્ષણ માટે તેઓને અલગ મતદારમંડળો જોઇએ છે. અલગ હિતોના રક્ષણ માટે અલગ મતદારમંડળો જરૂરી છે કે કેમ તે પ્રશ્ન બાજુએ રાખીએ તો પણ એ નક્કી કરવું જરૂરી છે કે અલગ કહી શકાય તેવા કોઇ હિત છે ખરાં, અને તેય એ અર્થમાં કે તેવાં હિત કોઇ પણ કોમનાં હિત નથી ?

ધાર્મિક પક્ષે થી અલગ જોઇએ તો બિનસાંપ્રદાયિક ક્ષેત્રમાં, દરેક બાબત એ સામાન્ય રીતે સૌને સ્પર્શતી બાબત ગણાય, કરવેરા ચૂકવવા જોઇએ કે નહિ, અને જો ચૂકવવાના હોય તો કેટલા અને કયા દરે ચૂકવવા; રાષ્ટ્રીય ખર્ચને બીજા કોઇ ક્ષેત્ર તરફ વાળવાને બદલે કોઇ અમુક ક્ષેત્ર તરફ વધારે વાળવું જોઇએ કે કેમ; શિક્ષણ મુક્ત અને ફરજિયાત હોવું જોઇએ કે કેમ; સરકારી જમીનોનો નિકાલ મર્યાદિત ગણોત પર કરવો જોઇએ કે કબજા ગણોત પર કરવો જોઇએ; ઉદ્યોગોને રાજ્યે સહાય આપવી જોઇએ કે કેમ; કોઇ અમુક વિસ્તારમાં વધુ પોલીસ હોવી જોઇએ કે કેમ; માંદગી,

બેકારી અથવા મૃત્યુ સામે સામાજિક વીમાની યોજના દ્વારા કામકાજ કરતા વર્ગોની ગરીબી સામે રાજયે જોગવાઈ કરવી જોઈએ કે કેમ; માનદ્ મેજિસ્ટ્રેટો નિમણૂક દ્વારા ન્યાયતંત્રના વહીવટની શ્રેષ્ઠ સેવા કરવામાં આવી છે કે કેમ અને તબીબી નીતિશાસ્ત્ર અથવા કાનૂની નીતિશાસ્ત્રના કાયદામાં વધુ સારાં પરિણામ મળી શકે તે માટે ફેરફાર કરવો જોઈએ કે કેમ- આ એવા થોડાક પ્રશ્નો છે જે વારંવાર પરિષદ સમક્ષ આવતા હોય છે. પ્રશ્નોની આ યાદીમાંથી એવો કોઈ પણ પ્રશ્ન છે કે જે માત્ર મુસ્લિમ કોમને જ લાગુ પડતો હોવાનું કહી શકાય ? શું એ સાચું છે કે મુસ્લિમ કોમ શિક્ષણ અને જાહેર સેવાના પ્રશ્નમાં અમુક પ્રકારનો રસ ધરાવતી હોય ? પરંતુ પાછું એમાંય એવું જણાવવું જોઈએ કે મુસ્લિમ કોમ એક જ એ એવી કોમ નથી કે જે આ પ્રશ્નોનો અમુક પ્રકારનું મહત્ત્વ આપતી હોય. મુંબઈ વિધાન પરિષદમાં યુનિવર્સિટી સુધારા વિધેયક સંબંધમાં આ ત્રણે દ્વારા કરવામાં આવેલા પ્રયાસ પરથી સ્પષ્ટ થાય છે કે અબ્રાહ્મણો અને દલિતો આ પ્રશ્નમાં એકસરખો ઊંડો રસ ધરાવે છે. તેથી, મુસ્લિમ કોમના અલગ હિતના અસ્તિત્વની વાત મિથ્યા છે. જે અસ્તિત્વમાં છે તે અલગ હિતો નહિ પણ અમુક બાબતોમાં ખાસ ઉત્કંઠા.

૫૮. તેય છતાં ચાલો એમ માની લઈએ કે અલગ હિતો અસ્તિત્વ ધરાવે જ છે, તો પછી પ્રશ્ન એ છે કે શું તેવાં હિતોને સામાન્ય મતદારમંડળો અને અનામત બેઠકો દ્વારા અપાય તેના કરતાં અલગ મતદારમંડળો દ્વારા વધુ ઉત્તેજન અપાય છે ? મારો ભાર પૂર્વકનો જવાબ એ છે કે કોઈ પણ લઘુમતીનાં અલગ કે ખાસ હિતોને, અલગ મતદારમંડળો દ્વારા અપાય તેના કરતાં સામાન્ય મતદારમંડળો અને અનામત બેઠકોની પદ્ધતિ દ્વારા વધુ ઉત્તેજન અપાય છે. એ સ્વીકારવામાં આવશે કે મુખ્યત્વે તો કોઈ પણ હિતને પહોંચતી હાનિ બેજવાબદાર અંતિમવાદીઓને કારણે થતી હોય છે. તેથી, ઉદ્દેશ એ હોવો જોઈએ કે દેશની પરિષદોમાંથી આવી વ્યક્તિઓને સાફ કરી નાખવી જોઈએ. જો બંને કોમોમાંથી બેજવાબદાર વ્યક્તિઓને દેશની પરિષદોમાંથી સાફ કરી નાખવી હોય તો એક શ્રેષ્ઠ પદ્ધતિ એ છે કે જે હેઠળ મુસ્લિમ ઉમેદવારોને હિંદુ મતાધિકાર દ્વારા ચૂંટી શકાય અને હિંદુ ઉમેદવારને મુસ્લિમ મતાધિકાર દ્વારા ચૂંટી શકાય. સંયુક્ત મતદારમંડળોની પદ્ધતિને કોમી મતદારમંડળોની પદ્ધતિને બદલે પસંદ કરવાની રહે છે કારણ કે અલગ મતદારમંડળોની પદ્ધતિમાં જે પરિણામ આવે છે તેના કરતાં વધુ

સારી રીતે ધારેલા પરિણામ સંયુક્ત મતદાર મંડળોની પદ્ધતિમાં આવે છે. ગમે તેમ પણ એટલું તો નકકી કરવું જોઇશે કે કોઇ લઘુમતીની અલગ મતદારમંડળોની પદ્ધતિ હેઠળ જે ફાયદો મળે છે તેના કરતાં વધુ મોટો ફાયદો તેને સંયુક્ત મતદારમંડળો હેઠળ મળતો હોય છે. અલગ મતદારમંડળોથી લઘુમતીને પ્રતિનિધિત્વનો તેને પોતાના નિશ્ચિત હિસ્સા કરતાં વિશેષ કંઇ મળતું નથી. ગૃહના બાકીના સભ્યોને તેના પ્રતિ કશી નિષ્ઠા હોતી નથી અને તેથી લઘુમતીની ઇચ્છાઓ સંતોષવાની ઇચ્છાની અસર તેવા બાકીના સભ્યો પર થતી નથી. આ રીતે લઘુમતીને તેનાં પોતાનાં સાધનો પર ફંગોળી દેવામાં આવે છે અને પ્રતિનિધિત્વની કોઇ પણ પદ્ધતિ લઘુમતીને બહુમતીમાં ફેરવી શકાતી નથી તેથી લઘુમતી દિગ્મૂઢ બની જ જવાની. બીજી બાજુ, સંયુક્ત મતદારમંડળોની અને અનામત બેઠકોની પદ્ધતિ હેઠળ લઘુમતીને તેનો મુકરર હિસ્સો મળે છે એટલું જ નહિ બલકે તેથી ય કંઇક વિશેષ મળે છે. કારણ કે લઘુમતીનો દરેક સભ્ય, જે લઘુમતીનો સભ્ય ન હોય તો પણ લઘુમતીના મતોની તાકાતથી અંશત: સફળ થયો તે લઘુમતી માટેનો સભ્ય ચોકકસ રહેવાનો જ. મારા અભિપ્રાય મુજબ, આ એક બહુ મોટો ફાયદો છે જે લઘુમતીના રક્ષણના એક સાધન તરીકે મિશ્ર મતદારમંડળોની પદ્ધતિને અલગ મતદારમંડળોની પદ્ધતિ કરતાં ચઢિયાતી બનાવે છે. મુસ્લિમ લઘુમતી એવું વિચારતી હોવાનું જોવા મળે છે કે, ધાર્મિક પ્રશ્નો નકકી કરવા માટે પોતાની ચૂંટણી માટે બોલાવાયેલા કાર્ડિનલોના મંત્રણાગૃહની જેમ આ પરિષદ એક આધ્યાત્મિક મંડળ છે. જો એ સાચું હોય તો થોડાક જ માણસો પણ મજબૂત માણસો અંગેના તેમના આગ્રહને તેમના વર્તનનો એક સમજુ માર્ગ ગણી શકાયો હોત. પરંતુ સમય પાકી ગયો છે કે કોમને એ સમજાય કે પરિષદ ધાર્મિક મંત્રણાગૃહ જેવી હોવાની વાત તો દૂર રહી પણ ધર્મનિરપેક્ષ મુદ્દાઓના નિર્ણય માટેના ઉદ્દેશવાળી એક બિનસાંપ્રદાયિક સંસ્થા છે. મુદ્દાઓનો આ રીતે નિર્ણય કરવામાં જે તારણ કાઢવામાં આવે છે હંમેશાં ઘણા લોકોની તરફેણમાં હોય છે. જો આમ હોય, તો ખુદ લઘુમતીનાં હિત જ શું એવી પદ્ધતિને વાજબી નથી બનાવતાં કે જેમાં તેના પોતાના સભ્યો ઉપરાંત બીજી વ્યક્તિઓને પણ તેના ઉદ્દેશનું સમર્થન કરવાની ફરજ પાડવામાં આવતી હોય?

૫૯. અલગ મતદારમંડળોની માગણીનો જેના પર આધાર રખાયો છે તેવું બીજું કારણ એ છે કે મુસ્લિમો પોતે જ એક કોમ બની જાય છે; એટલે કે તેઓ બીજી કોમોથી માત્ર ધર્મની બાબતમાં જ ભિન્ન છે એમ નહિ પણ તેમના ઇતિહાસે, તેમની

પ્રણાલિકાઓએ, તેમની સંસ્કૃતિએ, તેમના અંગત કાયદાઓએ, તેમના સામાજિક રૂઢિ અને રીતરિવાજોએ તેમના જીવનના દૃષ્ટિકોણને એટલી બધી વ્યાપક રીતે ભિન્ન બનાવી દીધા છે કે કોઈ પણ સમાન સામાજિક બંધનો, સહાનુભૂતિઓ કે સુખસગવડોની તેમના પર કશી જ અસર પડતી નથી; હકીકતમાં તેઓ એક ભિન્ન પ્રજા છે અને તેઓ સદીઓથી આ દેશમાં રહ્યા હોવા છતાં તેઓ પોતાની જાતને એ રીતે જ ગણે છે. આ ધારણાના આધારે એવી દલીલ કરવામાં આવે છે કે જો તેઓને બીજી કોમો સાથે સમાન મતદારમંડળોનો હિસ્સો બનવાની ફરજ પાડવામાં આવે તો તેના પરિણામે થતા રાજકીય મિશ્રણથી તેઓની કોમના વ્યક્તિત્વને નુકસાન થશે. આ ધારણાથી કેટલા અંશે સાચું ચિત્ર મળી રહે છે તેની વિચારણા કરવાનું હું કદમ ભરી શકતો નથી. એટલું કહેવું પૂરતું ગણાશે કે મારા અભિપ્રાય મુજબ, એ એક જ એવી બાબત નથી જેને જીવનની સાચી બાબત ગણી શકાય. પરંતુ માની લઈએ કે એ સાચું છે અને વધુમાં એમ પણ માની લઈએ કે મુસ્લિમ કોમના વ્યકિતત્વની જાળવણી તે કોમને સ્વીકાર્ય તેવો એક આદર્શ છે તો કોઈ પણ વ્યક્તિને એ તદ્દન નહિ સમજાય કે શા માટે કોમી મતદારમંડળોને આ હેતુ માટે જરૂરી ગણવા જોઈએ. માત્ર ભારત જ એવો એક દેશ નથી જેમાં વિવિધ જાતિઓને સમાન સરકાર હેઠળ લાવવાનો મનસૂબો રખાયો હોય. બ્રિટિશ સામ્રાજયમાં કેનેડા અને દક્ષિણ આફ્રિકા એ બે એવા દેશો છે જયાં બે ભિન્ન જાતિઓ મળીને સમાન પદ્ધતિની સરકાર બનાવે છે. ભારતમાં હિંદુઓ અને મુસ્લિમોની માફક દક્ષિણ આફ્રિકામાં બ્રિટિશ અને ડચ તથા કેનેડામાં બ્રિટિશ અને ફ્રેન્ચ એ તેઓની પોતાની વિશિષ્ટ સંસ્કૃતિવાળી બે ભિન્ન કોમો છે. પરંતુ, મતદારમંડળના હેતુઓ માટે બે કોમોની આવી સમાન ભાગીદારી તેઓના વ્યકિતત્વોની જાળવણીને હાનિકારક છે એ કારણે સમાન મતદારમંડળોનો બેમાંથી કોઈ પણ એક કોમે કદી પણ વાંધો ઉઠાવ્યો હોય એવું જાણવા મળ્યું નથી. સામ્રાજય બહાર સમાન મતદારમંડળોનો હિસ્સો ભોગવતી હોય તેવી વિવિધ કોમો કોઈ પણ રીતે ઓછી નથી. પોલેન્ડમાં પોલ્સ, રૂથેનિયનો, યહુદીઓ, શ્વેત રશિયનો, જર્મનો અને લિથુયાનિયનો છે. લાટવિયામાં લાટવિયનો, રશિયનો, યહૂદીઓ, જર્મનો, પોલ્સ, લિથુયાનિયનો અને એસ્થોનિયનો છે. એસ્થોનિયામાં જર્મનો, યહુદીઓ, સ્વીડીશો, રશિયનો, લાટવિયનો અને તાર્તરો છે. ઝેકોસ્લોવેકિયામાં ઝેકો, સ્લોવેકો, જર્મનો, માગ્યારો, રૂથેનિયનો, યહૂદીઓ અને પોલ્સ છે. ઓસ્ટ્રિયામાં જર્મનો, ઝેકો અને સ્લોવીનીયો છે; જયારે

હંગેરીમાં હંગેરિયનો, જર્મનો, સ્લોવેકો, રૂમાનિયનો, રૂથેનિયનો, ક્રોશિયનો અને સર્બનિયનો છે. આ તમામ જૂથો કોઈ કોમો નથી. તેઓ દરેક રાષ્ટ્રીયતા છે અને તેમનું પોતાનું જીવંત અને લહેરાતું વ્યક્તિત્વ છે. તેમ છતાં તેઓ એકબીજાની નજીક અને સમાન સરકાર હેઠળ રહે છે. તેમ છતાં તેમાંના કોઈએ પણ, સમાન મતદારમંડળોમાં ભાગીદારીથી તેમના વ્યક્તિત્વનો નાશ થશે એ કારણસર સમાન મતદારમંડળોનો વિરોધ કર્યો નથી.

૬૦. પરંતુ, આ દલીલની નિરર્થકતા બતાવવા માટે બિન-મુસ્લિમ દેશોના કેસો ટાંકવા જરૂરી નથી. એવા ઘણા કેસો છે જેમાં વિશ્વના બીજા ભાગોમાં મુસ્લિમ લઘુમતીઓને, બીજી કોમો સાથેના રાજકીય સંપર્કનો સ્પર્શજન્ય ચેપ કહી શકાય. તેની સામે પોતાના વ્યકિતત્વની જાળવણી માટે કોમી મતદારમંડળોની જરૂરિયાત કદીય જણાઈ નથી. એવું નથી જણાતું કે ભારત જ કંઈ માત્ર એવો દેશ નથી જયાં મુસ્લિમો લઘુમતીમાં હોય. બીજા દેશો છે જયાં મુસ્લિમોની એ જ સ્થિતિ છે. આલ્બેનિયામાં, મુસ્લિમો બહુ મોટી કોમ છે. બલ્ગેરિયા, ગ્રીસ અને રૂમાનિયામાં મુસ્લિમો લઘુમતીમાં છે અને યુગોસ્લાવિયા તથા રશિયામાં મુસ્લિમો બહુ મોટી લઘુમતીમાં છે. ત્યાંની મુસ્લિમ કોમોએ શું અલગ કોમી મતદારમંડળોનો આગ્રહ રાખ્યો છે ખરો ? રાજકીય ઈતિહાસના તમામ અભ્યાસીઓને ખબર છે તેમ આ દેશમાં મુસ્લિમોએ અલગ મતદારમંડળો વગર કામ ચલાવી લીધું છે; ના, એટલું જ નહિ પણ તેઓએ તેમને ખાતરી અપાલાં પ્રતિનિધિત્વના કોઈ ચોકકસ પ્રમાણ વગર તેમણે ચલાવી લીધું છે. ગમે તેમ પણ મોટા ભાગનો અભિપ્રાય એવો છે કે ભારત હજી રાજનીતિશાસ્ત્રને સંપૂર્ણ સાંપ્રદાયિક બનાવવાના તબકકે પહોંચ્યું નથી તેથી મુસ્લિમકોમને પર્યાપ્ત પ્રતિનિધિત્વની બાંયધરી આપવી જોઈએ કારણ કે રખેને એ કોમને બહુમતીના ધાર્મિક દ્વેષના કારણે રાજકીય ક્ષેત્રમાંથી સંપૂર્ણ સંન્યાસ લઈ લેવો પડે. વિશ્વના બીજા ભાગોમાં મુસ્લિમ લઘુમતીઓ આ ખાતરી અપાયેલ નિશ્ચિત હિસ્સાના લાભ વગર પણ પોતાના કામકાજનો વહીવટ કરી રહી છે તેથી, મારા અભિપ્રાય મુજબ, ભારતમાંના મુસ્લિમો પોતાના કેસની અતિશયોકિત કરી રહ્યા છે અને પ્રતીતિ કરાવવામાં નિષ્ફળ નીવડે છે.

૬૧. મુસ્લિમોનાં અલગ કોમી મતદારમંડળો રાખવાનું વાજબી ઠરાવતું ત્રીજું કારણ એ છે કે મિશ્ર મતદારમંડળમાં મુસ્લિમોની મતદાનશક્તિને બિન-મુસ્લિમોની

મતદાનશક્તિને બિન-મુસ્લિમ મત દ્વારા એટલી હદે મંદ બનાવી દેવામાં આવે કે, એવો આરોપ મૂકવામાં આવે છે કે, મિશ્ર મતદારમંડળ દ્વારા ચૂંટાયેલો મુસ્લિમ નબળો પુરવાર થશે અને તે મુસ્લિમોનો સાચો પ્રતિનિધિ બનવાને બદલે બિન-મુસ્લિમ કોમોના હાથનું રમકડું બની જશે. બેશક આ ભય સાચો હોવાનો આભાસ ઊભો થાય છે, પરંતુ સહેજ બુદ્ધિ વાપરવાથી સમજાશે કે તે અકારણ છે. જો બિન-મુસ્લિમ મતદારોનો સમૂહ મુસ્લિમ ઉમેદવારને ચૂંટવામાં રોકાયેલો હોય તો, જો બિન- મુસ્લિમો તોફાન કરવાનું ધારીને બેઠા હોય તો, મુસ્લિમો દ્વારા અપેક્ષિત પરિણામ કદાચ સાચું નીકળે. પરંતુ, હકીકત એવી છે કે સામાન્ય ચૂંટણીના સમયે ઘણા બિન-મુસ્લિમ ઉમેદવારો ચૂંટણી માટે ઊભા રહેશે. પરિસ્થિતિ એવી હોઈને, તમામ બિન-મુસ્લિમ મતદારોનું પૂરેપૂરૂ બળ મુસ્લિમ ઉમેદવારો તરફ વાળવામાં નહિ આવે. તેમજ, બિન-મુસ્લિમ ઉમેદવારો પણ બિન- મુસ્લિમ મતદારોને મુસ્લિમ ઉમેદવારો પર પોતાનું ધ્યાન કેન્દ્રિત કરીને પોતાના મતો બગાડવા નહિ દે. ઊલટું તેઓ પોતાના માટે બધા નહિ હોય તોય ઘણા મતદારોને કામે રોકી લેશે. જો આ પૃથક્કરણ સાચું હોય તો એમાંથી એવું ફલિત થાય છે કે બહુ થોડા બિન-મુસ્લિમ મતદારો મુસ્લિમ ઉમેદવારોની ચૂંટણીમાં ભાગ લેવા માટે બાકી રહેશે, અને બિન-મુસ્લિમ મતદારો દ્વારા મુસ્લિમ ઉમેદવારો સામે કોઈ પણ સમૂહ કાર્યવાહીનો મુસ્લિમોને જે ભય છે બીજું કંઈ નહિ પણ એક ભ્રમ છે. મુસ્લિમો પોતે તેમાં નથી માનતા એ વાત "દિલ્હી" દરખાસ્તોમાંથી સ્પષ્ટ થાય છે. આ દરખાસ્તો, જેનો ઉલ્લેખ આ અહેવાલના અગાઉના ભાગમાં કરવામાં આવ્યો છે તે મુજબ, મુસ્લિમોએ સંયુક્ત મતદારમંડળોની તરફેણમાં કોમી મતદારમંડળો છોડી દેવાની તેમની ખુશી દર્શાવી છે પણ એ શરતે કે કોમી પ્રાંતો માટેની માગણી અને પંજાબ તથા બંગાળમાં પ્રતિનિધિત્વ અંગેની અમુક બીજી રાહતો તેમને આપવામાં આવે. હવે, માની લઈએ કે આ કોમી પ્રાંતોનો તેમની બહાર કશો હેતુ ન હોય- અને એ એવી ધારણા છે જે આપણે કરવી જોઈએ- તો એ દેખીતું છે કે કોઈ પણ પ્રાંતમાંની લઘુમતીએ સંયુક્ત મતદારમંડળોમાંથી તે મેળવી શકે તેવા રક્ષણથી સંતુષ્ટ થવું જોઈએ. તેથી, પ્રશ્ન એ છે કે જ્યારે સંયુક્ત મતદારમંડળો કોમી પ્રાંતોના ઉમેરાથી પૂરતાં બનતાં હોય તો શા માટે તે કોમી પ્રાંતોના ઉમેરા વગર પૂરતાં બનવાં જોઈએ નહિ. પરંતુ આ વિચારણાને બાજુ પર મૂકી દઈએ તો પણ, મતો નિરર્થક જાય છે તે સંયુક્ત મતદારમંડળો સાથે જોડાયેલું એક અનિષ્ટ છે. એવા મુસ્લિમોના મંતવ્યમાં કંઈ તાત્પર્ય

હોય તો, મારા અભિપ્રાય મુજબ તેનો ઈલાજ કોમી મતદારમંડળો રહેવા દેવામાં નથી. એનો ઈલાજ પુખ્ત મતાધિકાર દાખલ કરીને શક્ય તેટલી પૂરેપૂરી શક્તિથી મુસ્લિમ મતદારોની સંખ્યા વધારવામાં રહેલો છે, જેથી કરીને મુસ્લિમ કોમને, બિન-મુસ્લિમ મતોના મિશ્રણ દ્વારા શક્ય મંદનની અસરોને અક્રિય બનાવવા માટેની પૂરતા પ્રમાણમાં મોટી એવી મતદાન શક્તિ મળી શકે.

૬૨. આ બધું એ બતાવે છે કે કોમી મતદારમંડળો માટેના કેસ, વાજબી કહી શકાય તેવા કોઈ પણ કારણસર ટકાવી શકાય એવો નથી. તેની તરફેણમાં જે કંઈ છે તે માત્ર લાગણી અને ઉમળકો જ છે. હું એવું નથી કહેતો કે લાગણી અને ઉમળકાને રાજકીય સમસ્યાઓના ઉકેલમાં કોઈ સ્થાન નથી. મને એનું પૂરેપૂરુ ભાન છે કે સરકાર તરફની નિષ્ઠા એ વિશ્વાસની બાબત છે અને વિશ્વાસ એ ઉમળકાની બાબત છે. આ વિશ્વાસ પ્રાપ્ત કરવો જોઈએ, જો રાષ્ટ્રને નુકસાન કર્યા વગર એમ કરી શકાતું હોય તો પરંતુ કોમી પ્રતિનિધિત્વ તો મૂળભૂત રીતે જ એટલું ખોટું છે કે તેની બાબતમાં તેને ઉમળકા પર છોડી દેવું એનો અર્થ એક અનિષ્ટને કાયમ કરવા જેવું ગણાશે. આ પદ્ધતિ મૂળભૂત રીતે ખોટી છે એ વાત તેના વિરોધીઓ પણ ભૂલી ગયા છે. પરંતુ, તે અસ્તિત્વ ધરાવે છે તે વાત, તેના અમલને જોનારી કોઈ પણ વ્યકિતને સ્પષ્ટ જણાશે. એ સ્પષ્ટ છે કે મુસ્લિમોના પ્રતિનિધિઓ બિન-મુસ્લિમોને કાયદો આપે છે. તેઓ બિન-મુસ્લિમો પાસેથી વસૂલ કરાયેલા મહેસૂલનો નિકાલ કરે છે. તેઓ બિન-મુસ્લિમોના શિક્ષણ અંગે નિર્ણય કરે છે. તેઓ બિન-મુસ્લિમો કયા કરવેરા આપશે તે નક્કી કરે છે. આ કેટલીય એવી અત્યંત મહત્ત્વની બાબતો છે જે મુસ્લિમો કાયદા ઘડનારાઓ તરીકે કરે છે અને જેની અસર બિન-મુસ્લિમોના કલ્યાણ પર પડે છે. એવો પ્રશ્ન પૂછી શકાય કે કયા અધિકારથી તેઓ આ કરે છે ? નોંધી લેવા જેવો એનો જવાબ એ છે કે બિન-મુસ્લિમોના પ્રતિનિધિઓ તરીકે ચૂંટાવાના અધિકારથી નહિ; પણ મુસ્લિમોના પ્રતિનિધિઓ તરીકે ચૂંટાવાના અધિકારથી ! હવે, એ તો એક સાર્વત્રિક રીતે માન્ય કરાયેલો રાજકીય જીવનનો સિદ્ધાંત છે કે સરકાર તો શાસિતોની સંમતિ દ્વારા હોવી જોઈએ. મેં ઉપર જે કહ્યું છે તેના પરથી એમ કહી શકાય કે કોમી મતદારમંડળો એ સિદ્ધાંતનું ઉલ્લંઘન છે, કારણ કે એ સંમતિ વિનાની સરકાર છે. જે પદ્ધતિમાં એક કોમના સભ્યોને બીજી કોમો પર તે કોમોને પોતાને મતાધિકાર આપ્યા વિના, શાસન ભોગવવાની મંજૂરી આપવામાં આવતી હોય તે પદ્ધતિને માન્ય કરવી

એ રાજકીય ન્યાયની તમામ ભાવનાની વિરુદ્ધ છે. અને જો મુસ્લિમો એવો આક્ષેપ કરતા હોય કે તેઓ, બીજી કોમોના જીવન અંગેના દૃષ્ટિકોણથી વ્યાપક રીતે તદ્દન ભિન્ન દૃષ્ટિકોણ ધરાવતી એક અલગ કોમ છે તો આ પદ્ધતિમાં રહેલું જોખમ એટલું બધું ભયંકર બની જાય છે કે તેની અસરમાંથી મુકત રહી શકાય તેમ નથી.

૬૩. પરિષદના હાલના માળખામાં આવી ખામીઓ છે. તેની રચના ૧૯૧૯માં સાઉથબરો સમિતિ દ્વારા કરવામાં આવી હતી. સમિતિએ તૈયાર કરેલ માળખાનું સ્વરૂપ, ભારત સરકારે સેક્રેટરી ઓફ સ્ટેટને તા. ૨૩મી એપ્રિલ, ૧૯૧૯ના રોજ લખેલા પત્ર નં. ૪માં સ્પષ્ટણે જણાવ્યું હતું.

૨. આપણે અહેવાલને વિગતે જોઈએ તે પહેલાં એક મહત્ત્વનો પ્રશ્ન આવે છે. આપ જોઈ શકશો કે સમિતિનું કાર્ય સિદ્ધાંતો ઘડવાનું નથી. સમિતિ સમક્ષ આવેલી સમસ્યાઓના સમાધાન માટે સમિતિએ સામાન્ય તર્કશાસ્ત્રના ઉપયોગને બદલે સંમતિનો માર્ગ અપનાવ્યો છે."

૬૪. મારા સાથીઓએ એ માળખાનો વિચાર કર્યો નથી. તેમણે ભલામણ કરી છે કે નિયુકિતની પ્રથા કાઢી નાખવી. અને હું તેમાં સંમત છું. પણ તે સિવાય તેમણે મતદારમંડળનું સમગ્ર માળખું યથાવત્ રાખ્યું છે જાણે તેમાં કશો વાંધો ન હોય હું આમાં જુદો પડું છું. મેં જણાવ્યું છે તેમ આખું માળખું ખામીભર્યું છે અને તે સંપૂર્ણ તપાસવું જોઈએ. સુધારાના ઉદ્દેશો ઓગસ્ટ ૧૯૧૭માં જાહેર કરાયા હતા; તેમાં સ્વશાસન કરતી સંસ્થાઓની સ્થાપનાનું લક્ષ્ય હતું. એ વખતે અમલમાં હતું તે ચૂંટણીવિષયક માળખું એ તો સમાધાનમાર્ગ ઉપાય હતો. એમાં, નોકરશાહીના શાસનમાંથી લોકોના શાસન તરફના સંક્રમણની મુદત અંગે સંમત થવાયું હતું કારણ કે એ જરૂરી હતું. આવું મતદારવિષયક માળખાની રચના એવી માન્યતા પર જ કરી શકાય કે હાલની વિભાજીત સરકારની પદ્ધતિ જવી જોઈએ. કારણ કે એ પ્રતિનિધિત્વની પદ્ધતિનો મેળ પૂર્ણ સરકાર સાથે નહિ બેસે તેથી તેને દૂર કરવી જોઈએ.

૬૫. હાલની પ્રતિનિધિત્વ પદ્ધતિ દૂર કરવાનું બીજું પણ કારણ છે. પ્રતિનિધિ સરકાર સર્વત્ર પક્ષીય સરકાર છે. અને પક્ષીય સરકાર એ પ્રતિનિધિ સરકારનો એવો સાર્વત્રિક ભાગ છે કે એવું કહી શકાય કે પ્રતિનિધિ સરકાર પક્ષીય સરકાર વિના ચાલી જ ન શકે. પક્ષીય સરકારનું શ્રેષ્ઠ સ્વરૂપ એ છે કે જે દ્વિપક્ષીય પદ્ધતિ છે જેમાં બંને

મળીને જવાબદાર સરકાર રચે છે. કાયદા દ્વારા કારોબારીને વિધાનમંડળને જવાબદાર બનાવી શકાય. પરંતુ એ જવાબદારી નામની જ રહેશે. જો વિધાનમંડળની રચના એવી હોય કે તે કારોબારી પર પોતાની મરજી લાદી ન શકે. અનિશ્ચિતતા વગર સ્થિર સરકાર ન હોઈ શકે. કારોબારીએ સતત નીતિની એક વ્યવસ્થિત યોજના બનાવતા રહેવું જોઈએ. પણ તેમાં બહુમતીનો અફર ટેકો જોઈએ. એ દ્વિપક્ષીય સરકારમાંથી જ મળી શકે. જૂથ પધ્ધતિમાં એ ન મળી શકે. જૂથ પધ્ધતિ હેઠળ કારોબારી સામાન્ય અભિપ્રાય નહિ આપી શકે કારણ કે વિવિધ જૂથોના નેતાઓના સિધ્ધાંતોનું એ થાગડથીગડ કામ હશે. એ જૂથોએ સત્તા માટે જ એક થઈને સમાધાન કર્યું હશે. આવી પધ્ધતિથી સ્થિર સરકારનો ટેકો સતત ન મળી શકે કારણ કે અંગત લાભ ખાતર જૂથો અદલાબદલી કરે તેની લાલચ હંમેશાં હોય છે. હાલની પરિષદને બર્કના શબ્દો લાગુ પડે છે. "પરસ્પર ભિન્ન આશયવાળી અને ગમે તેમ સાંધેલી વિચિત્રતાઓનો એક ટૂકડો છે. રંગબેરંગી કાચના પાત્ર જેવી છે. સિમેન્ટની પગથાર જેવી છે. દેશભકતો, મિત્રો, દરબારીઓની સરકાર જેવી ગણાય, જેમાં દુશ્મનો પણ હોઈ શકે. વિધાનમંડળનો આવો તમાશો સાવ નિષ્ફળ અને અનિશ્ચિત ગણાય." એટલે પક્ષીય પધ્ધતિ વિના સ્થિર સરકાર ન હોઈ શકે અને જવાબદાર સરકાર પણ ન હોઈ શકે. જૂથ પધ્ધતિનું મૂળ મતદારમંડળોની રચનામાં છે. કારણ કે મતદારમંડળો માટી છે જેમાંથી પરિષદ ઘડાય છે. જો પરિષદનો કાર્યક્ષમ રીતે, ફરી ઘાટ આપવો હોય તો માટીને ય ફરી તૈયાર કરવી પડે.

૬૬. મતદારમંડળની પધ્ધતિને ફરીથી ઘડવાનું મારું સૂચન ત્રણ વિચારણાઓ પર આધારિત છે : (૧) મતદારમંડળની પધ્ધતિ પ્રાદેશિક હોવી જોઈએ અને દેશની સામાજિક સ્થિતિ સાથે સંબંધિત હોવી ન જોઈએ એવા ઘણા ભારતીય રાજકારણીઓની ઘાતક સાદાઈને વશ થવું જોઈએ નહિ. (૨) પ્રાદેશિક મતદારમંડળો મારફત સિધ્ધ કરાનાર ખાસ પ્રતિનિધિત્વ માટેના કોઈ પણ સામાજિક કે આર્થિક હિતને માન્ય કરવું નહિ, (૩) ખાસ પ્રતિનિધિત્વ માટે કોઈ હિતને માન્ય રાખવું હોય તો એની પ્રતિનિધિત્વની રીત એવી હોવી જોઈએ કે એવા હિતના પ્રતિનિધિઓ અલગ જૂથની રચના ન કરે.

૬૭. આ ત્રણ વિચારણાઓમાંથી બીજી વિચારણાનો આધાર મતાધિકાર પર છે. અહેવાલના બીજા ભાગમાં મેં પુખ્ત મતાધિકારની ભલામણ કરી છે. મને વિશ્વાસ છે

કે તે સ્વીકારાશે. તેથી હું મારી ભલામણો તે આધારે કરું છું. પણ જો તેમ ન હોય અને મર્યાદિત મતાધિકાર ચાલુ રહે તો જુદી ભલામણો કરવી પડશે. હું તે પણ સૂચવીશ. નીચેનાં કારણોસર અને છેલ્લે જણાવેલી સૂચનાના આધારે હું સૂચવું છું કે -

I. જો પુખ્ત મતાધિકાર અપાય તો મુસ્લિમો, દલિતો અને એંગ્લોઈન્ડિયનો સિવાય પ્રાદેશિક પ્રતિનિધિત્વ રહેશે.

II.. જો મતાધિકાર મર્યાદિત રહેવો ચાલુ રહે તો મુસ્લિમો, દલિતો, એંગ્લોઈન્ડિયનો, મરાઠાઓ અને સંલગ્ન જ્ઞાતિઓ અને મજૂરો સિવાય તમામ પ્રતિનિધિત્વ પ્રાદેશિક રહેશે.

III.. આવું ખાસ પ્રતિનિધિત્વ સામાન્ય મતદારમંડળો દ્વારા અનામત બેઠકો દ્વારા અને નોંધાયેલા મજૂર સંઘોના મતદારમંડળના મજૂરો દ્વારા રહેશે.

૬૮. આ સૂચનો પરથી જોઈ શકાશે કે હું તમામ વર્ગમતદારમંડળો નાબૂદ કરવાના તનો છું જેવાં કે (૧) ઈનામદારો અને સરદારો, (૨) ભારતીય કે યુરોપિયન વેપાર અને વાણિજ્ય, (૩) ભારતીય ખ્રિસ્તીઓ અને (૪) ઉદ્યોગ ; અને તે તમામને સામાન્ય મતદાર મંડળોમાં ભેળવી દઉં છું. સામાન્ય માધ્યમ દ્વારા પરિષદોમાં તેમના અવાજને કોઈ રોકી શકશે નહિ. બીજું, હું અમુક વર્ગોને ખાસ પ્રતિનિધિત્વ મળે તેમ ઇચ્છું છું છતાં હું અલગ મતદારમંડળો મારફત તેમને પ્રતિનિધિત્વ મળે તેની વિરુદ્ધ છું. પ્રાદેશિક મતદારમંડળો અને અલગ મતદારમંડળો બે અંતિમ છેડા છે જેનો આ સૌથી વધુ બિનલોકશાહી દેશમાં લોકશાહી સ્વરૂપની સરકાર દાખલ કરવા માટે તૈયાર કરાય તેવી પ્રતિનિધિત્વની કોઈ પણ યોજનામાં ત્યાગ કરવો જોઈએ.

સોનેરી નિયમ તો એ છે કે અનામત બેઠકોવાળી સંયુકત મતદારમંડળોની પદ્ધતિ રાખવી. તેનાથી ઓછું કશુંય અપૂરતું ગણાશે. એટલું જ નહિ પણ સારી સરકારનો ઉદ્દેશ તેનાથી માર્યો જશે. હું યુરોપિયન કોમ માટે અપવાદ રાખું છું. તેમના પોતાનાં ખાસ મતદારમંડળો હોવાં જોઈએ. પણ તે વર્ગ મતદારમંડળો નહિ બલકે સામાન્ય મતદારમંડળો રહેશે.

● ● ●

# પ્રકરણ : ૩
# બેઠકોની વહેંચણી

## ૧. લઘુમતીઓમાં બેઠકોની વહેંચણી

૬૯. મારા સાથીઓએ જુદી જુદી લઘુમતીઓને આપેલી બેઠકોનો મુકરર હિસ્સો નીચે મુજબ છે :

| | લઘુમતી | ૧૪૦માંથી બેઠકોની સંખ્યા | | |
|---|---|---|---|---|
| | | સામાન્ય | વત્તા | ખાસ |
| ૧. | યુરોપિયનો | ૨ | | ૫ |
| ૨. | ઍંગ્લોઈન્ડિયનો | ૨ | | — |
| ૩. | ભારતીય ખ્રિસ્તીઓ | ૧ | | — |
| ૪. | દલિતો | ૧૦ | | — |
| ૫. | મુસ્લિમો | ૪૩ | | ૨ |

૭૦. ઉપરના કોઠામાંથી જોઈ શકાશે કે જુદી જુદી લઘુમતીઓને બેઠકો વહેંચી આપવામાં મારા સાથીઓએ કોઈ એકસરખો સિદ્ધાંત અપનાવ્યો નથી. તેમણે મુસ્લિમોને જે પ્રમાણે બેઠકો આપી છે તે પ્રમાણે દલિતોને આપી નથી. મુસ્લિમો ઈલાકાની વસ્તીના ૧૯ ટકા છે. મારા સાથીઓએ તેમને વિધાનપરિષદ માટેના કુલ પ્રતિનિધિત્વના ૩૧ ટકાથી વધુ બેઠકો આપવાની દરખાસ્ત કરી છે. બીજી બાજુ દલિતો જેઓ ઈલાકાની કુલ વસ્તીના માંડ ૮ ટકા છે તેમને પરિષદની કુલ બેઠકોના માત્ર ૭ ટકા જ બેઠકો આપી છે. આવો ભેદભાવ સમજાતો નથી. બંને લઘુમતીઓમાં મુસ્લિમ લઘુમતી બેશક સંખ્યામાં, સંપત્તિમાં અને શિક્ષણમાં વધુ મજબૂત છે. ઉપરાંત સંખ્યામાં, સંપત્તિમાં

અને શિક્ષણમાં નબળા હોવાથી દલિતો પર અશકતતાઓનો બોજ હોય છે જયારે મુસ્લિમો તદ્દન મુકત છે. દલિતો પાણીનાં સ્થળેથી પાણી ભરી શકતા નથી. એવા સ્થળો જાહેર નાણાંમાંથી નિભાવાતાં હોવા છતાં પણ; પરંતુ મુસ્લિમો પાણી ભરી શકે છે. દલિતો અસ્પૃશ્યતાને કારણે પોલીસ, સેના અને નૌકાદળમાં પ્રવેશી શકતા નથી. જો કે ભારત સરકાર અધિનિયમમાં જણાવ્યું છે કે કોઈ પણ વ્યકિતને તેની જાતિ, ધર્મ કે વર્ણના કારણે કોઈ પણ જાહેર હોદ્દાના તેના અધિકારનો ઈન્કાર કરવામાં નહિ આવે. મુસ્લિમો માટે જાહેર સેવાના દ્વાર ખુલ્લાં છે એટલું જ નહિ પણ અમુક ખાતામાં તેમનું પ્રમાણ મોટું છે. દલિતોને જાહેર શાળાઓમાં દાખલ કરાતાં નથી. જો કે એ શાળાઓ જાહેર નાણાંમાંથી નિભાવાતી હોય છે. તો પણ મુસ્લિમો માટે આવો નિષેધ નથી. દલિતનો સ્પર્શ પ્રદૂષણ જન્માવે છે; મુસ્લિમોના સ્પર્શથી કંઈ થતું નથી. વેપાર ઉદ્યોગ મુસ્લિમો માટે ખુલ્લાં છે જયારે દલિતો માટે તે બંધ છે. મુસ્લિમને લઘુતાગ્રંથિનું કલંક લાગેલું નથી. પણ દલિતોના માથે તે છે, પરિણામે મુસ્લિમ પોતાને ગમે તેવાં કપડાં પહેરી શકે છે. ગમે તે પ્રકારે જીવી શકે છે અને ફાવે તે કરી શકે છે. દલિતોને આ બધી મુકિત નથી. દલિત માનવી પાસે પૈસા હોવા છતાં ગ્રામવાસીઓ કરતાં સારાં કપડાં તે પહેરી શકતો નથી. દલિતે ઝૂંપડીમાં જ રહેવું પડે છે. દલિત પોતાની સંપત્તિનો દેખાડો શુભ પ્રસંગોએ પણ કરી શકતો નથી. મુખ્ય માર્ગો પર થઈને વરઘોડો કાઢી શકતો નથી. રીતરિવાજ પ્રમાણેનું અથવા તેના ગજા બહારનું કોઈ પણ કામ તે જયાં રહેતો હોય તે ગામના લોકોના ગુસ્સાનું કારણ બની જાય છે. મુસ્લિમને બનવું પડે છે તેના કરતાં જુલમનો વધુ ભોગ દલિતને બનવું પડે છે. આનું કારણ એ છે કે મુસ્લિમને માનવી તરીકેના તમામ પ્રાથમિક અધિકારો મળેલા હોવાથી બહુમતી સામે ઝઘડવાનું તેને કોઈ કારણ નથી રહેતું, સિવાય કે કોઈ ધાર્મિક મુદ્દો આગળ આવી જાય. પણ દલિતની સ્થિતિ તો સદંતર ભિન્ન છે. તેની જિંદગી માનવ અધિકારો માટેનો સતત સંઘર્ષ છે. બહુમતી સામેનો પડકાર છે. પરિણામે તે બહુમતીની દુશ્મનાવટ સતત વહોરતા રહે છે. આટલું જ નહિ પણ જો કોઈ મુસ્લિમ બહુમતીના જુલમનો ભોગ બની જાય તો પોલીસ અને ન્યાયતંત્ર તેની વહારે ચઢે છે. પરંતુ જો દલિત બહુમતીના જુલમનો ભોગ બને તો પોલીસ અને ન્યાયતંત્ર ભાગ્યે જ તેનો બચાવ કરે છે. ઊલટું તે દલિતને નુકસાન થાય તે રીતે બહુમતી સાથે મળી જઈને કામગીરી કરે છે. એનું કારણ એ છે કે મુસ્લિમનાં ઘણાં સગાં ઈલાકાની પોલીસ અને ન્યાયતંત્રમાં

હોય છે, જયારે દલિતોમાંથી એ ખાતામાં કોઈ હોતું નથી, દલિતોને રૂઢિચુસ્ત હિંદુ વલણના ભોગ બનવું પડે છે એટલું જ નહિ પણ તેને મુસ્લિમ સામે પણ ઝૂઝવું પડે છે. સામાન્ય માન્યતા એવી છે કે દલિતો કરતાં મુસ્લિમો હિંદુ સામાજિક પૂર્વગ્રહોથી મુકત છે. આનાથી મોટી ભૂલ બીજી કોઈ નથી. શહેરી વિસ્તારો બાદ કરતાં ગ્રામ વિસ્તારોમાં મુસ્લિમને હિંદુ ઝેરની અસર થાય છે. કોલાબા જિલ્લામાં મનગાંવ તાલુકાના હરકુલ ગામમાં જે ઝગડા થયા તે આનું ઉદાહરણ છે. આ જિલ્લામાં દલિતોએ સામાજિક ઉત્થાનની ઝુંબેશ ઉપાડી અને તેમને ઊતરતા દરજજાના બનાવી મૂકતી અસ્વચ્છ પ્રથાઓ છોડી દેવા સંકલ્પ કર્યો. જિલ્લાના હિંદુઓએ દલિતોના ઉત્થાન માટે તેમને અસ્વચ્છ પ્રથાઓ છોડી દેવાની સલાહ આપી હતી ને હિંદુઓ જ ગરીબ લોકોની સામે થઈ ગયા અને તેમનો સામાજિક અને આર્થિક બહિષ્કાર કરીને તેમને ત્રાસ આપ્યો. પણ જિલ્લાના મુસ્લિમો પણ તેમના હિંદુ પડોશીઓ જેવું કરશે એવી આશા ન હતી. ઊલટું દલિતોએ એવી આશા રાખી હતી કે હિંદુઓ સામેની તેમની લડાઈમાં મુસ્લિમો દલિતોની પડખે રહેશે. પણ તેમની એ આશા નંદવાઈ ગઈ. એમ માલૂમ પડયું કે અસ્પૃશ્યતાનું પાલન નહિ કરતા મુસ્લિમો એમ માનવા લાગ્યા કે દલિતોનો જન્મ ઊતરતા દરજજાનો છે અને અસ્વચ્છ પ્રથાઓ છોડી દઈને ઉપર આવવાનો તેમનો પ્રયાસ એક અપમાનજનક બાબત હતી જે દબાવી દેવો જોઈએ. પરિણામે જિલ્લાના દલિતો અને મુસ્લિમો વચ્ચે પણ લડાઈ થઈ જેમાં હરકુલમાં એક દલિતે જાન ખોયો.

૭૧. તેથી, એ સ્પષ્ટ છે કે દલિતોની સમસ્યા મુસ્લિમોની સમસ્યા કરતાં મોટી છે. મુસ્લિમો એક જાતિ તરીકે પછાત હશે પણ તેમ છતાં તેઓ શિક્ષણમાં એટલા આગળ છે કે તેઓ પ્રગતિશીલ હિંદુઓ પછીના સ્થાને આવે છે. પણ તેઓ મુશ્કેલીનો ભોગ નથી બનતા એ તો ચોકકસ વાત છે, કારણ કે પ્રયાસ અને પ્રોત્સાહનથી તેઓ ઉપર આવી શકે છે. બીજી બાજુ દલિતો માત્ર પછાત છે એટલું જ નહિ પણ તેઓ પણ મુશ્કેલીનો ભોગ બને છે. અને કોઈ પણ પ્રયાસ કે પ્રોત્સાહન તેમને ઉપર આવવાની તક આપશે નહિ સિવાય કે આ મુશ્કેલીને દૂર કરાય. આ બે કોમો વચ્ચે આ ભેદ હોવાથી મુસ્લિમોની પછાત સ્થિતિમાં પરિવર્તન લાવવા માટે જે કંઈ રાજકીય સત્તા જરૂરી હોય તેના કરતાં વધુ પ્રમાણમાં તેવી સત્તા દલિતોને જરૂરી બનશે. તેમ છતાં મારા સાથીઓએ તેમના પ્રતિનિધિત્વનું પ્રમાણ ઉલટાવી નાખ્યું છે. મુસ્લિમો જે મજબૂત લઘુમતીમાં છે અને ૧૯ ટકા છે તેમને પરિષદમાં ૩૧ ટકા બેઠકો અપાઈ

છે. જ્યારે દલિતો જેઓ વસ્તીના ૮ ટકા છે તેમને પરિષદની ૭ ટકા બેઠકો અપાઈ છે જે હકીકતમાં તેમની વસ્તીના પ્રમાણ કરતાં એક ટકો ઓછી છે.

૭૨. એવો મત છે કે દલિતોની સમસ્યા સામાજિક સમસ્યા છે અને તેનો ઉકેલ સામાજિક ક્ષેત્રમાં શોધવો જોઈએ. મને આશ્ચર્ય થાય છે કે આવો મત ઉચ્ચ વર્ગોમાં ય પ્રવર્તે છે. મને ડર છે કે આવો મત ધરાવનારા ભૂલી જાય છે કે માનવસમાજમાં દરેક સમસ્યા સામાજિક સમસ્યા જ હોય છે. દારૂ પીવાની સમસ્યા, વેતનની સમસ્યા, કામના કલાકોની સમસ્યા, બેકારી અંગેના વીમાની સમસ્યા એ તમામ સામાજિક સમસ્યાઓ છે. એ જ દૃષ્ટિએ અસ્પૃશ્યતાની સમસ્યા પણ સામાજિક સમસ્યા છે. પણ પ્રશ્ન એ નથી કે સમસ્યા સામાજિક સમસ્યા છે કે કેમ. પ્રશ્ન એ છે કે રાજકીય સત્તાના ઉપયોગથી એ સમસ્યાનો ઉકેલ કરી શકાય છે કે કેમ એ પ્રશ્નનો મારો જવાબ ભારપૂર્વક હકારાત્મક છે. એ સાચું છે કે ભારતમાંનું કોઈ રાજ્ય સ્પૃશ્યો અને અસ્પૃશ્યોને એક કુટુંબના સભ્યો બનવાની ફરજ પાડી શકે. એ બંનેને ગમે કે ન ગમે તો પણ તેમ જ રાજ્ય, વિધાનમંડળના અધિનિયમથી તેમને ચાહવાની કે કારોબારી પરિષદના હુકમથી તેમને ભેટવાની ફરજ પાડી શકે નહિ. પણ રાજ્ય એવા અવરોધો તો દૂર કરી જ શકે છે જેના કારણે અસ્પૃશ્યો તેમની પતિત દશામાં રહે છે. જો આ મત સાચો હોય તો કોઈ પણ કોમને દલિતો કરતાં પૂરતા રાજકીય પ્રતિનિધિત્વની વધુ જરૂર હોઈ શકે નહિ.

૭૩. મારા સાથીઓ ક્યાંય એ સમજાવતા નથી કે મુસ્લિમ કોમને તેની વસ્તીના પ્રમાણ કરતાં વધુ ૧૨ ટકા મળવા જોઈએ અને શા માટે દલિતોને તેમની વસ્તીના પ્રમાણમાં મળવો જોઈએ એટલો હિસ્સો પણ ન મળવો જોઈએ. એ નોંધનીય છે કે જે મુસ્લિમ સાક્ષીઓએ પોતાના અધિક પ્રતિનિધિત્વની માગણી કરી એ માગણી તેમની પ્રગતિ કે સુખાકારી માટે જરૂરી હતી તે કારણસર નહોતી કરી. એમનું એકમાત્ર કારણ એ હતું કે મુસ્લિમો શાસક વર્ગના વારસદારો હતા અને તેથી તેમને વધુ પ્રતિનિધિત્વ જોઈએ કારણ કે તેના વગર તે કોમનું મહત્ત્વ અને અસર ઘાટી જશે. આના પરથી એ જોઈ શકાશે કે મુસ્લિમોની આવા અધિક પ્રતિનિધિત્વની માગણી પર્યાપ્તતા પર આધારિત નથી પણ સર્વોપરિતા પર આધારિત છે. હું એવો મજબૂત અભિપ્રાય ધરાવું છું કે કોઈ પણ લોકશાહી સ્વરૂપની સરકારમાં તમામ કોમોને સમાન રાજકીય મહત્ત્વની

ગણવી જોઈએ અને કોઈ પણ કોમ સર્વોપરિ છે એવી કોઈ ગુંજાશ તેમાં હોવી જોઈએ નહિ. જયારે કોઈ એમ કહે કે તેની કોમ મહત્ત્વની છે અને તેને યોગ્ય અને પૂરતું પ્રતિનિધિત્વ મળવું જોઈએ તો એવી માગણી પ્રત્યે તમામ લોકોએ સહાનુભૂતિપૂર્વક વિચારણા કરવી જોઈએ. પણ કોઈ વ્યકિત એમ કહે કે તેની કોમ ખાસ મહત્ત્વની છે અને તેથી તેના વાજબી હિસ્સાથી વધુ પ્રતિનિધિત્વ તેને મળવું જોઈએ તો તેની શંકારહિત અને અસહિષ્ણુ અસર એ થાય કે બીજી કોમો મુકાબલે ઊતરતી છે અને તેઓના વાજબી હિસ્સા કરતાં ઓછું પ્રતિનિધિત્વ તેમને મળવું જોઈએ. બીજી કોમો આ અંગે સ્વાભાવિક રીતે જ મંજૂરી નહિ આપે. મુસ્લિમ કોમ આવો વૈભવશાળી વિચાર જેટલો વહેલો છોડી દે એટલું તે કોમના ભાવિ માટે સારૂ ગણાશે. કારણ કે બીજી કોમો જે ફાયદા માટે કાયમ લડતી આવી હોય તેની સંમતિ વિના એવા ફાયદાનો લાભ મળી શકે નહિ. ઊલટું એના પરિણામે મુસ્લિમ કોમને દ્વેષનાં બીજ રોપવાથી નુકસાન થાય અને કદાચ તેની અને સંબંધિત બીજી કોમો વચ્ચે કદાચ તિરસ્કાર જન્મે.

**૭૪.** શાસક વર્ગ પોતાની સ્થિતિનું પતન થયું હોવાનું માનતો હોય તેવો માત્ર મુસ્લિમોનો જ કેસ નથી. કેનેડામાં ફ્રેન્ચ અને દક્ષિણ આફ્રિકામાં ડચના પણ એવા જ દાખલા છે જયાં એક વર્ગ પોતાની શાસન સ્થિતિમાંથી ગુલામીની સ્થિતિમાં પડી ગયો હોય. દક્ષિણ આફ્રિકાએ વધુ પડતા પ્રતિનિધિત્વની માગણી કરી જેથી તે પોનાની અગાઉની શાસકો તરીકેની સ્થિતિ જાળવી રાખે. વિશ્વના બીજા ભાગોમાંની મુસ્લિમ લઘુમતીઓએ આવી વિચારણા કરી નથી. આલ્બેનિયા, માનિયા, ગ્રીસ, બલ્ગેરિયામાંની મુસ્લીમ લઘુમતીઓ એકવારની શાસક જાતિના અવશેષો છે તેમ છતાં આમાંના કોઈ પણ દેશમાં તેઓએ રાજવી હિસ્સાનું પ્રતિનિધિત્વ માંગ્યું નથી. અસર પ્રમાણેના પ્રતિનિધિત્વ માટેની મુસ્લિમ માગણી કયાંય કરાઈ હોવાનું સાંભળ્યું નથી એટલું જ નહિ બલકે તેવી માગણી પ્રતિનિધિ સરકારની પદ્ધતિ માટે સાવ અસંગત પણ છે. જમીનમાલિકો, મૂડીવાદીઓ અને પાદરીઓનો દરેક સમાજમાં ભારે પ્રભાવ હોય છે. પણ તેમાંના કોઈએ પણ એવી સંમતિ નથી આપી કે એ વર્ગોને પ્રતિનિધિત્વનો ભારે હિસ્સો આપવો જોઈએ. તેથી, આવા જ પ્રકારની માગણીઓ અન્યત્ર ફગાવી દેવાઈ હોય ત્યારે મુસ્લિમ માગણી શા માટે માન્ય કરવી જોઈએ એનું કારણ નથી.

**૭૫.** ભારતમાં બ્રિટિશ રાજ આવ્યું તે પહેલાં મુસ્લિમોની સ્થિતિ ગમે તે હોય અને એમાંય પાછું એ ભૂલવું જોઈએ નહિ કે જો મુસ્લિમોએ પાંચ સદીઓથી ભારતમાં

રાજ કર્યું હોય તો હિંદુઓએ તેમના કરતાં અગણિત સદીઓથી અને તેમના પછી પણ રાજ કર્યું છે- તો પણ સૌથી શ્રેષ્ઠ માર્ગ એ વિજયના પરિણામે તમામ કોમોએ સમાન સ્તર પર ઊભી છે એ આધારે આગળ વધવું જોઈએ અને તેમના રાજકીય ભૂતકાળ પ્રત્યે ધ્યાન આપવું જોઈએ નહિ. આવો અભિગમ ગેરવાજબી હોવા ઉપરાંત કાયદા કમિશનરોએ વ્યક્ત કરેલી લાગણીઓને સુસંગત ગણાશે. જેમણે ભારતીય ફોજદારી કાયદો ઘડયો તેમણે તેમાં જણાવ્યું છે કે : "પરિષદ એ જોઈ શકશે કે આ કાયદાના અમલમાંથી કંપનીના પ્રદેશોમાં રહેતાં ભારતનાં પ્રાચીન વિદેશી ગૃહોને બાકાત રાખવાનું અમે સૂચવ્યું નથી. આવો કોઈ અપવાદ કરવો જોઈએ કે કેમ એ એવો પ્રશ્ન છે કે જેનો નિર્ણય, હાલના સંધિઓના ચોક્કસ જ્ઞાન વગર એ સંધિઓને પૂરેપૂરી સમજયા વગર, લેવડદેવડોના ઈતિહાસની સમજ વગર, અમુક કુટુંબોના મિજાજ અને શકિતને પરખ્યા વગર અને એવાં કુટુંબો પરત્વેના લોકોના સમૂહની લાગણી પિછાણ્યા વગર આપણે કરવાનું સાહસ કરી શકીશું નહિ. અમે માત્ર માનપૂર્વક એટલું જ જોવાની પરવાનગી માગીશું કે આવો દરેક અપવાદ એક અનિષ્ટ છે; કોઈ પણ વ્યક્તિને કાયદાથી પર માનવી એ એક અનિષ્ટ છે; જનતાને એમ શીખવવું કે પોતે કાયદાથી પર હોઈ ઉચ્ચ અને શ્રેષ્ઠ સ્થિતિમાં છે એ વાત એનાથીય મોટું અનિષ્ટ છે; આવા વિશેષાધિકારોને વધુ સમય ચાલુ રાખવા એટલું જ મુશ્કેલ એને પાછા લઈ લેવાનું થશે, તેવા વિશેષાધિકારોને પાછા ખેંચી લેવાની વાજબી તક ભાગ્યે જ કદીય મળી શકશે. સિવાય કે સરકાર એવી ઘોષણા કરે કે જુદી જુદી જાતિઓ અને ધર્મની વ્યકિતઓને નવો કાયદો સમાનરૂપે બંધનકર્તા રહેશે, અને અમને ભારે શંકા છે કે પ્રતિજ્ઞાપૂર્વક મૂકેલા પવિત્ર જાહેર વિશ્વાસ સિવાય કોઈ પણ વિચારણાને સમાન ન્યાયના ફાયદાઓ સામે મૂકી શકાવા જેટલી યોગ્ય ગણી શકાય."

૭૬. આ ભારે ડહાપણના શબ્દો છે અને મને ખાતરી છે કે એ ભારે ડહાપણના શબ્દો ભારતના જાહેર કામકાજનો હવાલો ધરાવતી વ્યકિતઓના માર્ગદર્શન માટે કહેવાયા છે. તેમનું ડહાપણ માત્ર જે પ્રસંગે અને જે હેતુ માટે કહેવાયા છે તેટલા પૂરતું જ મર્યાદિત નથી. મને શંકા નથી કે તે શબ્દો હાલના પ્રસંગને પણ વધુ નહિ તો પણ સમાન ભાવથી લાગુ પડે છે. કાયદા કમિશ્નરોની ભાષાનો ઉપયોગ કરીને મારે એ કહેવાનું મન થાય છે કે કોઈ પણ એક કોમ બાકીની કોમોથી ઉપર છે એમ દેશનો બંધારણીય કાયદો માન્ય કરતો હોય તો તે એક અનિષ્ટ છે ; અને એનાથી ય વધુ

મોટું અનિષ્ટ એ છે કે જનતાને એવું શીખવવું કે રાજકીય મહત્ત્વની દૃષ્ટિએ પોતાનું મૂલ્યાંકન એવી રીતે કરવું કે પોતાને ઊંચા અને બીજાને નીચા ગણી શકાય; આવા ખ્યાલોને જેટલો લાંબો સમય ચાલુ રહેવા દેવાય એટલું જ મુશ્કેલ તેમને દૂર કરવા થશે અને જુદી જુદી જાતિઓ અને ધર્મની વ્યકિતઓને સમાનરૂપે બંધનકર્તા નીવડે એવો નવો બંધારણીય કાયદો સંસદ જાહેર ન કરે ત્યાં સુધી તેવા ખ્યાલોને દૂર કરવાની ભાગ્યે જ કોઈ વાજબી તક કદીય મળી શકે.

૭૭. પ્રતિનિધિત્વની બાબતમાં તમામ લઘુમતીઓને સમાન તક અપાવી એ લઘુમતીઓના પ્રતિનિધિત્વની સમસ્યાનો એક ભાગ જ છે. બેઠકોની વહેંચણી માટેનું સંતોષકારક સંખ્યાલક્ષી માપ નક્કી કરવું એ આ સમસ્યાનો બીજો અને વધુ મહત્ત્વનો ભાગ છે. પરંતુ આ એક સૌથી વધુ તકરારી પ્રશ્ન છે. બે પરસ્પર વિરોધી સિધ્ધાંતોમાંથી એક એ છે કે લઘુમતીનું પ્રતિનિધિત્વ તેની વસ્તીના પ્રમાણમાં ચુસ્ત હોવું જોઈએ. બીજો સિધ્ધાંત લઘુમતીઓ જે માને છે તે એ છે કે આવું પ્રતિનિધિત્વ પૂરતું હોવું જોઈએ. મને નથી લાગતું કે પ્રતિનિધિત્વના કોઈ ગણિતવિષયક સિધ્ધાંત અંગે સંમત થઈ શકાય. જો વિધાનપરિષદ એક પ્રાણીસંગ્રહ કે સંગ્રહાલય હોય અને દરેક જાતિનાં અમુક સંખ્યાના પ્રાણીઓ તેમાં રાખવાનાં હોય તો લઘુમતીના પ્રતિનિધિત્વનો આવો સિધ્ધાંત સહ્ય બની શકયો હોત. પરંતુ એ સ્વીકારવું જોઈએ કે વિધાનપરિષદ એ પ્રાણીસંગ્રહ કે સંગ્રહસ્થાન નથી. એ તો અધિકારો પ્રાપ્ત કરવા માટેની, વિશેષિકારો નાબૂદ કરવા માટેની અને અન્યાય અટકાવવા માટેની યુધ્ધભૂમિ છે. આ હકકીત જોતાં લઘુમતીને એ જણાશે કે તેનું પ્રતિનિધિત્વ તેની વસ્તીના પૂરેપૂરા પ્રમાણના માપમાં હોય તેમ છતાં પણ એ એટલું નાનું છે કે દુશ્મન બહુમતીના હુમલા સામે પોતાની સ્થિતિ સલામત રાખવી કે સુધારવી તેનો કરાતો દરેક પ્રયાસ બૂરી રીતે પરાજીત થાય છે. લઘુમતીઓના પ્રતિનિધિત્વનો ઉદ્દેશ રાજકીય ગમ્મત પૂરી પાડવા માટેનો ન હોય તો વસ્તી પ્રમાણેના પ્રતિનિધિત્વનો સિધ્ધાંત છોડી દેવો જોઈએ અને તેમની વસ્તીના પ્રમાણ કરતાં કંઈક વધુ પ્રતિનિધિત્વ તેમને મહત્ત્વ આપવા અંગે સંમત થવું જોઈએ.

૭૮. મહત્ત્વ આપવાની જરૂરિયાતને માન્ય કરવી બેશક મહત્ત્વની બાબત છે. પરંતુ એનાથીય વધુ મહત્ત્વની બાબત એ છે કે લઘુમતીઓને આવું મહત્ત્વ આપવાની

બાબતને અમુક સિદ્ધાંતના ધોરણે માપવી જોઈએ કે જે સિદ્ધાંત બુદ્ધિગમ્ય અને વાજબી હોય. કારણ કે એ સ્વીકારવું જોઈએ કે લઘુમતીઓ પૂરતા પ્રતિનિધિત્વના બહાના હેઠળ એવી માગણીઓ કરવાનું ઇચ્છે કે જે વિપરીત સ્વરૂપની હોય. આ દૂર કરવા આપણે પ્રતિનિધિત્વની પર્યાપ્તતા એટલે શું તે નક્કી કરવું જોઈએ. અલબત્ત, પર્યાપ્તતાની ચોક્કસ વ્યાખ્યા કરી શકાય એમ નથી. પરંતુ જો આપણે આપણી સમક્ષ વ્યાપક વિચારણાઓને રાખીએ તો અપર્યાપ્તતા સંકીર્ણ બની જશે. સૌપ્રથમ, લઘુમતીના પ્રતિનિધિત્વની બાબતમાં એક બાજુ પર્યાપ્તતા અને બીજી બાજુ સર્વોપરિતા એ બે વચ્ચેનો ભેદ પારખવો જોઈએ. સર્વોપરિતા એટલે મારે મન પ્રતિનિધિત્વનું એટલું મોટું પ્રમાણ કે જેનાથી લઘુમતી સરમુખત્યાર બની જાય. પ્રતિનિધિત્વની પર્યાપ્તતા એટલે મારે મન પ્રતિનિધિનિત્વનું એટલુ પ્રમાણ કે જેનાથી બહુમતીમાંના કોઈ પણ પક્ષ સાથે લઘુમતી જોડાણ કરી શકે તેટલી લાયકાત લઘુમતીને મળી શકે. જયાં કોઈ પક્ષને લઘુમતી સાથે જોડાણ કરવાની ફરજ પડે ત્યાં લઘુમતી બેશક સરમુખત્યારની સ્થિતિમાં છે એમ કહી શકાય. બીજી બાજુ જયાં કોઈ પક્ષ લઘુમતી સાથે જોડાણ કરવા માત્ર ખેંચાય ત્યાં લઘુમતીને પર્યાપ્ત રીતે પ્રતિનિધિત્વ મળ્યું છે એમ કહી શકાય. તેથી પહેલી વાત એ ધ્યાનમાં રાખવી જોઈએ કે લઘુમતીઓને બેઠકો ફાળવવાની બાબતમાં બંને અંતિમ દૃષ્ટિબિંદુઓ છોડી દેવાં જોઈએ- અપર્યાપ્તતા અને સર્વોપરિતા અંગેના મારા મતે આ અંતિમ દૃષ્ટિબિંદુઓ દૂર કરી શકાય એમ છે, જો આપણે એવો નિયમ અપનાવીએ કે મુખ્યત્વે લઘુમતી પ્રતિનિધિત્વ એ રીતે વિનિયમિત કરવું જોઈએ કે લઘુમતી જે સંખ્યામાં બેઠકોની હકદાર હોય એ સંખ્યાનો આંકડો કુલ બેઠકો જોતાં તેની વસ્તીના પ્રમાણને એકથી વધુ અને બેથી ઓછા એવા કોઈ પરિબળથી ગુણવામાં આવે.

૭૯. એ સાચું છે કે આ સિદ્ધાંત માત્ર જે મર્યાદામાં લઘુમતીનું પ્રતિનિધિત્વ નિયત કરવાનું હોય તે મર્યાદા પૂરતું મર્યાદિત રહે છે. કઈ રીતે આ ગુણક ઓછોવત્તો થવો જોઈએ એ બાબત હજી અવ્યવસ્થિત અને અસ્થિર રહે છે. મારું સૂચન એ છે કે એ ગુણક, સંબંધિત અમુક લઘુમતીની જરૂરિયાતો સાથે વધઘટ પામવો જોઈએ. આ પદ્ધતિથી આપણે એવો સિદ્ધાંત શોધી શકીશું કે લઘુમતીઓને આપવાનું મહત્ત્વ બુદ્ધિગમ્ય હોય અને વાજબી પણ હોય. કારણ કે, લઘુમતીની જરૂરિયાતો ઓછેવત્તે અંશે ચોક્કસ પ્રમાણમાં રહેવાના વલણવાળી હોય છે. એ અંગે સામાન્ય સંમતિ સધરશે

કે રાજકીય રક્ષણ માટેની લઘુમતીની જરૂરિયાતોનું પ્રમાણ સામાજિક સંઘર્ષમાં પોતાની જાતે રક્ષણ કરવાની તેની શક્તિ જેટલું જ હોય છે. એ શક્તિનો આધાર લઘુમતીઓના શૈક્ષણિક અને આર્થિક દરજ્જા પર છે. લઘુમતીનો શૈક્ષણિક અને આર્થિક દરજ્જો જેટલો ઊંચો તેટલી જ તેમને રાજકીય રક્ષણ આપવાની જરૂરિયાત ઓછી. બીજી બાજુ, લઘુમતીનો શૈક્ષણિક અને આર્થિક દરજ્જો જેટલો નીચો હોય તેટલી વધુ જરૂરિયાત તેમને રાજકીય રક્ષણ આપવા માટેની પડવાની.

**૮૦.** એક બાજુ સમાનતાના સિદ્ધાંતની નક્કર ભૂમિકા પર અને બીજી બાજુ પર્યાપ્તતાના સિદ્ધાંત પર ઊભો રહું તો મને લાગે છે કે મારા સાથીઓએ જુદી જુદી લઘુમતીઓને આપવા વિચારેલી બેઠકોની ફાળવણીમાં મારે વિલંબ કરવો જોઇએ. મારી દરખાસ્ત એ છે કે ૧૪૦ બેઠકોમાંથી મુસ્લિમોને ૩૩ બેઠકો અને દલિતોને ૧૫ બેઠકો મળવી જોઇએ. આનાથી પરિષદની કુલ બેઠકોમાંથી મુસ્લિમોને ૨૩ ટકા અને દલિતોને ૧૦.૭ ટકા મળે છે. આમ કરવાથી, મુસ્લિમોને તેમના પોતાના વસ્તીના પ્રમાણથી વધુ લગભગ ચાર ટકા મળે છે અને દલિતોને બે ટકા મળે છે. મારા મતે સંબંધિત લઘુમતીઓને આટલું મહત્વ અપાય એ વાજબી અને જરૂરી છે અને તે આપી શકાય એમ છે.

ઉપરાંત, મારી દરખાસ્તની તરફેણમાં એક બાબત એ છે કે તેનાથી મુસ્લિમ પ્રતિનિધિત્વનું પ્રમાણ ફેરવાયા વિનાનું રહે છે. હાલની પરિષદમાં કુલ પ્રતિનિધિત્વના ૨૩ ટકા મુસ્લિમોને મળે છે. મારી દરખાસ્તના પરિણામે નવી પરિષદમાં પણ તેઓને પ્રતિનિધિત્વનું આટલું જ પ્રમાણ મળશે.

**૮૧.** કેટલાક લોકો આની તરફેણમાં નથી- એટલે કે વિરોધમાં છે એમ ન કહેવું જોઇએ તે હકીકત જોતાં મેં દલિતોને પ્રતિનિધિત્વનું જે પ્રમાણ આપ્યું છે તે મને લાગે છે કે જરૂરી છે એનો વધુ ખુલાસો કરીને મારે શંકાને નિર્મૂળ કરવી જોઇએ. એમાં શકા નથી કે દલિતોને આપેલું શરૂઆતનું પ્રતિનિધિત્વ તદ્દન અન્યાયી હતું. સંયુક્ત અહેવાલના ઘડવૈયાઓએ (ફકરા ૧૫૩માં) સ્પષ્ટ જણાવ્યું છે કે "(દલિતોના) પ્રતિનિધિત્વ માટે અમે કરી શકીએ તેવી શ્રેષ્ઠ વ્યવસ્થા કરવાનો અમારો ઇરાદો છે." પરંતુ ભારતમાં પ્રવર્તની અમુક પ્રકારની સામાજિક પરિસ્થિતિઓના પરિણામ તરીકે સૂચિત લોકપ્રિય સરકારના સ્વરૂપમાં કરવી જરૂરી હોય તેવી બાંધછોડ અંગે ભલામણ

કરવા, મતાધિકાર તૈયાર કરવા અને મતદારવિસ્તારો તૈયાર કરવા પાછળથી નિયુક્ત કરાયેલી સાઉથબરો સમિતિએ આ વચનને હવામાં ફંગોળી દીધું હતું. દલિતોનાં હિતોની સલામતી માટે પૂરતી જોગવાઇ કરવાના પ્રશ્ન અંગે સાઉથબરો સમિતિ એટલી બધી ઉદાસીન હતી કે ભારત સરકાર પણ આ બાબતે ચોક્કસ ન હતી. અને તેણે જણાવ્યું :

"અમે (બિનસરકારી વ્યક્તિઓની નિયુક્તિ)ની દરખાસ્તોને સામાન્ય રીતે સ્વીકારીએ છીએ. પણ એક કોમ એવી છે જેને માટે સમિતિ કરતાં વધુ વિચારણા કરવી જોઇએ." ભારતીય બંધારણીય સુધારા અંગેના અહેવાલમાં દલિતોના પ્રશ્નની વિચારણા કરાઇ છે. સમિતિના અહેવાલમાં 'હિંદુઓ બીજા' એમ જણાવેલી જ્ઞાતિઓ લગભગ એક જ પ્રકરણના લોકો છે. ફેર એટલો જ છે કે તેમને અલગ રાખવામાં સખ્તાઇનું પ્રમાણ કેટલું છે. સમિતિના અહેવાલમાં દલિતોનો બે વાર ઉલ્લેખ છે. તેમાં આ લોકોની સ્થિતિની ચર્ચા નથી. તેમજ તેમાં તેમના માટે સૂચવાયેલી નિયુક્તિના પ્રમાણનો ય ખુલાસો નથી. આ કોમ માટે તેમણે સૂચવેલ પ્રતિનિધિત્વનું પ્રમાણ નીચે મુજબ છે :

| પ્રાંત | દસ લાખમાં કુલ વસ્તી | દસ લાખમાં દલિતોની વસ્તી | કુલ બેઠકો | દલિતો માટેની બેઠકો |
|---|---|---|---|---|
| મદ્રાસ | ૩૯.૮ | ૬.૩ | ૧૨૮ | ૨ |
| મુંબઇ | ૧૯.૫ | ૦.૬ | ૧૧૩ | ૧ |
| બંગાળ | ૪૫.૦ | ૯.૯ | ૧૨૭ | ૧ |
| સંયુક્ત પ્રાંતો | ૪૭.૦ | ૧૦.૧ | ૧૨૦ | ૧ |
| પંજાબ | ૧૯.૫ | ૧.૭ | ૮૫ | — |
| બિહાર અને ઓરિસ્સા | ૩૨.૪ | ૯.૩ | ૧૦૦ | ૧ |
| મધ્ય પ્રાંતો | ૧૨.૦ | ૩.૭ | ૭૨ | ૧ |
| આસામ | ૬.૦ | ૦.૩ | ૫૪ | — |
| | ૨૨૧.૨ | ૪૧.૯ | ૭૯૧ | ૭ |

આંકડા સ્પષ્ટ છે. એવું સૂચન છે કે બ્રિટિશ ભારતની સમગ્ર વસ્તીના એક પંચમાંશને લગભગ ૮૦૦માંથી સાત બેઠકો ફાળવવી જોઈએ. સાચું છે કે તમામ પરિષદોમાં સરકારી વ્યક્તિઓ એક છષ્ટમાંશ હશે જેમણે દલિતોના હિતનો ખ્યાલ રાખવો જોઈએ; પરંતુ એ વ્યવસ્થા, સુધારાના અહેવાલના ઉદ્દેશ જેવી નથી. દલિતોએ સ્વરક્ષણનો પાઠ પણ શીખવો જોઈએ એવું અહેવાલમાં જણાવાયું છે. વિધાનસભામાં ૬૦ થી ૯૦ સવર્ણો હોય ત્યાં આ કોમના એકાદ સભ્ય પાસેથી આવા પરિણામની આશા તરંગી જ ગણાય. આ સિધ્ધાંતને પાર પાડવા આપણે પતિતો સાથે વધુ ઉદાર વ્યવહાર કરવો જોઈએ.

૮૨. સંયુક્ત પ્રવર સમિતિએ પણ માન્ય કર્યું છે કે સાઉથબરો સમિતિએ પ્રતિનિધિત્વની બાબતમાં દલિતોને અન્યાય કર્યો છે. સમિતિના અહેવાલમાં જણાવાયું છે કે, દલિતો માટે સૂચવાયેલું પ્રતિનિધિત્વ અપૂરતું છે. એ વ્યાખ્યામાં ભારતની સમગ્ર વસ્તીનો મોટો ભાગ આવી જાય છે. ભારત સરકારે આવા વર્ગોને નિયક્તિ દ્વારા વધુ પ્રતિનિધિત્વ આવું જોઈએ. દરેક પ્રાંતમાં દલિતોની સંખ્યા જોઈને અને સ્થાનિક સરકારો સાથે મસલત કર્યા પછી જ આમ કરવું જોઈએ. આવું પ્રતિનિધિત્વ, જો જરૂર હોય તો, સામાન્ય મતદારમંડળ ઉપરાંતનું વધારાનું હોવું જોઈએ." આ તમામનો અલબત્ત કંઈ અર્થ નહોતો અને સાઉથબરો સમિતિએ દલિતોને કરેલો અન્યાય યથાવત રહ્યો. એ તો કરેલા અન્યાયને સુધારવાનો પ્રયાસ જ હતો. એમ પણ કહી ન શકાય કે પ્રતિનિધિત્વનું માપ સૂચવવામાં ઉડાઉ હોવાનો વિરોધ ઉઠાવાય. મુડીમેન સમિતિએ પણ જણાવ્યું હતું કે એ હકીકતનો વ્યાપક સ્વીકાર કરાયો હતો કે આ બંને હિતો (મજૂરો અને દલિતો)ને વધુ પ્રતિનિધિત્વ મળે એ હિતાવહ છે" અને આ મંતવ્ય સાથે સંમત થઈને" ૧૧૩ બેઠકોવાળી વિધાનપરિષદમાં તેમને ૧૧ બેઠકો આપવાનું વિચાર્યું જો ૧૧૩માંથી ૧૧ બેઠકો વાજબી ગણાય તો ૧૪૦માંથી ૧૫ની ફાળવણીને ખૂબ માફકસર ગણવી જોઈએ. ૧૫નો ક્વોટા અધિક જણાય છે કારણ કે શરૂઆતનો ક્વોટા નાનો હતો. ૧૫ના ક્વોટાનો વિરોધ કરનારાઓ ભૂલી જાય છે કે બેઠકોનો શરૂઆતનો ક્વોટા જેને તેઓ ધોરણસરના માપ તરીકે અપનાવે છે તે વાજબી કે યોગ્ય ન હતો.

૮૩. બીજી એક બાબત છે જેની સ્પષ્ટતા કરવી જરૂરી છે. મારા સાથીઓ તેમના અહેવાલના ફકરા ૧૬માં મુસ્લિમ કોમની કરાયેલી બેઠકોની ફાળવણીના પ્રશ્નની ચર્ચા

કરતાં કહે છે, "આપણા બે સભ્યો- સરદાર મુજુમદાર અને ડૉ. આંબેડકર એવો મત ધરાવે છે કે આ વ્યવસ્થા જ્યાં સુધી લખનૌ કરાર છે ત્યાં સુધી તમામ પ્રાંતો માટે ગણવી જોઈએ." મારા સાથીઓએ મારા અંગે ગેરસમજ કરી છે અને તેથી મારી ખોટી રજૂઆત કરી છે. મારૂ એમ કહેવું હતું કે તેઓએ કોમી મતદારમંડળો કે મુસ્લિમોને આપવાની બેઠકોની સંખ્યાને વાજબી ગણી ન હતી તો, આ લખનૌ કરાર પ્રમાણે હતું એવું તેઓએ તેમના અહેવાલમાં જણાવ્યું હોત તો સારું થાત. જે રીતે મારા સાથીઓએ અહેવાલમાં જણાવ્યું છે તેના પરથી મને જણાય છે કે હું લખનૌ કરારનો સમર્થક છું હું આ તકે એ જણાવી દઉં કે આવું સૂચન તદ્દન અક્ષમ્ય છે.

## ૨. બેઠકોની ભૌગોલિક વહેંચણી

**૮૪.** મારા સાથીઓ સાથેનો મારો મતભેદ જુદી જુદી લઘુમતીઓને બેઠકોની ફાળવણીના પ્રશ્ન પૂરતો જ મર્યાદિત નથી. જુદા જુદા મતદાર વિસ્તારો વચ્ચે બેઠકોની વહેંચણીને પણ તે લાગુ પડે છે. હવે રચાયેલી પરિષદનું એક અણગમતું લક્ષણ એ છે કે અમુક ભાગમાં વધુ પ્રતિનિધિત્વ થયું છે અને બાકીના ભાગમાં ઓછું પ્રતિનિધિત્વ મળ્યું છે. થયેલા આવા જબરદસ્ત અનિષ્ટ, નીચેના આંકડા પરથી સ્પષ્ટ થાય છે :

| રાજ્ય | ચોરસ માઈલમાં વિસ્તાર | વસ્તી | ૧૯૨૫-૨૬ માટેની જમીન મહેસૂલની માગણી રૂ. | હાલમાં પરિષદમાં બેઠકો |
|---|---|---|---|---|
| મહારાષ્ટ્ર | ૪૭,૮૫૪ | ૮૫,૩૬,૨૧૭ | ૨,૧૮,૧૮,૧૫૫ | ૨૫ |
| ગુજરાત | ૧૦,૧૧૮ | ૨૯,૫૮,૮૪૯ | ૯૯,૪૧,૨૬૪ | ૧૬ |
| કર્ણાટક | ૧૮,૮૭૦ | ૩૧,૮૮,૫૨૩ | ૮૨,૯૧,૨૨૫ | ૮ |
| સિંધ | ૪૬,૫૦૬ | ૩૨,૭૯,૩૭૭ | ૧,૦૩,૮૫,૦૩૧ | ૧૯ |

**૮૫.** અસમાનતાઓ કેટલી તીવ્ર છે તે ઉપરના કોઠામાંથી સ્પષ્ટ થાય છે. વસ્તીને આધાર ગણીએ તો મહારાષ્ટ્ર અને કર્ણાટકને ખૂબ જ ઓછું પ્રતિનિધિત્વ મળ્યું છે ગુજરાતના પ્રતિનિધિત્વને ધોરણ ગણીએ તો મહારાષ્ટ્રને ૪૮બેઠકો અને કર્ણાટકને ૧૭ બેઠકો મળવી જોઈતી હતી. મહેસૂલને વહેંચણીનું ધોરણ ગણીએ તો પણ, મહારાષ્ટ્ર

અને કર્ણાટકને નિ:શંક રીતે તદ્દન અયોગ્ય વ્યવહાર મળ્યો છે. કારણ કે તે આધારે પણ મહારાષ્ટ્રને ૩૨ અને કર્ણાટકને ૧૫ બેઠકો મળવી જોઈએ. સમાન ચૂંટણીવિષયક સત્તા માટેની માગણી એ ભાવાવેશની માગણી નથી કે ચોક્કસ ચૂંટણીવિષયક સપ્રમાણતા માટેની માગણી નથી. તેની પાછળ વ્યાપક સૈદ્ધાંતિક વાજબીપણું પણ રહેલું છે. કારણ કે, જે પદ્ધતિમાં મતનું મૂલ્ય એકમત વિસ્તારમાં ઊંચુ હોય અને બીજામાં નીચું હોય તો વાંધો લઈ શકાય કે કોમના દરેક સભ્યને, તેઓના શાસકની પસંદગી કરવામાં બાકીના લોકોના દરેક સભ્ય જેટલો સમાન હિસ્સો નથી મળતો. પરંતુ તમામ માતોની ચોક્કસ સમાનતાના સિદ્ધાંતને જો રાજકીય ન્યાયના મૂળભૂત સિદ્ધાંત તરીકે ગણવામાં ન આવે તો પણ, આ પ્રકારના તફાવતો, દેશના એક ભાગના અથવા અભિપ્રાયો અને હિતોના એક જૂથના, બીજાને ભોગે થતા, અધિક પ્રતિનિધિત્વનાં અનિષ્ટ પરિણામોને પેદા કરવામાં નિષ્ફળ નથી જતા. અનુભવે જણાવ્યું છે કે બેઠકોની હાલની વહેંચણીથી, ઈલાકાના બીજા ભાગોને બાધ આવે એ રીતે, ઈલાકાના અમુક ભાગો સંબંધી વિધાન પરિષદ અને કારોબારીનું ગુરુત્વ મધ્યબિંદુ અનુચિત રીતે વિભાજિત થઈ જવા પામ્યું છે, પરિણામે કેટલાક ભાગોને ઈરાદાપૂર્વક સરકારની વિચારણા અને લક્ષના પૂરતા હિસ્સાથી વંચિત રાખવામાં આવ્યા છે. વ્યવહારુ દ્રષ્ટિકોણથી જોતાં હાલની બેઠકોની વહેંચણી એ એક ફરિયાદ છે જેનો ન્યાય નકારી શકાય તેમ નથી. હમણાં જે પરિસ્થિતિ છે તે જોતાં કર્ણાટક અને મહારાષ્ટ્ર, તેમની સંખ્યાના કારણે તેઓ પોતાને જેના હકદાર માને છે તેવી અસર આ ઈલાકામાં સરકાર પર કદીય ઉપજાવી શકશે નહિ આ એક ગંભીર ફરિયાદ છે અને કર્ણાટકના પુરાવા પરથી એનો તીવ્ર અંદાજ આવવો જોઈએ. વિધાનપરિષદના જવાબદાર સ્વરૂપ વધવાની સાથે આ ફરિયાદ વધવાની અને તેની સાથે જ તેની અસર જાહેર કામકાજ પર પડવાની. તેથી, એવા ભયનું કારણ રહે છે લાગણીની કડવાશ મટી જવાને બદલે વધુને વધુ તીવ્ર બનશે. તેથી એ યોગ્ય છે જયારે આપણે સરકારી તંત્રને તેને, પ્રતિનિધિત્વ અને જવાબદાર સરકાર બનાવવા માટે પૂરુ તપાસી રહ્યા છીએ ત્યારે આ ફરિયાદને પણ દૂર કરવી જોઈએ.

૮૬. આ ઈલાકામાં બીજા ભાગોને ખર્ચે કેટલાક ભાગોના વધુ પડતા પ્રતિનિધિત્વનાં અનિષ્ટોનું કારણ એ હતું કે સાઉથબરો સમિતિએ તદ્દન મનસ્વીપણે કામગીરી કરી હતી અને બેઠકોની વહેંચણીમાં કોઇ ચોક્કસ સિદ્ધાંતનું પાલન કર્યું હોતું. મને આનંદ છે કે મારા સાથીઓએ બેઠકોની વહેંચણીમાં એકસરખા સિદ્ધાંતોનું

શક્ય તેટલું પાલન કર્યું છે. પણ મારી ફરિયાદ એ છે કે તેઓએ બેઠકોની વહેંચણીના આધાર તરીકે સૌથી ખરાબ સિદ્ધાંત લીધો છે. ખર્ચમાં ફાળો, મતદારપત્રકો અને મતવિસ્તારની વસ્તી-એ ત્રણ બાબતો બેઠકોની વહેંચણીના આધાર તરીકે અપનાવવાની સમજપૂર્વકની કસોટીઓ છે. આ ત્રણ કસોટીઓમાંથી, મતદારોની કસોટી સૌથી અયોગ્ય અને અચોક્કસ છે. સૌ પ્રથમ, જ્યાં મતાધિકારને એટલો બધો મર્યાદિત કરાયો હોય ત્યાં એનો અર્થ સંપત્તિનું શાસન એવો થાય છે. એનો અર્થ એ થાય છે કે જો કોઈ અમુક વિસ્તાર મિલકત લાયકાતની કોઈ આપખુદ કસોટીના આધારે મતદારોનો મૂળભૂત ક્વોટા આપી ન શકે તો તેણે પ્રતિનિધિત્વ મેળવવું જોઈએ નહિ. મતદારોની કસોટીનું આ અનિવાર્ય પરિણામ હોવું જોઈએ એ બાબત દલિતો માટે બહુમતી દ્વારા વિચારાયેલ વહેંચણીમાં દેખાય છે કારણ કે તે અનુસાર ઈલાકાના અમુક ભાગોના દલિતોને જંગી પ્રતિનિધિત્વ મળ્યું છે જ્યારે બીજા ભાગોમાંના દલિતોને પ્રતિનિધિત્વ તદ્દન મળ્યું જ નથી. જે સિદ્ધાંતમાં આવું વિચિત્ર પરિણામ આવતું હોય તેને ગેરવાજબી ગણવો જોઈએ અને ફગાવી દેવો જોઈએ. મતદારમંડળોની કસોટી કરતાં મહેસૂલની કસોટી વધુ સારી ગણાય. કારણ કે એવી દલીલ કરી શકાય કે સરકાર પર અસર કરવાની સત્તા, સરકારને ચૂકવાતા મહેસૂલને અનુરૂપ હોવી જોઈએ. આ કસોટીનો પણ અસ્વીકાર કરવો જોઈએ કારણ કે તે પણ ભ્રામક અને અપૂરતી છે. જેમાં વધુ મહેસૂલ મળતું હોય તે મતવિસ્તારમાં બેઠકોની વહેંચણી અન્યાયી હોય કારણ કે તે બીજામાં ચૂકવાતું હોય. પરંતુ આ બંને કસોટીઓ સામે સૌથી મોટો વાંધો તો એ છે કે રાજ્યનું અસ્તિત્વ, મતદાતાઓ કે કરદાતાઓ માટે નથી હોતું. તેમજ રાજ્ય પોતાની સખ્તાઈની કાર્યવાહી પણ તેમના પૂરતી મર્યાદિત નથી રાખતું. રાજ્યની હકૂમત એ તમામ લોકો પર વિસ્તરે છે જેઓ તેની પ્રજા હોય, પછી ભલે તે કરદાતા હોય કે મતદાતા. એમાંથી એ ફલિત થાય છે કે માત્ર વસ્તી જ બેઠકોની વહેંચણી ન્યાયી અને યોગ્ય વહેંચણી માટેની કસોટી છે એ કસોટી ઈંગ્લેન્ડમાં અને તમામ દેશોમાં જ્યાં પ્રતિનિધિ પદ્ધતિની સરકાર છે ત્યાં લાગુ પાડવામાં આવે છે, અને હું ભલામણ કરું છું કે મુંબઈ વિધાન પરિષદની બેઠકોની વહેંચણી એ ધોરણે કરવી જોઈએ.

## ૩. બેઠકોની વહેંચણીનાં બીજાં પાસાં

૮૭. મારા સાથીઓએ સૂચવ્યા મુજબ લઘુમતીમાં બેઠકોની વહેંચણીમાં નજરે ચઢતો સિદ્ધાંતનો અભાવ, તેઓએ મૂડીદારો અને મજૂરો વચ્ચે અને જમીનદારો અને ગણોતિયાઓ વચ્ચે સૂચવેલી બેઠકોની વહેંચણીમાં પણ નજરે ચઢે છે. વાણિજ્ય અ

ઉદ્યોગ મારફત પ્રતિનિધિત્વ મેળવતા મૂડીદારોને તેઓએ ૧૧ બેઠકો આપી છે, જયારે મજૂરોને તેઓ માત્ર ચાર જ બેઠકો આપે છે. ગણોતિયાઓને તેઓ એક પણ બેઠકો આપતા નથી સિવાય કે તે સામાન્ય ચૂંટણીમાં જેમ તેમ કરીને મેળવે તે; જયારે જમીનદારોને તેઓ પાંચ બેઠકો આપે છે. પરંતુ આ બરાબર નથી, કારણ કે જો આપણે ઇલાકામાંથી સિંધી સભ્યો અને બીજાઓની વિચારણા કરીએ તો પરિષદમાં જમીનદારોની બેઠકો સહેલાઇથી ચાલીસ જેટલી થઇ જાય. હું એમ નથી કહી શકતો કે મારા સાથીઓએ શહેરી અને ગ્રામ-વિસ્તારો વચ્ચે બેઠકોની યોગ્ય વહેંચણીના પ્રશ્નને પૂરતું લક્ષ નથી આપ્યું. હાલમાં વિધાનમંડળ ગ્રામવર્ગોની દયા પર નભે છે અને કાયમી પતાવટો, સસ્તી સિંચાઇ અને મુક્તવનો જેવાં ભયાનક તરંગોને કાયદેસર કરવા માટે ખેડૂતોના નામે સરકારની સત્તાનો ઉપયોગ કરવાનો ભારે ભય ઊભો થયો છે. જો આવા તરંગોને કાનૂની પુસ્તકમાંથી દૂર રાખવા હોય તો, જેઓનું પ્રતિનિધિત્વ તેઓની શકિત અથવા તેઓના ફાળાને અનુરૂપ નથી તેવા શહેરી વર્ગોના પ્રતિનિધિત્વને વધારવું જરૂરી છે. જો મારા સાથીઓએ ઇલાકાના જુદા જુદા ભાગો વચ્ચે બેઠકોની યોગ્ય વહેંચણીનું કામ અલગ સમિતિને સોંપ્યું હોય તો વધુ સારું થાત. હું નથી કહી શકતો કે તેઓ નબળા પક્ષકારોને ન્યાય કરવામાં સફળ થયા હોય. હું તો સૂચવીશ કે આ પ્રશ્ન હલ કરવા માટે એક અલગ સમિતિની રચના કરવી જોઇએ.

## ૪. બેઠકો અને નિવાસી લાયકાત

૮૮. મુંબઇ ચૂંટણી નિયમોમાં વિધાનપરિષદની ચૂંટણી માટેના ઉમેદવારો માટે નિવાસી લાયકાત નિયત કરવામાં આવી છે. નિયમમાં જણાવાયું છે કે "કોઇ પણ વ્યકિત, સામાન્ય મતવિસ્તારનું પ્રતિનિધિત્વ કરવા માટે પરિષદના સભ્ય તરીકે ચૂંટણી માટે પાત્ર બનશે નહિ, સિવાય કે તે વ્યકિત, મતવિસ્તારમાં ઉમેદવારોની નિયુકિત માટે નિયત કરેલી છેલ્લી તારીખના તરત પહેલાંના છ મહિનાની મુદત માટે મતવિસ્તારમાં અથવા જેનો કોઇ ભાગ મતવિસ્તારમાં સમાવિષ્ટ હોય તેના વિભાગમાં રહેતી હોય" આ ઇલાકામાં આ નિયમનું અર્થઘટન એવું કરાય છે કે ઉમેદવાર અમુક મતવિસ્તારમાંથી ચૂંટણી માટે ઊભો રહી શકે તે પહેલાં, મતવિસ્તારમાં ખરેખર અથવા નિયમસરનો નિવાસ (અને માત્ર નિવાસનું સ્થાન નહિ કે તેની પ્રસંગોપાત મુલાકાતો નહીં) જરૂરી છે. હું આ પ્રશ્ન અંગે મારો અભિપ્રાય આપું તે પહેલાં આ ઇલાકા પૂરતું આ નિયંત્રણનો

ઈતિહાસ હું ટૂંકમાં જણાવીશ. સંયુક્ત અહેવાલના ફકરા ૮૪માં આ હકીકત અંગે એવી ટીકા કરવામાં આવી છે કે ચૂંટણીવિષયક પદ્ધતિનું નોંધપાત્ર પરિણામ તે વખતે એવું હતું કે કાનૂની વ્યવસાયના સભ્યોની મોટી ટકાવારી જેઓ ચૂંટણીમાં સફળ થયા એમણે એવું કહ્યું કે રાજકીય ક્ષેત્રમાં એક જ વ્યવસાયના માણસોનું આવું મોટું પ્રભુત્વ સામાન્ય સમાજના હિતમાં સ્પષ્ટપણે નહોતું અને એવું સૂચન કર્યું કે નવા મતવિસ્તારોની રચના કરવામાં ધ્યાનમાં રાખવાનો મહત્ત્વનો ઉદ્દેશ એ રહેશે કે એ બાબતને સુનિશ્ચિતી બનાવાય કે પરિષદોમાં બીજા વર્ગોના અને વ્યવસાયોના માણસોને પૂરતી સંખ્યામાં બેઠકો મળે અને એ શકય હતું કે ગ્રામ બેઠકો માટે અમુક ચોકકસ લાયકાતો નિયત કરીને આમ કરી શકાશે. સાઉથબરો સમિતિએ આ પ્રશ્ન કાળજીપૂર્વક તપાસ્યો હતો, અને એ સમિતિએ એ હકીકતનો ઉલ્લેખ કર્યો હતો કે કેટલીક સ્થાનિક સરકારોએ એટલે કે સંયુક્ત પ્રાંતો, બિહાર અને ઓરિસ્સા અને અસમની સ્થાનિક સરકારોએ નિવાસી લાયકાત દાખલ કરવા અંગે કશું દબાણ કર્યું ન હતું, જયારે બંગાળ, મુંબઈ, મદ્રાસ અને પંજાબની સરકારોએ એવું ઠરાવ્યું કે જે વ્યક્તિઓ જેનું પ્રતિનિધિત્વ કરવા માગતી હોય તે વિસ્તારોમાં રહેતી ન હોય તે વ્યક્તિઓને ઉમેદવારો તરીકે પ્રવેશ આપવા માટે નવા મતદારમંડળના મોટા પ્રમાણનાં હિતોને તેનાથી નુકસાન થશે. સાઉથબરો સમિતિનં બહુમતી સભ્યો નિવાસી લાયકાત અંગે સિદ્ધાંતની દ્રષ્ટિએ વિરોધી હતા, પરંતુ તેઓએ સમાધાન તરીકે ઠરાવ્યું કે મધ્ય પ્રાંતોએ મુંબઈ અને નિજાબમાં આ નિયંત્રણ મૂકવું, પરંતુ બાકીના પ્રાંતોમાં નહિ.

ભારત સરકારે સાઉથબરો સમિતિની ભલામણો સ્વીકારી પરંતુ જણાવ્યું કે સમિતિએ આ પ્રશ્નને હલ કર્યો તેનાથી તે મુશ્કેલીમાં મુકાઈ ગઈ કારણ કે જ્યારે સમિતિએ આવા નિયંત્રણની તરફેણમાં કેટલીક સ્થાનિક સરકારોનાં મંતવ્ય સ્વીકાર્યાં ત્યારે તેણે બીજા કેટલાકનાં મંતવ્યો જે અંગે તેઓ સરખું જ દબાણ કરતા હતા તો પણ અવગણ્યા, ભારત સરકાર વિધેયક અંગેની સંયુક્ત સંસદીય સમિતિએ ભલામણ કરી હતી કે મતાધિકાર સમિતિએ સૂચવેલું સમાધાન સ્વીકારવું જોઈએ. આમ કરવામાં આવ્યું હતું અને નિવાસી લાયકાત માત્ર મધ્ય પ્રાંતો, મુંબઈ અને પંજાબમાં જ મૂકવામાં આવી હતી. હું જણાવીશ કે આના પરિણામે નિવાસી લાયકાતને ૧૯૨૩ની સામાન્ય ચૂંટણીઓ હેલાનાં નિયમોનાં સુધારામાં પંજાબમાં દૂર કરવામાં આવી હતી. પંજાબ સરકારે પોતે મડીમન સમિતિ સમક્ષ જણાવ્યું હતું કે પહેલી સામાન્ય ચૂંટણીઓ વખતે નિવાસી

લાયકાતના કારણે ગ્રામપ્રતિનિધિઓને પ્રવેશ મળી શકયો ન હતો જેમાંથી તેમને બાકાત રાખવામાં આવ્યા હતા અને એ લાયકાત ફરી દાખલ કરવાનું પૂરતું કારણ ન હતું. મધ્ય પ્રાંતોમાં નિવાસી લાયકાત હજી છે. મધ્ય પ્રાંતોમાં એ નિયંત્રણનું અર્થઘટન આ ઈલાકામાં કરાય છે તેટલું કડક નથી. મારા મતે, જયારે ખૂબ જ છાત પ્રાંતોને તેની જરૂરિયાત લાગી નથી ત્યારે ભારતના આ સૌથી પ્રગતિશીલ પ્રાંતમાં આ નિયંત્રણ રાખવાનું વાજબી ઠરાવવું કઠિન છે. મારા મતે, આ લાયકાત રાખવી એ બાબત કંઈક અંશે એટલા માટે જવાબદાર છે કે પરિષદોમાં ઉતરતી કક્ષાના માણસો ચૂંટાઇ આવે છે અને શહેરી વિસ્તારોમાંના સારી સ્થિતિ, શક્તિ અને નિશ્ચિત રાજકીય હેસિયતના માણસો પરિષદોની બહાર રહી જાય છે. કારણ કે આ લાયકાત રાખવામાં આવે તેનાથી, જો કોઇક કારણસર તેઓ તેમના પોતાના નિવાસી વિસ્તારમાંથી ચૂંટણી જીતી શકતા ન હોય તો બીજેથી ચૂંટણી લડવામાંથી તેમને અટકાવવામાં આવે છે. તેથી હું ભલામણ કરું છું કે હવે આ ઈલાકા પૂરતી નિવાસી લાયકાત નાબૂદ કરવી જોઇએ.



# પ્રકરણ : ૪
# લખનૌ કરાર

૮૯. મને ખબર છે કે કોમી મતદારમંડળોને બદલે સંયુક્ત મતદારમંડળો રાખવા અને બેઠકોની વહેંચણી અંગેની મારી ભલામણો, લખનૌ કરાર જેટલા અંશે મુસ્લિમ કોમના પ્રતિનિધિત્વ સાથે સંબંધ ધરાવે છે તેટલા અંશે લખનૌ કરારની શરતો સાથે સંઘર્ષમાં આવે છે. ૧૯૧૯માં ઘડેલા નિયમો હેઠળ મુસ્લિમ કોમના પ્રતિનિધિત્વનો મહદંશે આધાર લખનૌ કરાર પર હતો. આ કરારમાં લખનૌ ખાતે ૧૯૧૯માં મુસ્લિમો વતી કામ કરતી મુસ્લિમ લીગ અને હિંદુઓ વતી કામ કરતી કોંગ્રેસ વચ્ચે કબૂલાતનામું થયું હતું. તેનાથી મુસ્લિમોને કોમી મતદારમંડળો મળ્યાં અને પ્રાંતિક તથા કેન્દ્રિય વિધાનમંડળમાં બેઠકોનું વધઘટ પામતું પ્રતિનિધિત્વ મળ્યું. મને ખ્યાલ છે કે મુસ્લિમ કોમના પ્રતિનિધિત્વ અંગે મેં રજૂ કરેલાં મંતવ્યો આ કરારને વિઘાતક છે અને મને લાગે છે મારી એ કહેવાની ફરજ બની જાય છે કે હું શા માટે એમ માનું છું કે આ કરાર રદ કરવો જોઈએ.

૯૦. મારી પહેલી દલીલ એવી છે કે લખનૌ કરારમાં કરેલી તડજોડ એ ખોટી તડજોડ છે. તમામ સ્થાનિક સરકારોએ આ સ્વીકાર્યું હતું કે ભારત સરકારે મતાધિકાર સમિતિની ભલામણોની સમીક્ષા કરતાં જણાવ્યું હતું કે, "અમે નોંધ લીધી છે કે સ્થાનિક સરકારો કરારનું સમર્થન કરવામાં એકમત નથી. મદ્રાસ સરકારે તેને લક્ષમાં લીધા વગર મુસ્લિમો માટે તેમની પોતાની દરખાસ્તો ઘડી કાઢી. મુંબઈ સરકારે કરાર અપનાવતી વખતે વસ્તીના ધોરણે પ્રતિનિધિત્વની યોજનાની ચર્ચાને નકારી કાઢી નહિ. મધ્ય પ્રાંતોના મુખ્ય કમિશ્નર અલગ મુસ્લિમ મતદારમંડળોના વિરોધી હતા અને એવું વિચાર્યું કે કરારમાં સૂચવેલ ટકાવારી કોમની સંખ્યા અને સ્થિતિની દ્રષ્ટિએ સંપૂર્ણ તથા અપ્રમાણસર હતી. અસમના મુખ્ય કમિશ્નરે વિચાર્યું કે મુસ્લિમોના સંખ્યાલક્ષી

પ્રમાણ કરતાં વધુ પ્રતિનિધિત્વ તે કોમને આપવું એ મુસ્લિમ દ્રષ્ટિકોણ પ્રમાણે પણ એક ભૂલ હતી." ભારત સરકારનો અભિપ્રાય પણ સામાન્ય રીતે પ્રાંતિક સરકારોએ અપનાવેલ મંતવ્યથી જુદો પડયો નહિ. જુદા જુદા પ્રાંતોમાં લખનૌ કરારનાં પરિણામોનું મૂલ્યાંકન કરતાં ભારત સરકારે જણાવ્યું કે, પરિણામ એ આવ્યું છે કે જયારે તેઓને વસ્તીના ધોરણે મળી શકત તેના બંગાળના મુસ્લિમોને માત્ર ત્રણ ચતુર્થાંશ મળે છે ત્યારે પંજાબના મુસ્લિમોને નવ દશાંશ મળે છે, અને બીજા પ્રાંતોના મુસ્લિમોને સારો લાભ થયો છે અને કેટલાકને તો અત્યંત સારો લાભ થયો છે. અને એવું નથી લાગી શકતું કે આવા પરિણામથી જુદા જુદા પ્રાંતોમાં મુસ્લિમો વચ્ચેનો અથવા મુસ્લિમો અને બાકીની કોમો વચ્ચેનો સાચો સંબંધ સ્પષ્ટ બનતો હોય." સર વિલિયમ વિન્સેન્ટે અસંમતિ નોંધમાં એટલે સુધી કહ્યું હતું કે, "મારા મતે આપણને આપણા વિચારમાં શ્રેષ્ઠ લાગે તે રીતે આપણે મુસ્લિમોને આપેલા વચનો પરિપૂર્ણ કરવા માટે લખનૌ કરારની વિગતોને લક્ષમાં લીધા વિના આગળની કાર્યવાહી કરવી જોઇએ."

૯૧. લખનૌ કરારમાં કરાયેલો અન્યાય એટલો બધો નથી કે તેમાં મુસ્લિમો સાથે જુદા જુદા પ્રાંતોમાં અસમાન વ્યવહાર કરાયો હોય એટલે કે કેટલાક પ્રાંતોમાં તેમના માટે ઉદાર જોગવાઇ કરી હોય અમુક પ્રાંતોમાં કંજૂસાઇભરી રીતે જોગવાઇ કરાઇ હોય. આમ તો આ નાની બાબત છે. લખનૌ કરારમાં મુખ્ય ખામી તો એ છે કે મુસ્લિમોને બેઠકોની ફાળવણી કરવામાં એનો ખ્યાલ કરવામાં ન આવ્યો કે તેની અસર બીજાં હિતો પર કેવી થશે. કરારના ઘડવૈયાઓને એ યાદ ન રહ્યું કે મુસ્લિમોને જે કંઈ લાભ આપવામાં આવે છે તેટલો જ લાભ બીજાં હિતો પાસેથી લઈ લેવામાં આવે છે. સર વિલિયમ વિન્સેન્ટે પણ આમ કહ્યું હતું કે, કરારનો સ્વીકાર કરતાં તેની ટીકા વધુ થાય છે; પરંતુ હવે પછી જયારે મતોની અને પ્રતિનિધિત્વની કિંમત સમજાશે ત્યારે તેનાથી જેને નુકસાન થયું છે તે હિતો ફરિયાદ કરશે કે ભારત સરકારે કરારને માન્ય રાખ્યો હોત તો ઠીક થાત." આવી આગાહી કરવી ગજબની વાત કહેવાય, અને લખનૌ કરારના પરિણામે સર્વત્ર અસંતોષ જણાય છે. તેનાથી લાગે છે કે કરારમાં કરાયેલી તડજોડ એ ખોટી તડજોડ છે. હવે એમ પૂછવું અયોગ્ય નહિ જણાય જે કંઈ ખોટી તડજોડ કરાઈ છે તે હવે ફરીથી તડજોડ કરાશે ? હવે એમ થાય તો તો મુસ્લિમ કોમનો વિરોધ જ થાય. ઉડાઉ ધોરણે પ્રતિનિધિત્વ મળ્યું એટલે તો તેઓ તેમના અગાઉના અધિકારોને વળગી જ રહેવાના. પરંતુ થોમસ પેઈને કહ્યું તેમ જેઓ

ભૂતકાળના અધિકારોના આધારે ભૂલો કરે છે તેઓ એ સમયને શરૂઆત નહિ ગણે જયારે એવા કશા અધિકારો જ નહોતા. જો તેઓ તેમ કરે તો તેમને એ અધિકારોનું ભાન થશે કે તે અપરિવર્તનશીલ તો છે જ પણ ઐતિહાસિક અકસ્માતો છે અને તેથી સમય સમય પર તેમાં સમાયોજન કરાય તેમ નથી. ખોટા કૃત્યને કાનૂની વારસો હોઈ ન શકે અને જેની તડજોડ સાચી રીતે થઈ ન હોય તેની ફરી તડજોડ થાય જ નહિ એવા સિદ્ધાંત પર રાજકીય અને સામાજિક પ્રગતિનો આધાર રહેલો છે.

આ એક જ એવો દાખલો નથી જયાં લખનૌ કરાર જેવા કરારને સુધારવાની વાત હોય. આયર્લેન્ડ અને ઈંગ્લેન્ડ વચ્ચેનો કરાર પણ આવો જ હતો. એમાં તો વળી લખનૌ કરાર કરતાં ય વધુ બંધનકર્તા શરતો હતી. એ તો એવી સંધિ હતી કે આયર્લેન્ડને સંસદમાં ૧૦૦ બેઠકો આપવી. તેમ છતાં મી. બાલ્ફોરની સરકારને એમ લાગ્યું કે આયર્લેન્ડને વધુ પ્રતિનિધિત્વ આપવામાં ચોકકસ ખોટું થયું છે એટલે તે ૧૯૦૫માં એક વિધેયક લાવ્યા અને આઈરિશ બેઠકોમાં ૩૦નો ઘટાડો કરી નાખ્યો અને એમ કરતાં તેઓ અચકાયા નહિ. મી. બાલ્ફોરની સરકારના રાજીનામાથી એ વિધેયક કાયદો બની શક્યું નહિ. પણ હકીકત તો એ રહે જ છે કે આઈરીશ તડજોડમાં સુધારાને એમ ગણીને કાઢી નખાયો નહિ કે એ કરાર બે દેશો વચ્ચે થયો હતો. મી. બાલ્ફોરે એ સ્વીકાર્યું કે આવો સુધારો આયર્લેન્ડની સંમતિથી જ થઈ શકે. હવે આવો પૂર્વનિર્ણય શોધવા આટલે દૂર જવાની જરૂર નથી, એ આપણી પાસે જ છે. સિલોન સરકારે પણ કોમી પ્રતિનિધિત્વ અને બેઠકોની કોમી વહેંચણી અંગે જુદી જુદી સંસ્થાઓ વચ્ચે કરારો કર્યા જ છે. પણ સિલોન સરકારે ૧૯૨૮માં પોતાનો મત વ્યકત કર્યો કે, "કોઈ પણ સંજોગોમાં, પ્રતિનિધિત્વના પ્રશ્નને નવેસર વિચારવામાં જાતિઓ અને જૂથો વચ્ચે થયેલી ખાનગી વ્યવસ્થાને સિલોનના લોકોનાં હિતની વિચારણા કરવામાં અગ્રતા મળી શકે નહિ." તેથી સિલોને પ્રતિનિધિત્વ યોજનાને સુધારવામાં ખચકાટ થયો નહોતો. અહીં જે માગવામાં આવ્યું છે એ અન્યત્ર જે કરવામાં આવ્યું છે તેનાથી કંઈ વધારે નથી.

૯૨. એ પણ યાદ રાખવાનું છે કે લખનૌકરારની કિંમત તેની શરતોની દ્રષ્ટિએ કંઈ નથી, કારણ કે ભારત સરકારે કહ્યું તેમ, તે શરતો સમજપૂર્વકની તર્કબુદ્ધિ કરતાં રાજકીય વાટાઘાટોનું પરિણામ હતી."તેટલું જ નહિ પણ લખનૌકરાર એવી સંસ્થાઓ દ્વારા લાવવામાં આવ્યો હતો જેમને, જેઓ વતી તે કાર્યને સમર્થન આપી રહી હતી

તેઓના નામે બોલવાનો અધિકાર નહોતો. અખિલ ભારતીય મુસ્લિમ લીગને તમામ મુસ્લિમો માટે બોલવાનો હક નહોતો, અને ભારત સરકારનો પણ એવો જ મત હતો. કોંગ્રેસની વાત કરીએ તો એ તો અબ્રાહ્મણો અને દલિતોના વિશાળ સમૂહનું પ્રતિનિધિત્વ કરતો પક્ષ નથી. જે સંસ્થાઓ વિશાળ જનસમુદાયની અંગભૂત સભાઓ હોય તેમણે કરેલો કરાર તેમને બંધનકર્તા હોઈ શકે પણ સર્વસામાન્ય આમજનતાને તો શી રીતે બંધનકર્તા હોઈ શકે ? જુદાં જુદાં રાજયોના સત્તાશીલ હાકેમો વચ્ચે થયેલો કરાર હોય એમ આ કરારને ગણવો. એનો અર્થ એ થાય કે લીગ અને કોંગ્રેસને આવી સત્તા આપવામાં આવી હતી એમ માની લેવું, ખરેખર જે એમને નહોતી. આ કરારનું બંધનકર્તા બળ કેટલું હતું તેનો પ્રયાસ કાઢવો જરૂરી છે કારણ કે મુંબઈ સરકારે પણ એવો મત વ્યક્ત કર્યો કે, અલગ મતદારમંડળો નાબૂદ કરવાની દિશામાં કશો ફેરફાર થાય તેનો આધાર બે કોમો વચ્ચેની કબૂલાત છે અને તેને મુસ્લિમો પર તેમની ઇચ્છા વિરુધ્ધ ઠોકી બેસાડી શકાય નહિ. અને આ પ્રશ્ન અખિલ ભારતીય પ્રશ્ન પણ છે અને તેથી દરેક ઇલાકા માટે તેનો વિચાર જુદી જુદી રીતે ભાગ્યે જ કરી શકાય. મુંબઈ સરકારે ૧૯૧૬માં વ્યક્ત કરેલા મતને તે વળગી રહી એટલે કે કોમી મતદારમંડળો તેને સ્વીકાર્ય નથી અને લખનૌકરારની જેમ જો તે બંને પક્ષકારોની સંમતિથી રખાય તો તેમની નાબૂદી ઇચ્છનીય છે." મારા મતે આવું વલણ જવાબદાર પણ છે અને ભયંકર પણ છે એ બેજવાબદાર છે એનું કારણ એ છે કે તેમાં સંસદનો આ બાબતે વિચાર કરવાનો અધિકાર છોડી દેવાયો છે. ભારત સરકારે આ કરારની ઉપેક્ષા" કરવાનું શાણપણભર્યું પગલું ગણ્યું નહિ કારણ કે તેમના મતે એ બે કોમો વચ્ચેનો સાચો પ્રયાસ હતો અને તે પણ આવા બહુ વિવાદી વિષય અંગેનો એકમતીભરી અને સંયુક્ત રાજકીય પ્રગતિ ખાતર એક મોટી કોમ પોતાનાં તાકીદનાં હિતના ભોગે આવો પ્રયાસ કરતાં હતાં એ સાચું હતું. પણ એમ કહી ન શકાય કે ભારત સરકાર અથવા બીજી કોઈ પણ સત્તા એવો મત નહોતી ધરાવતી કે મુસ્લિમ પ્રતિનિધિત્વના પ્રશ્ન અંગે તેમની સ્થિતિ માત્ર કોંગ્રેસ અને લીગ પરસ્પર વાટાઘાટોથી કરે તેવો નિર્ણય નોંધવાની હતી. વાસ્તવમાં, સર વિલિયમ વિન્સેન્ટે જણાવ્યું હતું કે," આ બાબતમાં (ભારત સરકાર) સંસદ પ્રત્યેની (પોતાની) જવાબદારી બીજાના હાથમાં સોંપી શકે નહિ.

૯૩. મુંબઈ સરકારનું વલણ ભયંકર છે, કારણ કે ભૂલ થઈ છે એમ કબૂલ કરવામાં તે સુધારવાની વાત પોતાને માથે તે લેતી નથી. જો આવી ભૂલ દેશની

બંધારણીય વ્યવસ્થામાં થઈ હોત" મેં આવા વલણને માફ કર્યું હોત. પણ કમનસીબે એ ભૂલ બંધારણમાંની ભૂલ છે અને તે મહત્ત્વના ભાગ અંગે થઈ હોવાથી તેની અસરો વિઘાતક બને છે. આવી ભૂલ સાંખી લેવાય નહિ. બંધારણીય નવેસર સુધારણા અંગેની ભૂલ સમગ્ર સમાજને અસર કરે છે. તેમાં જાહેર કે ખાનગી આપત્તિનો ભય હોવાથી તેને સુધારવી લગભગ અશક્ય બની જાય છે. મુંબઈ સરકાર એવું માને છે કે તમામ બંધારણીય ફેરફારો આખરી છે અને તે સ્વીકારવા જોઈએ પછી તેનાં પરિણામો ગમે તે આવે. વિનાશ તરફના અનિવાર્ય પરિણામના ચોક્કસ માર્ગ પર આપણને બેજવાબદાર શક્તિ પ્રેરતી હોવાથી આવી બાબતોને છોડી દેવાના કારણે આવું અનુમાન બંધાય છે. પણ મને આનંદ છે કે ભારત સરકારે આ કરાર સ્વીકારતાં એવું નથી સ્વીકાર્યું કે તેની શરતોમાં ફેરફાર નહિ કરી શકાય. આ બાબત સંદિગ્ધ છે એ તો ખરૂ પણ ભારત સરકારે સ્પષ્ટ કર્યું કે આ વ્યવસ્થાને પહેલાં કાનૂની કમિશન કરતાં ઉપરની ગણી શકાય નહિ. ભારત સરકારે કહ્યું કે, "આપણે અહેવાલને વિગતે જોઈએ તે પહેલાં તેમાંથી એક પ્રાથમિક પ્રશ્ન ઊભો થાય છે. આ જોઈ શકશો તેમ સમિતિને સિદ્ધાંતો સ્થાપવાનું કહેવામાં આવ્યું નહોતું. વિવિધ પ્રશ્નોની છણાવટ કરવામાં સામાન્ય તર્કબુદ્ધિથી તેમને ઉકેલ શોધવા કરતાં કરાર કરવાનું તેમણે ધાર્યું. સમયની અત્યંત આવશ્યકતા જ એવી હતી કે સમિતિ બીજો માર્ગ લઈ જ ન શકે. પણ તેમની દરખાસ્તોની વાત કરીએ તો આપણે એ પ્રશ્ન પૂછી શકીએ કે આવી પદ્ધતિઓનાં પરિણામનો આશય કાયમી હોવાનો છે કે કેમ ? પરિવર્તન માટેનું તંત્ર ગમે તે હોય, આપણે વ્યવહારૂ પ્રશ્નનો સામનો કરવાનો છે કે ભારતમાં રચાયેલ પ્રથમ ચૂંટણીવિષયક પદ્ધતિને કયાં સુધી વેઠી લેવી ? પ્રાંતિક વિધાનમંડળની ઇચ્છાથી તેની પુનર્રચના શરૂઆતથી કરવી કે પછી પ્રથમ કાનૂની કમિશન સુધી તેને યથાવત રાખવી ? બંને દિશામાં વજૂદવાળાં કારણો છે. જવાબદારી વિકસે તે માટે વિવિધ હિતોના પ્રતિનિધિત્વને નિયત પ્રમાણમાં એક જ પ્રકારનું રાખવું હિતાવહ નથી, અલગ વર્ગ અને કોમી મતવિસ્તારોને જેટલાં લાંબા સમય સુધી તેના ચુસ્ત ઢાંચામાં રાખીએ તેટલું વધુ કઠિન, પ્રતિનિધિત્વની સામાન્ય પદ્ધતિઓ તરફ પ્રગતિ કરવાનું બની જશે. બીજી બાજુ તેમની સુધારણા અંગે સતત સંઘર્ષ વહોરી લેવો એ પણ હિતાવહ નથી. "એ તો કમિશને કહેવાનું છે કે આ ભૂલ લંબાવવી કે કેમ ? મને આશા છે કે કમિશન કેવળ એટલું નહિ કહે કે," અમને કોમી પદ્ધતિના સિદ્ધાંત કરતાં વાંધાનું બળ પૂરેપૂરું જણાય છે. પણ અમે લાચાર છીએ

કારણ કે ભારતે ઈરાદાપૂર્વક જવાબદાર સરકારનો માર્ગ પસંદ કર્યો છે." કારણ કે કમિશનને ખ્યાલ આવશે કે તેની ફરજ તો છે સાચો માર્ગ બતાવવાની અને ભારતને તે માર્ગે ચલાવવાની, અને એ ફરજ માત્ર એમાંથી જ નથી ઊભી થતી કે તેના અંતઃકરણમાં સાચું શું છે તેનું ભાન છે, પણ તેનું કારણ એ પણ છે કે બ્રિટિશ સત્તાધિકારીઓ ૧૯૦૯માં આ ભૂલભરેલો માર્ગ બતાવવામાં મુખ્યત્વે જવાબદાર હોવાથી તેમની એ નૈતિક ફરજ પણ બની જાય છે.



# પ્રકરણ : ૫
# ઉપલું ગૃહ

૯૪. મારા સાથીઓએ આ ઈલાકાના પ્રાંતિક વિધાનમંડળના ભાગ તરીકે બીજી ચેમ્બરની(ઉપલા ગૃહ) રચના કરવાની ભલામણ કરી છે અને તેની રચનાનું માળખું સૂચવ્યું છે. તેની રચના અંગેની મુશ્કેલીઓનો પૂરતો વિચાર તેમણે કર્યો નથી. જો બીજી ચેમ્બર હોય તો તે પહેલી ચેમ્બર કરતાં જુદી હોવી જોઈએ. તેની સત્તાઓ એવી હોવી જોઈએ કે તે પહેલી ચેમ્બરને નડયા વગર કામ કરી શકે. આ બંને શરતો સંતોષે એવી બીજી ચેમ્બર રચવાનું બહુ મુશ્કેલ છે. નિયુકત બીજી ચેમ્બરનો તો પ્રશ્ન જ નથી.-કેનેડિયન સેનેટ નિયુકત ચેમ્બર અંગે ચેતવણી આપે છે. તેને લોકપ્રિય રીતે ચૂંટાયેલી ચેમ્બરના જેવી નૈતિક સત્તા હોઈ શકે નહિ, એટલે તેના નિર્ણયોને માન અપાય નહિ તે, નિર્ણયો લેવા માટે પણ, ચૂંટાયેલી ચેમ્બર જેટલી સ્વતંત્ર હોઈ શકે નહિ; એટલે તેની રચના કરતી કારોબારી પર સુધારક ચેમ્બર તરીકેની સ્વતંત્રતા તેને હોઈ શકે નહિ. જો બીજી ચેમ્બર ચૂંટાયેલી ચેમ્બર હોય તો પહેલી ચેમ્બર સાથે સરળતાથી કામ કરવાની બાબતનો આધાર તેઓના સંબંધિત મતાધિકાર, ચૂંટણીનો સમય અને તેઓની સત્તાઓ પર રહેશે. જો બીજી ચેમ્બરની ચૂંટણી મર્યાદિત મતાધિકારના આધારે થાય તો લોકસમૂહના ભાગ્ય પર ખાસ નિયંત્રણ ધરાવતા શાસક વર્ગમાંની સરમુખત્યારશાહીમાં નાનું જૂથ ઊભું થશે. નીચલી ચેમ્બરના અવિચારી કામકાજ પર નજર રાખતી સુધારક ચેમ્બર થવાનું તો દૂર રહ્યું પણ તે એવી ચેમ્બર બની જશે કે સામાન્ય સુધારણા પર ભાર મૂકવાને બદલે સ્થાપિત હિતોને નિભાવવા પર ધ્યાન આપશે. રુઢિચુસ્ત વહીવટમાં એ બાબત સુષુપ્ત રહેશે અને ક્રાન્તિકારી વહીવટમાં જ એ જાગરૂક બનશે. આપણે જયારે સુધારો માગીશુ ત્યારે તે નકારશે અને જયારે એ સુધારવા માગશે ત્યારે તે કદાચ વાંધો ઉઠાવશે. જો બંને ચેમ્બરોની ચૂંટણી

એકસરખા મતાધિકારથી થાય તો બીજી ચેમ્બર પહેલી ચેમ્બરની પ્રતિકૃતિ જ બની રહેશે અને તેથી તે તદ્દન નિરર્થક બની જશે. બીજી બાજુ, જો બીજી ચેમ્બરની ચૂંટણી પહેલી ચેમ્બરની સાથોસાથ કરવામાં આવશે તો પણ પરિણામ તો એ જ રહેશે. બીજી બાજુ જો બીજી ચેમ્બરની ચૂંટણી પહેલી કરતાં બીજી રીતે થાય તો તે કારોબારીને નબળી બનાવશે અને તેની કાર્યક્ષમતા ઘટી જશે. કારણ કે તે પર્યાપ્ત નીતિ ઘડવાની બાબતમાં અવરોધ ઊભો કરશે અને કારોબારીની નીતિમાં હિંસક ભંગાણ પડશે કે તેનાથી સતત સામાન્ય ચૂંટણીઓ કરવી પાડશે. જો બંને ચેમ્બરોની સત્તાઓ સમાન હોય તો મડાગાંઠે સર્જાશે જ અને તેના પરિણામે તકરારી સિદ્ધાંતને છોડી દેવાનો ન થાય તો પણ અરુચિકર સમાધાન કરવું પડશે. બીજી બાજુ, જો બીજી ચેમ્બરની સત્તા પહેલી કરતાં ઊતરતી હોય તો તે પહેલી ચેમ્બરના અવિચારી કાર્યો પર કાબૂ નહિ રાખી શકે અને તેનો હેતુ આ રીતે પાર નહિ પડે.

૯૫. બીજી ચેમ્બરની રચના કરવામાં મારા સાથીઓએ આ તમામ મુશ્કેલીઓની ઉપેક્ષા કરી છે. તેમ કરવામાં તેમણે બીજી ચેમ્બર એવા પ્રકારની ઊભી કરી છે કે જેમાં બીજી ચેમ્બરના તમામ દોષો હોય અને એક પણ ગુણ ન હોય. બીજી ચેમ્બરના વિચારનું સમર્થન કરવામાં મને લાગે છે કે મારા સાથીઓ ટોળાના માનસશાસ્ત્રને અનુસર્યા છે. ઐતિહાસિક સમયમાં બીજી ચેમ્બરોના વ્યાપક અસ્તિત્વના કારણે રાજકીય વિજ્ઞાનનો એવો સિદ્ધાંત ઊભો થયો છે કે બીજી ચેમ્બર એ લોકપ્રિય સરકારની જરૂરી સાથીદાર છે. પણ એ ભૂલી જવાયું છે કે ઇંગ્લેન્ડમાં શરૂ થયેલી દ્વિ-ચેમ્બર પદ્ધતિ એ કેવળ એક ઐતિહાસિક અકસ્માત જ હતો. બીજા દેશોમાં તેની રચના થઈ તેનું કારણ એ હતું કે ઉપલી ચેમ્બર નીચલી ચેમ્બરનું અનુકરણ કરતી હતી, અને લોકપ્રિય ચેમ્બરના અવિચારી કામકાજ પર એક બ્રેકની ગરજ સારતી હોવાનો તેનો ગુણ એ તો જે સાર્વત્રિક હકીકત બની ગયું હતું તેના અસ્તિત્વને વાજબી ઠરાવવા માટેની માનવ મનની શોધ હતી. પણ એ નોંધવું જોઈએ કે બીજી ચેમ્બરમાંનો આ વિશ્વાસ હમણાં હમણાંથી નષ્ટ થતો જાય છે અને કેનેડા અને દક્ષિણ આફ્રિકા જેવાં યુદ્ધપૂર્વેનાં બંધારણોમાં અને લાટવિયા, લીથુઆનિયા, ઈસ્થોનિયા અને યુગોસ્લાવિયા જેવાં ઘણાં યુદ્ધોત્તર બંધારણોમાં બીજી ચેમ્બર દૂર કરવામાં આવી છે. આવો પ્રતિકારભાવ આવવાનું કારણ એ છે કે સરકારનું મૂલ્યાંકન તેના માળખાની સપ્રમાણતા દ્વારા નહિ પણ તેની વ્યવહારુ સિદ્ધિઓ દ્વારા, સમાજને તેનાથી મળતી નક્કર સેવાના સંતોષ દ્વારા અને તેનાથી એકંદરે દેશને મળતી સુખાકારી દ્વારા કરવો જોઈએ.

૯૬. ઉપયોગિતાની દ્રષ્ટિએ બીજી ચેમ્બરની સ્થાપનાને જોઈએ તો હું એવું નથી સ્વીકારી શકતો કે તે એક સુધારક ચેમ્બરનું કાર્ય કરી શકે છે. હું એ નથી સમજી શકતો કે પહેલી ચેમ્બર કરતાં બીજી ચેમ્બર કઈ રીતે તેના નિર્ણયમાં મતદારમંડળની મરજીના સંદર્ભમાં સાચી હોઈ શકે. મારું મતવ્ય એ છે કે બીજી ચેમ્બર નહિ પણ જયારે પ્રશ્ન ઊભો થાય ત્યારે મતદારમંડળ જ શ્રેષ્ઠ નિર્ણાયક તરીકે ગણાય, સિવાય કે આપણે એમ માનીએ કે બીજી ચેમ્બરના સભ્યો તેમની સ્થિતિની રૂએ નીચલી ચેમ્બરના સભ્યો કરતાં વધુ મહત્ત્વના હોય. હું ઈન્કાર કરૂ છું કે બીજી ચેમ્બરનો આવો કોઈ ગુણ હોય. અલબત્ત, બીજી ચેમ્બર લોકોની મરજીનો સાચો અંદાજ મેળવવામાં નિષ્ફળ જાય, પણ તેમ છતાં આ બાબત અંગેના તેનાં પોતાનાં હિત તેને આવો અંગત પક્ષપાત આપે તેવું બને. અને તેના કારણે એવું પણ બને કે એક યા બીજી રીતે તેને સ્વતંત્ર અને બુદ્ધિગમ્ય નિર્ણય લેવામાં સાવ અશક્તિમાન બનાવી દે. તેથી, એક ચેમ્બર રાખવી અને શંકા ઊભી થાય ત્યારે નિર્ણયની જવાબદારી ચેમ્બરને પસંદ કરતા મતદારમંડળ પર નાખી દેવી એ વધુ સારુ, વધુ સુરક્ષિત અને વધુ વાજબી છે ઉપરાંત, જો બીજી ચેમ્બર રાખવાનો વિચાર પહેલી ચેમ્બરના નિર્ણયને વિલંબમાં નાખવાનો હોય તો એ તો ગવર્નર કરી શકે છે કારણ કે તેમને, વિધાનમંડળે પસાર કરેલો અમુક કાયદો પુનર્વિચારણા માટે પાછો મોકલવાની સત્તા છે. જો વિધાનમંડળ પુનર્વિચારણા ન કરે, પણ તેને મૂળ સ્વરૂપમાં પસાર કરે તો પણ ગવર્નર વિટોનો ઉપયોગ કરીને તેને અટકાવી શકે છે. જો વિધાનમંડળ ગવર્નરના નિર્ણયનું પાલન ન કરે તો તે ગૃહનું વિસર્જન કરવાની ફરજ પાડીને એવી તકરારી બાબત મતદારમંડળને સોંપવાની ગવર્નરને ફરજ પાડી શકે છે. તેથી, એ દેખીતું છે કે બીજી ચેમ્બર જે કરી શકે છે તે કામ ગવર્નર પોતાની વિટો સત્તા, પાછા મોકલવાની સત્તા અને વિસર્જન કરવાની સત્તા દ્વારા કરી શકે છે. જો આનો સ્વીકાર કરાય તો પછી બીજી ચેમ્બર લોકપ્રિય ચેમ્બરના નિરર્થક જોડાણ તરીકે નકામી બની જાય છે.

૯૭. એક ચેમ્બર ઉતાવળે અને વગરવિચાર્યે કાયદા પસાર કરે તેવો સંભવ છે એવી મારા સાથીઓની ધારણા નક્કર પાયા પર આધારિત છે કે નહિ તેની તેઓએ ખાતરી કરી લીધી હોત તો ઉપયોગિતાનું ધોરણ લાગુ પાડયા વિના બીજો અમુક દેશોમાં જે કંઈ અસ્તિત્વમાં છે તેનાથી મારા સાથીઓ પ્રભાવિત થઈ ગયા ન હોત. મને લાગે છે કે આ ધારણા સાવ બિનપાયાદાર છે અને તેમાંથી આધુનિક રાજકારણના

કામકાજનું સંપૂર્ણ અજ્ઞાન છતું થાય છે. આધુનિક સમયમાં કોઈ પણ અમુક કાયદો વિધાનમંડળ પર એક આશ્ચર્ય તરીકે ફેંકવામાં આવતો નથી. બીજી બાજુ, દરેક વૈધાનિક દરખાસ્તને કાયદાનું સ્વરૂપ અપાય તે પહેલાં, ઘણાં વર્ષો સુધી જનતા દ્વારા તેના પર ચર્ચાવિચારણા અને કાપકૂપ કરવામાં આવે છે. કાનૂન પુસ્તકમાં જણાવેલા દરેક કાયદાનો પૂર્વઈતિહાસ તપાસીએ તો જણાશે કે કાયદાની વિભાવના અને તેના સ્વરૂપ વચ્ચેનો સમય ટૂંકો રહેવાને બદલે લાંબો રહ્યો છે. આમ હોઈને, એવી ધારણા બાંધવી કે લોકપ્રિય ચેમ્બર ઉતાવળે કામ કરે છે અને તેનાં પૈડાં પર બ્રેક લગાવવી જરૂરી છે એમ કહેવું એનો અર્થ એ થાય કે જે રોગ અસ્તિત્વમાં જ ન હોય તેની દવા લખી આપવી.

૯૮. મારા સાથીઓ સુધારક ચેમ્બરની પાછળ નહિ પણ શાસક જ્ઞાતિની પાછળ પડયા છે. તેને સોંપાયેલો હેતુ, તેની રચના જેના પર કરવાની છે તે મતાધિકાર અને તેને આપવા વિચારાયેલ સત્તા જોતાં આ સ્પષ્ટ થાય છે. હું કબૂલ કરૂ છું કે મને કંઈક આશ્ચર્ય થાય છે કે મારા સાથીઓએ એવો વિચાર ર્યો કે વિધાનમંડળને સત્તાની સોંપણી કરવી એને, અમુક કોમ, અમુક હિતને નુકસાન થાય તે રીતે આવી સત્તાઓ સામેના એક વીમા તરીકે બીજી ચેમ્બરની રચના દ્વારા મર્યાદિત બનાવવી જોઈએ. આપણે સુધારો કરવો જોઈએ જેમાં રાજકીય સત્તાનું મધ્યબિંદુ અથવા સમતોલન અફર રહેવું જોઈએ. પરંતુ અમુક મર્યાદાની અંદર તેને આમજનતાના લોકોની દિશામાં વાળવું જોઈએ. સત્તાની આવી સોંપણીને મર્યાદિત બનાવવાનો પ્રયાસ સૂચવે છે કે, અત્યંત ઈચ્છનીય પ્રકારનો રાજકીય સુધારો એ છે કે જેનાથી સંબંધિત વિવિધ કોમોની સત્તાનું સમતોલન ફેરવાય નહિ, એવું મારા સાથીઓ માને છે. જેઓ એવું માને છે તેઓ કાં તો રાજકીય સુધારો શું છે એ જાણતા નથી અથવા તો એ શું એ જાણવા છતાં જે યથાવત સ્થિતિને ખલેલ પહોંચાડે એવો સુધારો, નથી ઈચ્છતા. મારી વાત કરૂ તો તમામ સુધારાનો સાર એ છે કે જુદા જુદા વર્ગોમાં સત્તાની સમતુલાને બદલી નાખવી. જો નીચલા વર્ગોને લાભ કરાવવો હોય તો બીજા વર્ગે ગુમાવવું જોઈએ. જો દરેક વર્ગની પાસે અગાઉ કરતાં વધુ રાજકીય સત્તા ન રહે તો તો કશો સાચો સુધારો થઈ શકશે નહિ. નીચલા વર્ગો કે સુધારામાં રસ ધરાવતા વર્ગોને આ કાયદાથી સંતોષ નહિ થાય કારણ કે એ રાજકીય સુધારો છે અથવા કારણ કે તમામ સ્તરે પરિવર્તન કરવાની ધારણા કરવા છતાં તેની યુક્તિ બધું જેમનું તેમ રાખવાની હોય છે. સાદા શબ્દોમાં

કહીએ તો રાજકીય સત્તાની સોંપણીની યોજના એવી રાખવી કે સત્તાનો પ્રવાહ વર્ગો પાસે અટકી જાય અને જનતા પાસે ન પહોંચે. હું સુધારાની આવી કોઈ યોજનાનો પક્ષકાર થઈ શકું નહિ.

૯૯. બીજી ચેમ્બર જરૂરી છે એમ માનીએ તો તેની રચનામાં એક મહાન મુશ્કેલી છે. ૧૯૧૭માં મોન્ટેગ્યુ ચેમ્સફર્ડ અહેવાલમાં પ્રાંતોમાં બીજી ચેમ્બરો સ્થાવાની વિચારણા કરી હતી. પણ બધી પરિસ્થિતિ જોઈને તેમણે દરખાસ્ત માંડી વાળી. તેમણે કહ્યું કે, આ વિચાર સામે ખૂબ ગંભીર વ્યવહારૂ વાંધા છે. ઘણા પ્રાંતોમાં બે ગૃહો માટે યોગ્ય સભ્યોની પૂરતી સંખ્યા નહિ મળે. અમને એ પણ ભય છે કે મુખ્યત્વે જમીનદારો અને નાણાકીય હિતો ધરાવતી વ્યકિતઓનું પ્રતિનિધિત્વ કરતી બીજી ચેમ્બર કાયદા સામેની એક અસરકારક રૂકાવટ બની જશે. વળી, બીજી ચેમ્બરમાં મોટા જમીનમાલિકોની હાજરીનું કમનસીબ પરિણામ એ આવશે કે મતદારમંડળોના મત માગવામાં એ જ વર્ગના બીજા સભ્યો નાહિંમત થઈ જાય. બંને ગૃહો મારફત કાયદો પસાર કરાવવાની પધ્ધતિ કંટાળાજનક થઈ જશે અને પ્રાંતિક વિધાનમંડળનું કામકાજ અટપટું થઈ જશે. તેથી અમે હાલમાં એવો નિર્ણય કર્યો છે કે પ્રાંત માટે દ્વિ-ગૃહ પધ્ધતિ પડતી મૂકવી." ૧૯૧૭માં બીજી ચેમ્બરો માટે થયેલો વિરોધ આજે પણ સાચો છે. મને ખાતરી છે કે આ ઈલાકામાં બંને ગૃહો ચલાવનારા વિશિષ્ટ માણસોની પૂરતી સંખ્યા નથી. બીજી ચેમ્બરથી પહેલી ચેમ્બરની અને પહેલી ચેમ્બરથી બીજી ચેમ્બરની જીંદગી બરબાદ થઈ જશે. એ બંને રચવાની પૂરતી સામગ્રી પણ નથી. આ સંજોગો હેઠળ બે અસરકારક ચેમ્બરો રાખવા કરતાં એક કાર્યક્ષમ ચેમ્બર રાખવી વધુ સારી. આ કારણોસર હું ઈલાકામાં બીજી ચેમ્બર શરું કરવાનો વિરોધ કરું છું.



# પ્રકરણ : ૬
# વિધાનમંડળની સત્તાઓ

**૧૦૦. પ્રમુખને નીમવાની અને દૂર કરવાની સત્તા.**૧૯૧૯ના સુધારા પહેલાં ગવર્નર પ્રાંતની કારોબારીના વડા હતા. તે પ્રાંતિક વિધાનમંડળના પ્રમુખ હતા. ૧૯૧૯માં ફેરફાર થવાથી પ્રાંતિક વિધાનમંડળને તેના સભ્યોમાંથી એકને તેના પ્રમુખ તરીકે ચૂંટવાની અને તેને હોદ્દા પરથી દૂર કરવાની સત્તા મળી. આ કીમતી વિશેષાધિકાર હતો. આ વિશેષ હકના ઉપયોગ પર જોકે અમુક નિયંત્રણો મૂકવામાં આવ્યાં હતા. કારણ કે પ્રમુખની નિમણૂકને ગવર્નરની બહાલી અને તેમની રુખસતને ગવર્નરની સહમતી જરૂરી બનાવવામાં આવી હતી. કારોબારી, વિધાનમંડળ કરતાં સર્વોપરી હતી તે સમયના અવશેષ તરીકે આ નિયંત્રણો છે. સ્વતંત્ર રાજયોનાં બંધારણોમાં આવું નથી. વિધાનમંડળની સ્વતંત્રતા સાથે આપવાં નિયંત્રણો સુસંગત નથી અને દૂર કરવાં જોઈએ. માની લઈએ કે પ્રમુખને કારોબારીથી સ્વતંત્ર કરીએ તો પછી પ્રશ્ન એ છે કે તેમને ન્યાયતંત્રથી પણ સ્વતંત્ર રાખવા ? ગર્વમેન્ટ ઓફ ઈન્ડિયા એકટની કલમ ૧૧૦માં કયા અધિકારીઓને અને કઈ બાબતોને હાઈકોર્ટોની હકૂમતથી મુકત રાખવી તે નિશ્ચિત કરવામાં આવ્યું છે. આ મુકિતમાં વિધાનપરિષદના પ્રમુખનો સમાવેશ થતો નથી. તેથી, વિધાનમંડળના પ્રમુખ, જે કંઈ ને પ્રમુખની હેસિયતથી કરે તે બદલ હકૂમતને આધીન છે. એટલે કે પ્રમુખ તરીકેનું તેમનું વર્તન કાયદાની કોર્ટમાં પડકારી શકાય તેને પાત્ર છે. એવો ભય છે કે વિધાનમંડળનું કામકાજ ચલાવવામાં આના કારણે વિલંબ ઊભો થાય કારણ કે બનાવટી કેસ ઊભા કરવાનું વિશાળ ક્ષેત્ર ખુલ્લું થઈ જાય છે. પ્રમુખને કોર્ટોની હકૂમતમાંથી મુકિત અપાય તો આનો ઈલાજ મળી શકે છે. હું આનો વિરોધ કરું છું અને પરિસ્થિતિ જેમની તેમ રહેવા દેવાનું પસંદ કરું છું.

**૧૦૧. વિશેષાધિકારોની વ્યાખ્યા કરવાની સત્તા :** આવું મંડળ અસ્તિત્વમાં હોય અને તે અમલમાં મૂકવા માગે તેવાં કાર્યો યોગ્ય રીતે થાય તે માટેની વાજબી અને જરૂરી સત્તા વિધાનમંડળને આપવાના ઔચિત્ય વિશે કોઈ પ્રશ્ન જ ન હોઈ શકે. હાલના કાયદા હેઠળ પ્રાંતિક વિધાનમંડળની સ્થિતિ ખૂબ અસંતોષકારક છે. વિધાનમંડળના સભ્યોને અમુક મુક્તિ આપવા ઉપરાંત અને શિસ્તહીન સભ્યની હકાલપટ્ટી કરવાના વિધાનસભા પરિષદ નિયમોના નિયમ ૧૭ દ્વારા પ્રમુખને આપેલી અપૂરતી સત્તા બાદ કરતાં, વિધાનમંડળને તેની કામગીરી અટકાવતા અને તેનું ગૌરવ ખંડિત કરતા ખોટા કૃત્ય સામે પોતાની જાતને નિર્દોષ ઠરાવવા માટેની કશી સત્તા કાયદા દ્વારા અપાઇ નથી. વિધાનમંડળને આવી સત્તાથી વંચિત રાખી શકાય નહિ. તેથી હું ભલામણ કરૂ છું કે સ્વતંત્ર રાજયોનાં વિધાનમંડળોની જેમ પ્રાંતિક વિધાનમંડળોને પણ કાયદા દ્વારા નિયત અને તેના પોતાના હિતમાં જરૂરી હોય તેવી સત્તા અને વિશેષાધિકારો મર્યાદિત પ્રમાણમાં આપવાં.

૧૦૨. કાર્યવાહીને વિનિયમિત કરવાની સત્તા મુંબઇ વિધાન પરિષદમાં કામકાજનું સંચાલન ગવર્નમેન્ટ ઓફ ઇન્ડિયા એકટની કલમ ૭૨ડી(૬) હેઠળ ઘડેલા નિયમો દ્વારા અને તેની કલમ ૭૨ડી (૭) હેઠળ ઘડેલા સ્થાયી હુકમો દ્વારા નિયત કરવામાં આવે છે. કાર્યવાહીનો આ કાયદો ઘડવામાં પ્રાંતિક વિધાનમંડળોનો હાથ નહોતો. પરંતુ ગવર્નર જનરલ ઇન કાઉન્સિલે કલમ ૧૨૯એ- ની જોગવાઈઓ હેઠળ ઘડેલા નિયમોમાં પ્રાંતિક વિધાનમંડળને તેમાં ફેરફાર કરવા કે તે રદ કરવાનો નિષેધ ફરમાવાયો હતો. મારો અભિપ્રાય એવો છે કે પ્રાંતિક વિધાનમંડળને તેની પોતાની કાર્યવાહી વિનિયમિત કરવાની સત્તા હોવી જોઈએ. પ્રાંતિક વિધાનમંડળોને આવી છૂટ આપવામાં મુશ્કેલી ઊભી થવાનું કારણ એ હતું કે કેટલાક નિયમોમાં એવી જોગવાઇઓ હતી જે બીજા દેશોમાં તેમનો બંધારણીય કાયદાનો ભાગ બનતી હતી, જેથી કરીને નિયમોમાં સુધારો કરવાની સત્તા ખરેખર તો બંધારણ સુધારવાની સત્તા બીજા જતી હતી. પણ, જો આપવા નિયમો ગવર્નમેન્ટ ઓફ ઇન્ડિયાની કલમ જેવા બનાવવામાં આવે તો આ મુશ્કેલી સહેલાઇથી ટાળી શકાય. જો એમ કરાય તો મેં કરેલી ભલામણનો અમલ કરી શકાય અને પ્રાંતિક વિધાનમંડળોને ઑસ્ટ્રેલિયા, દક્ષિણ આફ્રિકા અને કેનેડાનાં સ્વતંત્ર રાજયોનાં વિધાનમંડળોની સમાન કક્ષાએ લાવી શકાય.

## કાયદો કરવાની સત્તા

૧૦૩. ગવર્નમેન્ટ ઓફ ઇન્ડિયા એકટની કલમ ૮૦સી માં જોગવાઇ છે કે કોઇ પણ સ્થાનિક વિધાનમંડળના કોઇ પણ સભ્ય માટે, ગવર્નર, લેફ્ટેનન્ટ ગવર્નર કે મુખ્ય કમિશ્નરની પૂર્વમંજૂરી વગર, પ્રાંતના જાહેર મહેસૂલને અસર કરતો કે એ મહેસૂલ પર કંઇ ભારણ નાખતો કોઇ પણ કાયદો દાખલ કરવાનું કાયદેસર ગણાશે નહિ. વિધાનમંડળની સત્તાઓ પર આ કલમથી ગંભીર નિયંત્રણ આવી જાય છે. દેશના કામકાજના વહીવટમાં લોકોનો કશો અવાજ ન હતો તે સમયનો આ એક અવશેષ છે. આ સત્તાઓ રાખવી એ વિધાનમંડળની કારોબારી પરની સરસાઇ સાથે સુસંગત નહિ ગણાય. તેથી આ કલમ કમી કરવી જોઇએ. પરિષદ દ્વારા પસાર કરાય તેવા કોઇ પણ કાયદાને વિટોની સત્તા ગવર્નરને રહેશે. એ સત્તા પૂરતી ગણાશે. એના કરતાં કશું વિશેષ હશે તે, સંપૂર્ણ મંત્રીવિષયક જવાબદારીની પધ્દતિ હેઠળ ગવર્નરે ગ્રહણ કરવી પડતી સ્થિતિ સાથે સુસંગત નહિ ગણાય.

## વિનિયોગની સત્તા

૧૦૪. વિધાનપરિષદ કલમ ૭૨ડી હેઠળ, કોઇ માગણીને મંજૂરી આપી શકે છે કે મંજૂરી નકારી શકે છે અથવા સમગ્ર ગ્રાન્ટમાં ઘટાડો કરીને કે જેની ગ્રાન્ટ હોય તેવા ખર્ચની કોઇ પણ બાબતને કમી કરીને કે તેમાં ઘટાડો કરીને તેમાં ઉલ્લેખેલી રકમને ઘટાડી શકે છે. આ સત્તા અમુક મહત્ત્વની જોગવાઇઓને અધીન છે. અનામત વિષયને લગતી માગણીની બાબતમાં, જો ગવર્નર પ્રમાણિત કરે કે માગણીમાં જોગવાઇ કરેલ ખર્ચ, વિષય અંગેની તેમની જવાબદારી અદા કરવામાં આવશ્યક છે તો વિધાનમંડળના નિર્ણયની ઉપરવટ જવાની ગવર્નરને સત્તા છે. વિધાનમંડળની વિનિયોગની સત્તા મર્યાદિત બનાવતી બીજી જોગવાઇ કલમ ૭૨ડી (૨) ખંડ (૨) (બી)માં છે જેની રૂએ ગવર્નરને કટોકટીના કેસમાં, પ્રાંતની સુરક્ષા અને શાંતિ ચાલુ રાખવા માટે અથવા કોઇ ખાતું ચાલુ રાખવા માટે તેમના મતે જરૂરી હોય તેવા ખર્ચને અધિકૃત કરવાની સત્તા છે." વિધાન પરિષદની સત્તાઓ પર પણ ઘણાં ગંભીર નિયંત્રણો છે અને હું સૂચવું છું કે અધિનિયમમાંથી તે દૂર કરવાં જોઇએ. પ્રાંતની સુરક્ષા અને શાંતિની ચિંતા જેટલી ખાસ કરીને જવાબદાર કારોબારીને હોય તેટલી ગવર્નરને ન હોય. પરિણામે, બીજી જોગવાઇથી ગવર્નરને આપેલી સત્તા બિનજરૂરી છે અને તે લઇ

લેવી જોઈએ. પહેલી જોગવાઈથી ગવર્નરને આપેલી સત્તા અસ્થાને છે કારણ કે સરકારની જવાબદારી પૂરેપૂરી ગણાય છે અને ગવર્નર પાસે કામકાજની દિશા હોતી નથી.

**૧૦૫.** વિધાનમંડળની નાણાકીય સત્તાઓ પર બીજું નિયંત્રણ કલમ ૭૨ડી (૩) મા છે. આની રૂએ કારોબારીએ વિધાનમંડળ સમક્ષ તેના મત માટે તેમાં અમુક જણાવેલા નિર્દિષ્ટ સદરો અંગેનું ખર્ચ રજૂ કરવું જરૂરી બનતું નથી. પરિણામે, પ્રાંતન બજેટમાં મોટા પ્રમાણમાં કાયમી વિનિયોગ છે જેને વિધાનપરિષદ અડકી શકતી નથી સિધ્ધાંતની વાત કરીએ તો ખર્ચની દરેક બાબત વિધાનમંડળે દર વર્ષે મંજૂર કરવં જોઈએ. પણ બજેટમાં, લગભગ દરેક દેશમાં હોય છે તેમ, કાયમી વિનિયોગ હોય છે જેને માટે વિધાનમંડળ દ્વારા વર્ષોવર્ષ મત દ્વારા મંજૂરી આપવાની જરૂર રહેતી નથી.

જાહેર ખર્ચની રકમ અને તેનું સ્વરૂપ નકકી કરવા માટે કારોબારીનો વિશ્વાસ રાખી શકાય કે કેમ તેનો આધાર લોકોએ બંધારણીય સરકારનો કેવો ખ્યાલ બાંધ્યં છે એ વિકાસના તબકકા પર છે. જો એ તબકકો એવો હોય કે સરકાર અને લોકોન રાજકીય અધિકારોને લગતી અનિશ્ચિતતા છે, તો કલમ ૭૨ડી (૩) દ્વારા વિચારાય પ્રમાણે વૈધાનિક મંજૂરી વગર જાહેર નાણાંના આપવા કાયમી વિનિયોગની પરવાનગં આવી સલામત ગણાશે નહિ. એ સાચું છે કે પ્રાંતોમાં જવાબદાર સરકારનો પાયો હજી નંખાઈ રહ્યો છે અને પ્રાંતિક વિધાનમંડળો કારોબારીના આક્રમણ સામે સાવધાનીપૂર્વ જાગૃત રહેવાનું છે. તેમ છતાં, મને લાગે છે કે એ વિચારવું જોઈએ કે જાહેર કામકા પર લોકોનું નિયંત્રણ રાખવાનો અધિકાર માન્ય કરાય અને તેને નવા બંધારણમ પૂરેપૂરો મંજૂર રાખવામાં આવશે, જેથી કરીને જાહેર સત્તાના આપખુદ ઉપયોગ પ જુદાં જુદાં નિયંત્રણો રહેવાથી, જાહેર ખર્ચની દરેક બાબતને વર્ષોવર્ષની મંજૂરી મા રજૂ કરવાનો આગ્રહ રાખવો જરૂરી નથી. તેથી, હું કાયમી વિનિયોગની આ યોજનાન વિરોધ કરતો નથી. પરંતુ કાયદા દ્વારા તેમ કરીને વિધાનમંડળની સત્તાઓ પર કા મૂકાય તેનો મને વાંધો છે. એને કાયદાની બાબત બનાવી દેવાથી વિધાનમંડ બિનમતપાત્ર બાબતોની ચર્ચા પણ કરી શકતું નહોતું. બિનમતપાત્ર બાબતો ઊભ કરવાનું કામ એ અનુકૂળતાની બાબત છે. વિધાનમંડળમાં તેમના વિષે કાયદા દ્વા કંઈ નિયંત્રણ હોવું જોઈએ નહિ.

## ૧૦૬. કારોબારીને નિયંત્રણમાં રાખવાની સત્તા

પહેલાં એવું હતું કે ૧૯૧૯નાં સુધારેલા બંધારણ હેઠળ પ્રાંતિક વિધાનમંડળો મંત્રી પર ત્રણ રીતે નિયંત્રણ રાખી શકતાં હતાં (૧) કાયદા દ્વારા, (૨) પૂરવઠાના ઈન્કાર દ્વારા, અને (૩) તેઓના વેતનના ઈન્કાર કે ઘટાડા દ્વારા. બીજી અને ત્રીજી એ બે એવી રીતો હતી જે દ્વારા વિધાનમંડળ મંત્રીઓ દ્વારા ચલાવાતા વહીવટ પર નિયંત્રણ રાખી શકતું હતું. સામાન્ય રીતે આવા નિયંત્રણનો ઉપયોગ વર્ષે એક જ વાર કરવામાં આવતો હતો અને તેથી એ અપૂરતો હતો. પરિણામે ૧૯૨૬માં જોગવાઇ કરવામાં આવી હતી કે મંત્રીમાં વિશ્વાસના અભાવે દરખાસ્ત લાવવી. વિધાનમંડળ મંત્રીનાં કાર્યો પર નિયંત્રણ રાખી શકે તે માટે આ સત્તા પૂરતી છે અને મંત્રીઓ તેમનાં કાર્યો માટે વ્યક્તિગત રીતે જવાબદાર છે એવા ખ્યાલ સાથે સુસંગત છે. ભાવિ મંત્રીમંડળ સંયુક્ત જવાબદારીના સિદ્ધાંત પર આધારિત હશે જે હેઠળ મંત્રીઓ એક સાથે ઊભા રહી શકશે અને પડશે પણ એક સાથે. વિધાનમંડળની સત્તામાં એવું કશું નથી જેના પરથી ખ્યાલ આવે કે તે મંત્રીમંડળને આખે આખું બરતરફ કરવા માગે છે. મને લાગે છે કે આવી મતલબની જોગવાઇ "અવિશ્વાસની દરખાસ્ત" એ શબ્દો ઉમેરીને નવી દરખાસ્ત તરીકે કરી શકાશે કારણ કે હાલની દરખાસ્તથી એ ભિન્ન હશે અને તેને આ રીતે ફરીથી નામ આપવાનું રહેશે. "મંત્રીની અમુક બાબતની નીતિ અંગે શંકા ઉઠાવતી દરખાસ્ત"

## ૧૦૭. બંધારણમાં ફેરફાર કરવાની સત્તા

પ્રાંતિક વિધાનમંડળોને, તેમને બનાવનાર ખતની શરતો બંધનકર્તા રહે છે. ખતની રૂએ તેમને, તેમના પ્રદેશમાંની તમામ વ્યક્તિઓ પર સરકારની ખાસ અને મુકરર સત્તા ધરાવતી "પૂર્ણ સત્તાઓ"વાળી સંસ્થાઓ તરીકે બનાવવામાં આવી છે. સરકારની પૂર્ણ સત્તાઓમાં એવી સત્તા આપોઆપ નથી આવી જતી કે જેનાથી ખુદ બંધારણમાં ફેરફાર કરી શકાય. એવી ઇચ્છા છે કે પ્રાંતિક વિધાનમંડળોને પ્રાંતના બંધારણમાં ફેરફાર કરવાની બંધારણીય સભાની સત્તાઓ આપવી જોઇએ. આ દરખાસ્ત અંગે ઘણું કહી શકાય તેમ છે. સંસદે પ્રાંતના લોકોને સ્વશાસન આપવાની સંમતિ આપી હોવાથી, પ્રાંતના લોકો જેમાં પોતે ઇચ્છે તે રીતે રહી શકે એવી સરકાર રચવાનો નિર્ણય કરવાનો અધિકાર તેમને છે એમ જ કહી શકાય. પણ એ ખ્યાલમાં રાખવાનું છે કે એવી

લઘુમતીઓ છે જેમને તેઓના બંધારણીય અધિકારોનો નિર્ણય બહુમતી કરે તે ન ગમે, કારણ કે એ એના જેવું થયું ગણાય કે જો પ્રાંતિક વિધાનમંડળોને બંધારણમાં ફેરફાર કરવાનો અધિકાર અપાય. આ જ મુખ્ય કારણ છે કે શા માટે કેનેડાના બંધારણમાં, ફેરફાર કરવાની સત્તા કેનેડાની સંસદને આપવામાં નથી આવી. તેમ છતાં, દક્ષિણ આફ્રિકાના દાખલો બતાવે છે કે બંધારણમાં કેનેડાના બંધારણ ફેરફાર કરવાની સત્તા વિધાનમંડળને, લઘુમતીઓને નુકસાન કર્યા વગર આપી શકાય છે. તેથી, શા માટે દક્ષિણ આફ્રિકાનો દાખલો અપનાવવો નહિ ? હું ભલામણ કરું છું પ્રાંતના બંધારણમાં ફેરફાર કરવાની સત્તા પ્રાંતિક વિધાનમંડળને આપવી જોઈએ; પરંતુ શરત એટલી કે વિધાનમંડળમાં લઘુમતીઓના પ્રતિનિધિત્વ અંગેની જોગવાઈઓમાં ફેરફાર કરવાની તેને સત્તા રહેશે નહિ.

૧૦૮. આવો કાયદો પસાર કરવા માટે કઇ ખાસ કાર્યવાહી નિયત કરવી જોઈએ એ એવી બાબત છે જેનો નિર્ણય કરવો બહુ મુશ્કેલ છે. તેમ છતાં એમ જણાવી શકાય કે બંધારણમાં સુધારો કરવાની રીત એવી હોવી જોઈએ કે તે નાગરિકોના મૂળભૂત અધિકારોનું રક્ષણ કરી શકે એટલી ચુસ્ત હોવી જોઈએ, પરંતુ સાથોસાથ એ એટલી પૂરતી નમ્ય પણ હોવી જોઈએ કે વિકાસ પણ અસ્તિત્વના જેટલો જ જીવનનો કાયદો છે એ તેમાં માન્ય કરવામાં આવે અને બહુમતી દ્વારા શાસનના સિદ્ધાંત સાથે સંવાદી એવી કાર્યવાહી અને આખરી નિર્ણય લેતાં પહેલાં ચર્ચાવિચારણા પણ તેમાં માન્ય કરવામાં આવે એમ જણાય છે તે સૌથી સુરક્ષિત માર્ગ એ રહેશે કે બંધારણમાં જુદા જુદા પ્રકારના સુધારા માટેની જુદી જુદી કાર્યપદ્ધતિ નિયત કરવી. વધારે મૂળભૂત સુધારાઓ માટે બંધારણના ઓછા મૂળભૂત ભાગો માટેના સુધારાઓ કરતાં વધુ ચોકસાઈભરી કાર્યપદ્ધતિ રાખવી જોઈએ.



# પ્રકરણ : ૧

# ભારત સરકારના સંદર્ભમાં પ્રાંતિક સરકાર

**૧૦૯.** એ સ્પષ્ટ છે કે જો પ્રાંતિક કારોબારી પ્રાંતિક વિધાનમંડળના તાબામાં હોવાને બદલે પ્રાંત બહારની બીજી કોઇ પણ સંસ્થાના તાબામાં હોય અથવા પ્રાંતિક વિધાનમંડળ તેના ક્ષેત્રમાં સર્વોપરિ હોવાના બદલે તેને તેની સત્તાઓના ઉપયોગની બાબતમાં બીજી કોઇ સત્તાને અધીન બનાવવામાં આવે તો કારોબારીની જવાબદારીનો પ્રભાવ બહુ થોડો રહેશે. બીજા શબ્દોમાં, જવાબદાર સરકાર સ્વાયત્ત સરકાર પણ હોવી જોઇએ. પ્રાંતિક સરકારને સ્વાયત્ત બનાવવા માટે પ્રાંતિક અને કેન્દ્ર સરકારોના કામકાજનાં ક્ષેત્રો સ્પષ્ટ રીતે નિર્ધારિત કરવાં જરૂરી છે.

**૧૧૦.** ૧૯૧૯ પહેલાં, પ્રાંતિક સરકારે, ૧૯૧૫ના ગવર્નમેન્ટ ઓફ ઇન્ડિયા અધિનિયમની કલમ ૪૫ હેઠળ ગવર્નર જનરલ ઇન કાઉન્સિલના હુકમોનું પાલન કરવું પડતું હતું અને તેની કાર્યવાહીઓની તથા તમામ બાબતોની તેમને જાણ કરવી પડતી હતી, અને તેના પ્રાંતની સરકારને લગતી તમામ બાબતોની દેખરેખ, માર્ગદર્શન અને નિયંત્રણને લગતી તેઓ માગે તેવી માહિતી તેમને આપવી પડતી હતી. આનો અર્થ એ હતો કે પ્રાંતિક સરકારોને તેઓ વહીવટ કરતી હોય તેવી કોઇ પણ બાબત અંગે તેઓની પોતાની માન્ય કશી સત્તા ન હતી; તેઓ જે કંઇ સત્તાનો ઉપયોગ કરતાં હતાં તે તેમને કેન્દ્ર સરકારે તેના એજન્ટ તરીકે આપી હતી. ૧૯૧૯ના અધિનિયમની કલમ ૪૫ (૧) (બી)માં જોગવાઇ કરવામાં આવી હતી કે, "પ્રાંતિક વિષયોના સંબંધમાં સ્થાનિક સરકારને સત્તાની સોંપણી માટે અને તે સરકારોને મહેસૂલ કે અન્ય નાણાંની ફાળવણી માટે" જ્યારે કલમ ૪૫ (૩)માં જણાવાયું હતું કે, "આ અધિનિયમ હેઠળ

ગવર્નર જનરલ ઇન કાઉન્સિલમાં નિહિત સ્થાનિક સરકારોની દેખરેખ, માર્ગદર્શન અને નિયંત્રણની સત્તાઓનો ઉપયોગ, તબદીલ વિષયોના સંબંધમાં, આ અધિનિયમ હેઠળના નિયમોમાં નિર્દિષ્ટ કરાય તેવા હેતુઓ માટે જ કરવાનો રહેશે, પરંતુ ગવર્નર જનરલ ઇન કાઉન્સિલ, કોઇ અમુક કેસમાં આવી સત્તાઓના ઉપયોગનો હેતુ આ રીતે નિર્દિષ્ટ કરેલા હેતુઓમાં આવે છે કે કેમ તેનો નિર્ણય એકમાત્ર તેઓ જ કરી શકશે. "તેથી, ૧૯૧૯ના અધિનિયમમાં બે ફેરફારો કરવામાં આવ્યા હતા : (૧) તેમાં પ્રાંતોને ભારત સરકારના એજન્ટો તરીકે મળતી સત્તાથી અલગ એવી તેમની પોતાની સત્તા આપવામાં આવી. (૨) તેનાથી તેમને મંત્રીઓના નિયંત્રણ ખાતે તબદીલ કરાયેલા વિષયોની બાબતમાં ભારત સરકારના હુકમો માનવાની અગાઉની ફરજમાંથી મુક્ત કરવામાં આવ્યા, પરંતુ તેમાં દેખરેખની સત્તા રાખવામાં આવી. આનાથી એ સ્પષ્ટ થાય છે કે તમામ વિષયો મંત્રીઓના નિયંત્રણ ખાતે તબદીલ કરી શકાય; પરંતુ એવી તબદીલી પર ભારત સરકારની દેખરેખની સત્તા રહેશે, અને પ્રાંતિક સરકારની કામગીરીની સ્વતંત્રતામાં એ રીતે દખલ પણ થઇ શકશે. પ્રશ્ન એ છે કે આવી દેખરેખની સત્તા જરૂરી છે કે કેમ; જો હોય તો પ્રાંતિક અને કેન્દ્ર સરકાર વચ્ચેના સંબંધનું બીજું કોઇ સ્વરૂપ વિચારી શકાય ખરું  કે જેમાં એવી સત્તાઓને એવી રીતે મૂકવામાં આવે કે જેથી કરીને પ્રાંતની સ્વાયત્તતા સાથે સંઘર્ષમાં ન અવાય.

**૧૧૧.** ૧૯૧૯ના અધિનિયમથી અને તે હેઠળ ઘડેલા નિયમોથી પ્રાંતિક વિષયોને કેન્દ્રીય વિષયોથી અલગ પાડવામાં આવ્યા છે. આમ છતાં, પ્રાંતિક વિધાનમંડળને પ્રાંતિક વિષયો અંગે કાયદો ઘડવાની બાબતમાં કામગીરીની સ્વતંત્રતા કે કામકાજની સમાપ્તિ  ની સ્વતંત્રતા આપવામાં આવી નથી. પ્રાંતિક વિધાનમંડળની સત્તાઓને બે અલગ અલગ રીતે મર્યાદિત બનાવવામાં આવી છે. કલમ ૮૦ એ.માં જણાવેલી અમુક બાબતોમાં તે ગવર્નર જનરલની પૂર્વમંજૂરી વિના કોઇ કાયદો ઘડી શકે નહિ કે તે અંગે વિચારણા કરી શકે નહિ જો કે એવો કાયદો પ્રાંતિક ક્ષેત્રમાં આવી જતી કોઇ બાબતને લગતો હોય તો પણ. પ્રાંતિક સ્વાયત્તતા અંગેનાં આ બે નિયંત્રણો સહેલાઇથી સમજી શકાય એવાં છે. પ્રશ્ન એ છે કે પ્રાંતિક અને કેન્દ્ર સરકારો વચ્ચેના સંબંધની જેમાં કેન્દ્ર સરકાર પ્રાંતની સ્વાયત્તતા સાથે સંઘર્ષમાં આવી ન જાય એવી બીજી કોઇ એવી પદ્ધતિ વિચારી શકાય કે કેમ.

૧૧૨. કેન્દ્ર સરકાર દ્વારા પ્રાંતિક સરકાર પર પ્રાંતિક વિષયોના વહીવટની બાબતમાં દેખરેખ અંગેની અને પ્રાંતિક વિષયોને લગતા પ્રાંતિક કાયદા અંગે કેન્દ્ર સરકાર દ્વારા પાછળથી વિટો વાપરવા અંગેની જોગવાઇ એ એક એવું લક્ષણ છે જે બીજા કોઇ પણ દેશમાં જ્યાં સરકારનાં કાર્યો, કેનેડા, ઓસ્ટ્રેલિયા અને સંયુક્ત રાજ્યો જેવાં કેન્દ્રીય અને પ્રાંતિક એમ બે સંસ્થાઓ વચ્ચે વિભાજિત હોય ત્યાંના બંધારણમાં જાણવા નહિ મળે. પૂર્વમંજૂરી અંગેની જોગવાઇઓ, બે ભૂલભરેલી માન્યતાઓના પરિણામે ભારતીય બંધારણમાં આવી ગઇ છે. એક ભૂલ એ કે કાર્યોને તદ્દન ભિન્ન રીતે અંકિત કરવાં શક્ય નથી. એ માન્યતા સુસ્થાપિત હોવાનું જણાતું નથી કારણ કે કેનેડામાં બંધારણમાં આ કાર્યોને બે સ્પષ્ટ વર્ગોમાં વિભાજિત કરવામાં આવ્યા છ : (૧) એવાં કાર્યો જે કેવળ કેન્દ્ર સરકારનાં જ હોય અને (૨) એવાં કાર્યો જે કેવળ પ્રાંતિક સરકારનાં જ હોય. આમાં દરેક સરકારને તેને ફાળવી આપેલા ક્ષેત્રમાં તદ્દન સ્વાયત્ત બનાવવામાં આવી છે. બીજી માન્યતા એ છે કે જેને કેવળ પ્રાંતિક જ ન કહી શકાય એવાં કાર્યો કરવામાં એક જ માર્ગ ખુલ્લો છે અને તે છે તેમના ઉપયોગને કેન્દ્ર સરકાર દ્વાર પૂર્વમંજૂરીને તથા પાછળથી વિટો વાપરવાને અધીન બનાવવા મને તો આ પણ એક ભૂલભરેલી માન્યતા જણાય છે. ઓસ્ટ્રેલિયા અને સંયુક્ત રાજ્યોનાં બંધારણો એવ દાખલા છે જ્યાં બંધારણોએ, કેનેડામાં કરાયું છે તેમ, કાર્યોને બે સ્પષ્ટ વિભાગોમ વિભાજીત કરવામાં આવ્યાં નથી. ઓસ્ટ્રેલિયન બંધારણમાં અપનાવાયેલ સત્તાઓ અને કાર્યોના વિભાજનની યોજના દ્વારા એમ થયું છે કે અમુક બાબતો એવી છે કે જેન પર કેન્દ્ર સરકારની કેવળ અલગ સત્તા હોય. બીજી અમુક બાબતોમાં કેન્દ્ર સરકારનં સત્તાઓ રાજ્ય સરકારોની સત્તાઓ સાથે સહવર્તી હોય. ઓસ્ટ્રેલિયા અને અમેરિકાન બંધારણોમાં એ માન્ય રાખવામાં આવ્યું છે કે એવાં કાર્યો હોઇ શકે કે જેને કેવળ બંનેનાં અલગ હોવાનું કહી શકાય નહિ, મારી ભલામણ છે કે કેનેડામાં છે તે પ્રમાણે કાર્યો અને સત્તાઓના વિભાજનની યોજનાનો પ્રયોગ કરી જોવો અને તે નિષ્ફળ જા તો ઓસ્ટ્રેલિયા અથવા અમેરિકામાં પ્રવર્તમાન યોજના અપનાવવી. પરંતુ ગમે તે કરીને પણ પૂર્વમંજૂરીની અને પાછળથી વિટો વાપરવાની જોગવાઈ ફગાવી દેવી જોઈએ

૧૧૩. જે જોગવાઈ દ્વારા કેન્દ્ર સરકારને પ્રાંતિક નિયંત્રણ ખાતે તબદીલ કરાયેલ વિષયો પર દેખરેખની સત્તા આપવામાં આવી છે તેનું કારણ અંશત: એ છે કે કેન્દ્રી અને પ્રાંતિક સરકારો વચ્ચે વિષયોની સ્પષ્ટ ફાળવણીનો અભાવ અને અંશત: એ

કે પ્રાંતિક વિષયોના વહીવટ માટેની કેન્દ્ર સરકારની જવાબદારીનો ભૂલભરેલો દૃષ્ટિકોણ અમુક વિષયો કેન્દ્ર સરકાર માટે મહત્ત્વનાં છે એ કારણે દેખરેખની સત્તા વાજબી ઠરાવી શકાય. દેખરેખની સત્તા વાજબી ઠરાવવાનું બીજું કારણ એ દૃષ્ટિકોણ છે કે ભારત સરકારને સમગ્ર ભારતની શાંતિ, વ્યવસ્થા અને સારા વહીવટ માટે જવાબદાર ગણવી જોઈએ અને તે પોતાની જવાબદારીઓ અદા કરી શકે તે માટે તેને દેખરેખની સત્તા આપવી જ જોઈએ. મને જણાય છે કે કાર્યોના વિભાજન સાથે જવાબદારીઓનું વિભાજન પણ થવું જોઈએ. જો આ જવાબદારીઓ વિભાજિત કરવામાં આવે અને કેન્દ્ર સરકારની જવાબદારીઓ તેને સોંપેલી બાબતોમાંથી ઊભી થતી બાબતો પૂરતી મર્યાદિત બનાવવામાં આવે તો પ્રાંતિક સરકારો પર દેખરેખ માટેની જરૂરિયાત અલોપ થઈ જશે અને હું સૂચન કરું છું કે ગવર્નમેન્ટ ઑફ ઈન્ડિયા અધિનિયમમાંના ખંડોમાં વ્યાખ્યા કરેલી કેન્દ્ર સરકારની જવાબદારીઓમાં તે પ્રમાણે સુધારો કરવો જોઈએ.

૧૯... જ્યારે હું જોવા આતુર છું કે સંપૂર્ણ પ્રાંતિક સ્વાયત્તતા સરકાર સ્થપાય ત્યારે કેન્દ્ર સરકારને કોઈ પણ પ્રકારે નબળી બનાવે અથવા લોકોની નજરમાં તેના અસ્તિત્વને અસ્પષ્ટ બનાવે અથવા તેના રાષ્ટ્રીય સ્વરૂપને નુકસાન કરે તેવા કોઈ પણ ફેરફારનો હું વિરોધ કરું છું. આ મંતવ્યના આધારે હું કેન્દ્ર સરકારને અમુક હેતુઓ માટે એક સંસ્થા બનાવવા માટે એક સાથે બંધાયેલી સંખ્યાબંધ સરકારોનું બનેલું એક સંગઠન બનાવવાની વિરુદ્ધ છું. આવી વ્યવસ્થાની અસર દેખીતી છે. આવું સંગઠન સરકારોના એક સમૂહ તરીકે જ અસ્તિત્વ ધરાવશે અને તેથી સરકારો પરસ્પર અલગ થવાનું નક્કી કરશે તો તરત એ નાશ પામશે. આવી કેન્દ્ર સરકાર તેની અંગભૂત સરકારો ટકવા ઈચ્છશે તેટલો સમય જ ટકશે. આવું સંગઠન, સરકારોનું સમવાયતંત્ર હોવાથી સરકારો સાથે જ કામગીરી કરશે. વ્યક્તિગત નાગરિક સાથે એને બહુ ઓછો સંબંધ રહેશે. વ્યક્તિ પર વેરો નાખવાના તેના ઉદ્દેશો અંગે ન્યાય-નિર્ણય કરવાનો અથવા તેના માટે કાયદો ઘડવાનો તેને અધિકાર નહિ હોય. આવી કેન્દ્ર સરકાર શકય તેટલી સૌથી નબળી સરકાર રહેવાની. કેન્દ્ર સરકારની સ્થિતિનો મારો વિચાર મને, જેમાં કેન્દ્ર સરકાર રાષ્ટ્રસમૂહ છે તેમજ રાષ્ટ્રસમૂહોનો સંઘ પણ છે તે અમેરિકન બંધારણમાં જોવા મળે છે તેવા સંબંધનું સ્વરૂપ હોત તે સાથે પણ મારી જાતે સમાધાન કરવાની પરવાનગી નથી આપતો. એ સાચું છે કે તેની હેઠળ કેન્દ્ર સરકાર તેની કોર્ટો અને વહીવટી અધિકારીઓ મારફત દરેક વ્યક્તિ અંગે તરત કાર્યવાહી કરે છે પણ,

એ પણ એટલું જ સાચું છે કે અમેરિકામાં કેન્દ્રિય સરકાર રાજ્યોનું સર્જન છે. રાજ્યો એને અસ્તિત્વમાં લાવ્યાં હોવાથી રાજ્યોની સાથે જ તેનું અસ્તિત્વ અને પતન હોય છે. રાજ્યોને તમામ સત્તા હોય છે. કેન્દ્ર સરકારને કશી વધુ સત્તાઓ નથી હોતી સિવાય કે કાયદા દ્વારા તેને અપાઇ હોય તે. આવી ક્ન્દ્ર સરકાર સંગઠનમાંની કેન્દ્ર સરકાર કરતાં ગમે તેટલી મજબૂત હોય તો પણ, મારા મતે, ભારતની જરૂરિયાતો પૂરતી મજબૂત નહિ હોય. મારુ મંતવ્ય એવું છે કે રાષ્ટ્રીય સરકારનું સ્થાન એવું હોવું જોઇએ કે તે પ્રાંતિક સરકારોની રૂએ ઊભી છે તેવું લાગવું જોઇએ નહિ. વાસ્તવમાં તેની સ્થિતિ એટલી સ્વતંત્ર હોવી જોઇએ કે તમામ પ્રાંતિક સરકારો નાશ પામી હોય અથવા સદંતર જુદી સંસ્થાઓમાં પરિવર્તિત થઇ હોય તેમ છતાં પણ તે હયાત હોવી જોઇએ એટલું જ નહિ બલકે પ્રાંતિક સરકાર બળવાના કારણે અથવા અન્યથા કામ કરતી બંધ થઇ હોય ત્યારે પણ પ્રાંતિક વહીવટ ચલાવવાની તેને સત્તા હોવી જોઇએ. પરિણામે, પ્રશ્નના આ પાસા અંગે હું નીચેની ભલામણો કરું છું : (૧) તમામ શેષ સત્તાઓ કેન્દ્ર સરકાર પાસે હોવી જોઇએ, (૨) દેશના હિતને બાધ આવે એવી રીતે કામગીરી કરતા માથાભારે કે બળવાખોર પ્રાંત પર સખ્તાઇ વાપરવા કેન્દ્ર સરકારને ખાસ સત્તા આપવી જોઇએ, (૩) પ્રાંતિક સરકાર કામ કરતી ન હોય તેવા પ્રસંગે તેને આપેલી તમામ સત્તાઓ કેન્દ્ર સરકારમાં પરત થશે અને (૪) કેન્દ્રીય વિધાનમંડળની ચૂંટણી સીધી થશે.



## પ્રકરણ : ૨

# તાજના સંદર્ભમાં પ્રાંતિક સરકાર

**૧૧૫.** પ્રાંતિક સ્વાયત્ત સરકાર મેળવવાના હેતુ માટે કેવળ પ્રાંતિક સરકાર અને કેન્દ્ર સરકાર વચ્ચે યોગ્ય સંબંધ નિયત કરવો પૂરતું નથી. પ્રાંતિક સરકારનો દરજ્જો નિયત કરવો પણ જરૂરી છે. તેઓના બાહ્ય સંબંધોની બાબતમાં મુખ્યત્વે આ બાબતનું વ્યવહારુ મહત્ત્વ છે. પ્રાંતોને કોઈ આંતરરાષ્ટ્રીય દરજજો ન હોઈ શકે એ કહેવાની જરૂર નથી. પરંતુ તેઓના ગૃહવિભાગ સાથેના સંબંધનો પ્રશ્ન જુદી જ ભૂમિકા પર ઊભો છે અને તેનો સહેલાઈથી નિકાલ કરી શકાય નહિ. એ સ્પષ્ટ છે કે પ્રાંતિક અને ગૃહ સરકાર વચ્ચેના સંબંધનું સ્વરૂપ ગમે તે હોય પણ તે, દેશના બંધારણીય કાયદા સાથે સુસંગત હોવું જોઈએ. પ્રાંતના સ્વતંત્ર રાજકીય અસ્તિત્વના પ્રમાણ દ્વારા પ્રશ્ન પરત્વે જોવાનો દૃષ્ટિકોણ નક્કી કરવો જોઈએ. શું પ્રાંતોને સ્વતંત્ર રાજકીય અસ્તિત્વથી એટલા બધા વંચિત હોવાનું ગણવાનું છે કે તેઓને ખુદ ભારતથી પર હોય એ પ્રમાણે અજાણ અને અમાન્ય સ્થાનિક સરકારના વિસ્તારો સાથે તુલનાપાત્ર કેવળ આંતરિક વિભાગો જ ગણવાના છે ? જો એમ હોય, તો ઈમ્પીરિયલ સરકાર કેવળ ભારતીય સત્તાને એટલે કે કેન્દ્ર સરકારને જ ઓળખશે અને ભારતને સ્પર્શતી તમામ બાબતો અંગે તે સરકારને જ લખશે અને માત્ર તેની મારફત જ પત્રવ્યવહાર મેળવશે. બીજી બાજુ, શું પ્રાંતિક સરકારોને કાયદાની દૃષ્ટિએ સ્વતંત્ર રાજકીય અસ્તિત્વ છે ખરું ? જો તેઓને છે એમ કહી શકાતું હોય તો ઈમ્પીરિયલ સરકારે તેઓને માન્ય કરવી જોઈએ અને તમામ પ્રાંતિક બાબતો અંગે તેમની સાથે પત્રવ્યવહાર કરવો જોઈએ અને તેમના તરફથી જવાબ મેળવવો જોઈએ. પ્રાંતો માટે સ્વતંત્ર રાજકીય અસ્તિત્વ હવે સિદ્ધ થયેલી હકીકત છે. તેઓનું એક પ્રવૃત્તિનું ક્ષેત્ર હોય છે. જેમાં તેઓની પોતાની સત્તા હોય છે. સુધારાની સમગ્ર યોજના, પ્રાંતિક સરકારો કેન્દ્ર સરકારની તાબેદાર હોય તેની

વિરોધી છે. પ્રાંતનો મુખ્ય કારોબારી વડો કેન્દ્ર સરકારના વડાનો નિયુકત નથી. તે પ્રાંતમાં ગવર્નર જનરલનો નહિ પણ તાજનો પ્રતિનિધિ છે.

**૧૧૬.** જેમાં પ્રાંતિક સરકારોને સીધા ગૃહ સરકાર સાથે વ્યવહાર કરવાનો અધિકાર છે તેવી કઈ બાબતોને માન્ય કરી શકાય ? પ્રાંતિક સરકારો વતી એવો દાવો કરી શકાય કે તેઓને કેન્દ્ર સરકારની ડખલ વગર સીધા ગૃહ સરકાર સાથે વ્યવહાર કરવાનો અધિકાર રહેશે. જેમાં તેને આવો અધિકાર હોવો જોઈએ. એ બાબતોમાં અનામત, પ્રાંતિક કાયદો મંજૂર કરવો કે નામંજૂર કરવો, પ્રાંતિક ગવર્નરોની નિમણૂક અને રૂખસત અને તેઓની સૂચનાઓ, પ્રાંતિક બંધારણોનો સુધારો અને પ્રાંતિક સરકારોની જ કેવળ હોય તેવી બીજી બાબતોનો સમાવેશ થાય છે. બેમાંથી એક પણ સરકારની જ કેવળ ન હોય તેવી બાબતોનું શું ? મારું સૂચન છે કે જેમાં કેન્દ્ર સરકારને કાયદાની સર્વોચ્ચ સત્તા હોય તેવા કેસોમાં કેન્દ્ર સરકાર ભારતનો એક માત્ર પ્રતિનિધિ છે. પરંતુ, કેન્દ્ર અને પ્રાંતિક સરકારની સહવર્તી હકૂમતમાં આવતી બાબતો અંગે પ્રાંતિક સરકારને સીધા પ્રતિનિધિત્વનો અધિકાર હોવો જોઈએ.

**૧૧૭.** પ્રાંતોના રાજકીય અસ્તિત્વને ભારત સરકારની સ્વતંત્ર હસ્તી તરીકેની વાસ્તવિકતા આપવી હોય તો પ્રાંતિક કારોબારી અને પ્રાંતિક વિધાનમંડળમાં તાજનું પ્રતિનિધિત્વ હાલમાં છે તેના કરતાં વધુ વ્યકત બનાવવું જોઈએ. હાલના કાયદા હેઠળ સેક્રેટરી ઑફ સ્ટેટે તાજને તદ્દન પશ્ચાદ્ભૂમિમાં મૂકી દીધો છે અને હકીકતમાં તેનું સ્થાન પચાવી પાડયું છે. ભારત માટે 'સેક્રેટરી ઑફ સ્ટેટનો' હોદ્દો સંસ્થાનો માટે સેક્રેટરી ઑફ સ્ટેટના હોદ્દાની સમાન છે. પરંતુ બંનેનાં કર્તવ્યો અલગ છે. સંસ્થાનો માટેના સેક્રેટરી ઑફ સ્ટેટનું કંઈ પણ સ્થાન સ્વતંત્ર રાજયોના બંધારણીય કાયદામાં નથી. તમામ સ્વતંત્ર રાજયોના બંધારણીય કાયદામાં તેઓની જાહેરાતમાં ભારપૂર્વક જણાવાયું છે કે તેઓની કારોબારી અને વૈધાનિક સરકાર તાજમાં નિહિત છે. ગવર્નમેન્ટ ઑફ ઈન્ડિયા અધિનિયમની કલમ ૨ માં સેક્રેટરી ઑફ સ્ટેટનો ચોકકસ કાનૂની દરજજો બંધાયો છે. સેક્રેટરી ઑફ સ્ટેટની સ્થિતિ એટલી મજબૂત છે કે તે તાજ પર તદ્દન છવાઈ ગયા છે. વાસ્તવમાં, કલમ ૧ માં અછડતા ઉલ્લેખ સિવાય ગવર્નમેન્ટ ઑફ ઈન્ડિયા અધિનિયમમાં તેમનો કોઈ ઉલ્લેખ નથી. આ માટેનાં કારણો બેશક ઐતિહાસિક છે. ઐતિહાસિક ભેદ ગમે તે હોય પણ હકીકત એ છે કે સ્વતંત્ર રાજયનો કાયદો

સેક્રેટરી ઑફ સ્ટેટને માન્ય નથી કરતો જયારે ભારતીય કાયદો માન્ય કરે છે. પરિણામે સંસ્થાનો માટેના સેક્રેટરી ઑફ સ્ટેટ સ્વતંત્ર રાજયો પર શાસન નથી કરતા. તેમની ફરજ તાજને સલાહ આપવાની છે કે સ્વતંત્ર રાજયની સરકારોનાં અમુક કૃત્યો મંજૂર રાખવાં કે નામંજૂર કરવાં. બીજી બાજુ સેક્રેટરી ઑફ સ્ટેટ કેવળ તાજના સલાહકાર નથી. ગવર્નમેન્ટ ઑફ ઇન્ડિયા અધિનિયમની કલમ ૨ દ્વારા તેમને સરકારની પૂરેપૂરી સત્તાઓ આપવામાં આવી છે.

**૧૧૮.** કલમ ૨ માં જણાવેલી જોગવાઈઓને કોઈ પણ સંજોગો હેઠળ વાજબી ઠરાવી શકાય નહિ. તેઓ તાજની સ્થિતિને લાંછન લગાડનારી છે અને સેક્રેટરી ઑફ સ્ટેટની સાચી સ્થિતિને વિકૃત બનાવનારી છે. તેમાંથી પ્રાંતિક સરકારોની સ્થિતિનું ખોટું ચિત્ર મળે છે. ૧૯૧૯ પહેલાં કલમ ૨માંની જોગવાઈઓનું વાજબીપણું ગમે તે હોય પરંતુ તે વર્ષમાં શરૂ થયેલા ફેરફારોએ તે તદ્દન દૂર કર્યું છે. સરકારની સત્તાઓ લોકોને તબદીલ કરી હોવાથી તે સત્તાઓ સેક્રેટરી ઑફ સ્ટેટના હાથમાં રાખવી શકય નથી. તેમ કરવું એટલે ગંભીર સંઘર્ષની શકયતાઓથી ભરેલી બેવડી સરકારની પદ્ધતિ દાખલ કરવી. તેથી હું ભલામણ કરું છું કે ગવર્નમેન્ટ ઑફ ઇન્ડિયા અધિનિયમની કલમ (૨) કમી કરવી જોઈએ અને નીચેના અર્થવાળી બે નવી કલમો ઉમેરવી જોઈએ :

(I) પ્રાંતની વૈધાનિક સત્તા પ્રાંતિક સંસદમાં નિહિત રહેશે. એવી પ્રાંતિક સંસદ, રાજા, રાજાની કાઉન્સિલ અને પ્રતિનિધિઓની કાઉન્સિલની બનેલી રહેશે અને અહીં હવે પછી તેને "પ્રાંતિક વિધાનમંડળ" કહેવામાં આવશે.

(II) પ્રાંતની કારોબારી સત્તા રાજામાં નિહિત છે અને તેનો ઉપયોગ રાજાના પ્રતિનિધિ તરીકે ગવર્નર દ્વારા કરી શકાય છે અને તે બંધારણના અમલ અને નિભાવને અને પ્રાંતના કાયદાને લાગુ પડે છે.

ભારત સરકારમાં તાજની સ્થિતિ અંગેની આવા જ અર્થવાળી કલમો ૧૯૧૯ના અધિનિયમમાં ઉમેરવી જોઈએ. આવા ફેરફારથી તાજને અને સેક્રેટરી ઑફ સ્ટેટને તેમની સાચી સ્થિતિમાં મૂકવામાં મદદ મળશે. એટલું જ નહિ બલકે ભારતના બંધારણીય કાયદાને સ્વતંત્ર રાજયોના બંધારણીય કાયદાની સમાંતર લાવવામાં પણ મદદ મળશે.



# પ્રકરણ : ૧
# સેવાઓની પુનરચના

**૧૧૯. સેવાઓ અલગ કરવી** - ભારતમાંની રાજય સેવાઓની હાલની રચના, ૧૮૮૬-૮૭માં ભારતની રાજય સેવા અંગે તપાસ કરનાર ઍચીસન કમિશનની ભલામણોનું પરિણામ છે. આ કમિશનની નિમણૂક પહેલાં મોટા ભાગની ઊંચી જવાબદારી અને મળતરવાળી મુલકી જગ્યાઓને યુરોપમાંથી ભરતી કરાતી વ્યકિતઓ દ્વારા ભરવામાં આવતી હતી. કમિશને ભલામણ કરી કે ઇંગ્લેન્ડમાં અધિકારીઓની ભરતી મોટા ભાગે ઘટાડવી અને ઊંચી નિમણૂકો ભારતમાં ભરતી કરાતી વ્યકિતઓથી ભરવી. પરિણામે ઇંગ્લેન્ડમાં ભરતી કરાતા અધિકારીઓની ઇમ્પીરીયલ સેવાઓ બની અને સ્થાનિક ધોરણે ભરતી કરાતા અધિકારીઓની પ્રાંતિક સેવાઓ બની. આ બંને સેવાઓના અધિકારીઓના પગાર, રજા અને પેન્શન સ્વતંત્ર આધાર પર નિયત કરાયાં અને એકબીજા સાથે સંબંધ ન હતો. મારા અભિપ્રાય મુજબ સમય આવ્યો છે કે હવે દરેક પ્રાંત તેની પોતાની મુલકી સેવાઓ રચવા માટે સ્વતંત્ર હોય. આના માટે સેવાઓનું અખિલ ભારતીય સ્વરૂપ બંધ થવું જોઈએ. ભારત સરકારે કેન્દ્ર સરકારને સોંપી દીધાં હોય તેવાં જુદાં જુદાં ખાતાંના સંચાલન માટે કેન્દ્ર સરકારની તેની પોતાની જરૂરિયાતોને પહોંચી વળવા માટે કેન્દ્રીય મુલ્કી સેવા હોવી જોઈએ અને તેમાં ભરતી કરાયેલી વ્યકિતઓને કોઈ પણ પ્રાંતિક સરકારો હેઠળ કામગીરી બજાવવાનું જણાવવું જોઈએ. એજ પ્રમાણે દરેક પ્રાંતિક સરકારની તેની પોતાની નોકરી માટેની અલગ કેવળ તેની પોતાની જરૂરિયાતો માટેની પ્રાંતિક મુલકી સેવા હોવી જોઈએ. ઇમ્પીરિયલ સેવાના અને પ્રાંતિક સેવાના સભ્યોને ભારતમાં ગમે તે ભાગમાં નોકરી કરવાનું જણાવવામાં આવે છતાં તેમનું અખિલ ભારતીય સ્વરૂપ માત્ર નામનું જ છે.

૧૨૦. મુલકી સેવાની રચનામાં સુધારાનાં ઘણાં કારણો છે. કેન્દ્રીય સેવાઓને અલગ કરવાનો અર્થ એ છે કે તેઓ ભારત સરકારને હસ્તક હોય છે અને પ્રાંતિક સેવાઓ પ્રાંતિક સરકારોના હસ્તક હોય છે. જો હાલની પદ્ધતિ ચાલુ રાખવામાં આવે તો મંત્રીવિષયક જવાબદારીનું ભાન રહેવું કઠિન બનશે. ગવર્નમેન્ટ ઓફ ઈન્ડિયા અધિનિયમની કલમ ૯૬(બી) મુજબ ભારતમાંના રાજય કર્મચારીઓ તાજની ખુશી દરમિયાન જ પોતાની જગ્યા પર ટકી રહેતા. પરંતુ હિઝ મેજેસ્ટી તેને હોદ્દા પરથી દૂર કરવા માગે ત્યારે મંત્રીઓને નિર્ણય કરવાની અધિનિયમમાં સત્તા ન હતી. જો કે તેને નિમણૂક આપતી સત્તાને તેવો અધિકાર આપવામાં આવ્યો હતો અને બરતરફ થયેલા અધિકારીને સેક્રેટરી ઓફ સ્ટેટને અપીલ કરવાનો અધિકાર આપવામાં આવ્યો છે આવી જોગવાઈથી કોઈ પણ મંત્રી ગમે તેટલો શક્તિશાળી હોય તો પણ જે માટે મંત્ર વિધાનમંડળને જવાબદાર હોય તેવી નીતિનું પાલન નહિ કરનાર મુલકી સેવાન માથાભારે સભ્ય સામે લાચાર થઈ જાય છે. મંત્રીવિષયક જવાબદારીમાં મંત્રીએ પોતાન તાબામાં કામ કરતા અધિકારીની ભૂલ બદલ તેની સાથે અસરકારક રીતે કામ લેવા જરૂરી બની જાય છે. મંત્રીને એ પણ સત્તા હોય છે કે તેમની પાસે કેટલા અધિકારીઅ હોવા જોઈએ તેનો નિર્ણય કરવો. મંત્રી એમ પણ કરી શકે છે કે કઈ જગ્યા પર કો મૂકવો. પણ હાલની જોગવાઈઓમાં મંત્રીને એ છૂટ નથી કે અત્યંત જરૂરી હોય તેવ સત્તાનો તે ઉપયોગ કરી શકે. આ અસંગતિનો ખ્યાલ સુધારા દાખલ કરાયા પછ તરત નિમાયેલા **લી કમિશનને** આવ્યો હતો. તે કમિશને એવી ભલામણ કરી હત કે અખિલ ભારતીય ધોરણે તબદીલ ખાતામાં વધુ ભરતી કરવી જોઈએ નહિ અ તેમના માટે જરૂરી કર્મચારીગણ હવેથી પ્રાંતિક સરકારો દ્વારા ભરતી કરાશે અને તેમ નિમણૂક કરાશે. આના પરિણામે પ્રાંતોને અધિકારીઓની ભરતી માટેનો નિયમ ઘડવા સત્તા આપવામાં આવી છે. મેં જે સુધારો સૂચવ્યો છે તે આ સિદ્ધાંતનું જ વિસ્તર છે. પૂરેપૂરી જવાબદાર સરકારની પદ્ધતિ હેઠળ અનામત અને તબદીલ વચ્ચેનો ભે ભૂંસાઈ જશે તેથી આ વિસ્તરણને હવે વિલંબમાં નાખવું જોઈએ નહિ.

૧૨૧. અલગ અને સ્વતંત્ર પ્રાંતિક મુલકી સેવાનો બીજો ફાયદો એ થશે તેનાથી પ્રાંતિક સરકારોને પ્રાંતની સેવાઓના કાડરમાં ફેરફાર કરવાની છૂટ રહે અખિલ ભારતીય પદ્ધતિની ખામી એ છે કે મંત્રીને ખાતરી થાય કે એવી ઘા વધારાની જગ્યાઓ છે જેના પર અખિલ ભારતીય સેવાના સભ્યો છે અને તેની મો

ભાગની ફરજો પ્રાંતિક સેવાઓના ઓછા પગારદાર અધિકારીઓ કાર્યક્ષમતાથી અદા કરે છે ત્યારે તેવી જગ્યા નાબૂદ કરવાનું કે તેને પ્રાંતિક સેવાના કાડરમાં તબદીલ કરવાનું જો તે વિચારે તો તેમ કરવાની તેમને સત્તા નથી હોતી. કારણ કે અધિનિયમ હેઠળ તેમને સત્તા નથી હોતી. બહુ બહુ તો મંત્રી એટલું કરી શકે કે તે જગ્યા મોકૂફ રાખી શકે અથવા પ્રાંતિક સેવાના અધિકારીને લાંબી મુદત સુધી તેના પર કામગીરી બજાવવા દઇ શકે. પરંતુ અહીં પણ તેમની સત્તાઓ મર્યાદિત છે. કારણ કે નિયમો હેઠળ મંત્રી, સેક્રેટરી ઑફ સ્ટેટની મંજૂરી વિના નિયત સંખ્યાના મહિના ઉપરાંત આમ કરી શકતા નથી. સેવાઓની અખિલ ભારતીય રચનામાંથી ઊભી થતી આ અત્યંત ગંભીર મર્યાદા છે કારણ કે જેના માટે સુધારેલી પરિષદ તેની સ્થાપના થઇ ત્યારથી માગણી કરતી આવી છે તે અર્થતંત્રના ઉદ્દેશો સિધ્ધ કરવામાં તેના કારણે અંતરાય ઊભો થાય છે.

૧૨૨. પ્રાંતિક મુલકી સેવાની સ્વતંત્ર પધ્ધતિના માત્ર આટલા જ ફાયદા નથી. સેવાના અખિલ ભારતીય સ્વરૂપના કારણે પગાર, રજા, ભથ્થાં, બઢતીઓ અને પેન્શન અંગેની નોકરીની શરતોની એકરૂપતા પ્રાંત પર નાખવામાં આવે છે. મારી દલીલ એ છે કે આવી એકરૂપતાના કારણે મુકાબલે ગરીબ પ્રાંતોનાં નાણાકીય સાધનો પર ભારે મુશ્કેલીઓ આવી પડે છે. તેઓ સેવા માટે આપી શકે તેનાથી વધુ તેમણે આપવાની ફરજ પડે છે. આમ પણ કહી ન શકાય કે તમામ પ્રાંતોમાં પગારનું એકસરખું ધોરણ, જીવનધોરણ સમાન બનાવવા માટે જરૂરી છે. એ એક વિચિત્રતા છે કે સ્થાનિક પરિસ્થિતિઓમાં તફાવત હોવાને કારણે મોજશોખમાં એ જ ધોરણો તદ્દન જુદા પગાર પર બે જુદા પ્રાંતોમાં હોઇ શકે છે. જો આવું થતું હોય તો આવી એકરૂપતા ભારરૂપ કે અન્યાયી હોય ત્યારે શા માટે પગારમાં એકરૂપતાનો અમલ કરવો જોઇએ.

૧૨૩. નોકરીની શરતોમાં એકરૂપતાની આવશ્યકતા સીધેસીધી મુલકી સેવાના અખિલ ભારતીય સ્વરૂપમાંથી પણ ઊભી થતી હોય છે અને સેવાનું તેવું સ્વરૂપ જતું નહિ રહે ત્યાં સુધી તે પણ નહિ જાય. સ્વતંત્ર પ્રાંતિક સેવાની રચના એ આ ઉદ્દેશ સિધ્ધ કરવાનું એક સાધન છે અને ખાસ કરીને જ્યારે એ ઉદ્દેશ પાર પાડવાથી વહીવટનું ખર્ચ પતી જતું હોય અને પ્રાંતોને તેમના પોતાના કામકાજની વ્યવસ્થા કરવાની પૂરી છૂટ મળતી હોય ત્યારે એને આવકારવું જોઇએ. અલબત્ત આનો અર્થ

એ થાય કે રાજય સેવામાં ભરતીની બાબતમાં સેક્રેટરી ઓફ સ્ટેટ વિરુધ્ધ પ્રાંતિક સરકારોની સ્થિતિમાં ધરમૂળથી ફેરફાર કરવો જોઇએ. સેક્રેટરી ઓફ સ્ટેટ પ્રાંતોને આપે તેટલી જ વ્યક્તિઓની સેવાનો ઉપયોગ કરતાં સત્તાતંત્રો તરીકે પ્રાંતોએ હવે બંધ થવું જોઇએ. આવી પધ્ધતિ ચાલુ રહેશે ત્યાં સુધી સેક્રેટરી ઓફ સ્ટેટ પોતે હમણાં ભોગવે છે તે ગવર્નમેન્ટ ઓફ ઇન્ડિયા અધિનિયમની કલમ ૯૬બી હેઠળની સત્તાઓની માગણી કરશે જ. મુલકી સેવા પર સેક્રેટરી ઓફ સ્ટેટ આવી સત્તા જમાવે તે સામે મંત્રીઓએ ઘણું કહ્યું છે અને તેનું કારણ એ જણાવ્યું છે કે તેનાથી જવાબદાર સરકાર અશક્ય બની જાય છે એ ટીકા સંપૂર્ણ કાયદેસર છે. પરંતુ જેઓ આ ટીકા કરે છે તેઓને એ હકીકતનું ભાન નથી કે આ સત્તાઓ સેક્રેટરી ઓફ સ્ટેટ ભરતી કરતા અધિકારી મટી જાય ત્યારે જ તેમની પાસેથી લઇ લેવામાં આવી શકે.

**૧૨૪.** સેવાઓને અલગ કરવાનો આ સુધારો જો અમલમાં મૂકાય તો હું પ્રાંતિક મુલકી સેવાઓનું નીચેનું વર્ગીકરણ સૂચવું છું :

## પ્રાંતિક મુલકી સેવા

| ઉપલી સેવા | તાબાની સેવા | કારકુની સેવા | નીચલી સેવા |
|---|---|---|---|

હાલની આઇ.સી.એસ.ની સમકક્ષ વર્ગ-૧ની અને ઇમ્પીરિયલ સેવાઓ

હાલની પ્રાંતિક સેવાઓની સમકક્ષ વર્ગ-૨ની સેવાઓ

## પ્રાંતિક મુલકી સેવા માટેની ભરતી કરનાર સંસ્થા

**૧૨૫.** વિચારણા માટેનો બીજો પ્રશ્ન એ છે કે સેક્રેટરી ઓફ સ્ટેટ ભરતી કરવા કાર્ય બંધ કરે ત્યારે પ્રાંતિક મુલકી સેવાને લગતી બાબતોનો હવાલો કઇ એજન્સી પાસે હોવો જોઇએ. હું સ્વીકારું છું કે મુલકી સેવાને રાજકીય અસરના અનિષ્ટથી મુક્ત રાખવા માટે મુલકી સેવામાં ભરતી અને નિયંત્રણનું કાર્ય મંત્રીઓથી સ્વતંત્ર એવ સત્તા પાસે રાખવું જોઇએ. હું એ કહેવા તૈયાર છું કે આવી કામગીરી માટે પ્રાંતિ

મુલકી સેવા કમિશનની રચના કરવી જોઇએ. એકલી નાણાકીય વિચારણની દૃષ્ટિએ જ આ દરખાસ્ત બહુ મોટી લાગે છે. તેમ છતાં હું એવા સૂચન સાથે સંમત થાઉં છું કે દરેક પ્રાંતમાં સેવાની બાબતોની વિચારણા એક પૂરા સમયના અધિકારીને ખાસ પ્રકારે સોંપવી જોઇએ. આવા અધિકારી રાજય સેવા કમિશન અને સ્થાનિક સરકાર વચ્ચેના સંપર્ક અધિકારી રહેવા જોઇએ.

## ૨. સેવાઓનું ભારતીયકરણ

૧૨૬. **(૧) ભારતીયોની ભરતી :** ભારતીયકરણનો કેસ ૧૯૧૫માં ઈસ્લીંગ્ટન કમિશને સ્વીકાર્યો હતો. સંયુક્ત અહેવાલના ઘડવૈયાઓએ સુધારાની સફળતાના સંબંધ પર ભાર મૂકયો હતો અને લી કમિશને જુદી જુદી સેવાઓમાં ભારતીયો અને યુરોપિયનો વચ્ચેના પ્રમાણને મુકરર કરીને તેનો અમલ કર્યો હતો. તેથી એવી દલીલ જરૂરી નથી કે ભારતીયકરણ માટેનો કેસ સાવ નવો છે. કહેવાનું જરૂરી છે તે આટલું છે કે ઇસ્લીંગ્ટન કમિશનની નિમણુક અને લી કમિશનની નિમણુક વચ્ચેના સમયગાળા દરમિયાન આ પ્રશ્ન અંગેનો દૃષ્ટિકોણ સંપૂર્ણ બદલાઇ ગયો હતો. ઈસ્લીંગ્ટન કમિશનના સમયમાં પ્રશ્ન એ હતો કે , "કેટલા ભારતીયોને રાજય સેવાઓમાં પ્રવેશ આપવો ? લી કમિશનના સમયમાં એ પ્રશ્ન એવો થયો હતો કે, "હજી ભરતી કરવા જોઇએ એવા અંગ્રેજોની ઓછામાં ઓછી સંખ્યા કેટલી છે ? મને કહેતાં આનંદ થાય છે કે લી કમિશને આ બદલાયેલા દૃષ્ટિકોણને પૂરેપૂરો માન્ય રાખ્યો. હવે જરૂરી એ છે કે ભારતીયો અને યુરોપિયનોનું પ્રમાણ તૈયાર કરવા માટે લી કમિશને લીધેલા સિધ્ધાંતોમાં જરૂરી ફેરફારો નક્કી કરવા જેથી ભારતીયકરણની ગતિ વધારી શકાય. આવા પ્રમાણને લાગુ પાડવી જોઇએ એ વિચારણા, મારા મતે, વિભાગની જરૂરિયાત અને તેમના સંચાલન માટે લાયકાત ધરાવતા ભારતીયોની ગુણવત્તા હોવી જોઇએ. જો આ વિચારણાઓને અપનાવાય તો લી કમિશને નક્કી કરેલા પ્રમાણને, કાયદો અને વ્યવસ્થા, વન અને બીજાં ટેકનીકલ ખાતાં સિવાયના તમામ ખાતામાં ભારતીયોની તરફેણમાં ફેરવવા જોઇએ.

૧૨૭. **ભારતીયોને ચુકવણી :** હું ભારતીયકરણનો આગ્રહ રાખું છું તે તેની પોતાની ગુણવત્તાને કારણે જ નહિ બલકે તેનું કારણ એ પણ છે કે પ્રાંતની નાણાકીય સ્થિતિ પર તેની સંભવિત અસર શી પડશે ? કારણ કે મને આશા છે કે ભારતીયકરણને

વહીવટમાં કરકસરને તાબે થવું પડશે. હું અંગત રીતે એ જોઇ શકતો નથી કે શા માટે ભારતીયો અને યુરોપિયનોને પગારની સમાનતાને અખિલ ભારતીય સેવાના સભ્યપદના જરૂરી પરિણામ તરીકે ગણવી જોઇએ. ગુણવત્તાની દૃષ્ટિએ આ પ્રશ્ન જોઈએ તો મને ખાતરી થઈ છે કે રાજય સેવાઓના બન્ને વર્ગો માટે સમાન મહેનાતાણા માટે કોઇ તાર્કિક વાજબીપણું નથી. એક વર્ગમાં તેમના પોતાના ઘરમાંથી દેશવટો અપાયેલા અને જયાં તેઓ પોતાનાં સંતાનોને યોગ્ય શિક્ષણ આપી શકે કે તેઓનું આરોગ્ય જાળવી શકે તેવું વિચારી શકતા ન હોય તેવા હજારો માઇલ દૂર આવેલા દેશમાં નિમણૂક અપાયેલા રાજય કર્મચારીઓ છે. તેમને બેવડી વ્યવસ્થા કરવાની અને ઊંચા જીવનધોરણમાં રહેવાની ફરજ પડે તેવા સંજોગોમાં એવી વિચારણાઓ છે જે ભારતમાં પોતાનું વતન હોય તેવા મુલકી કર્મચારીઓને લાગુ પડતી નથી. તેઓના યુરોપિયન સાથીઓથી વિરુધ્ધ એવી પરિસ્થિતિમાં તેઓ એ દેશમાં કામ કરી રહ્યા છે જયાં તેઓ બેવડી વ્યવસ્થાની મુશ્કેલીઓથી મુક્ત છે અને તેઓને હવામાનની દૃષ્ટિએ અનારોગ્ય ભોગવવું પડતું નથી અને મુકાબલે નીચા જીવનધોરણમાં જીવવા માટે ટેવાયેલા હોય છે. તેમને વેઠવો પડતો નાણાકીય બોજ તેઓના યુરોપિયન સાથીઓની બાબતમાં હોય છે તેના કરતાં દેખીતી રીતે ઓછો હોય છે. તેઓની નોકરી બજાવવામાં આવા અંગત જોખમ અને બલિદાન વચ્ચેનો આવો ભેદ જો સ્વીકારાય તો મારા મતે તેઓને સમાન ધોરણે ચુકવણી કરવા અંગે કોઇ તાર્કિક વાજબીપણું નથી. વાસ્તવમાં, જો ભારતમાંના રાજય કર્મચારીઓના બંને વર્ગની કુલ સ્થિતિને સરખાવવામાં આવે તો એક બાબત ચોક્કસ છે. જો યુરોપિયન અધિકારીઓનું હાલનું વેતન પૂરતું હોય તો ભારતીય અધિકારીઓને અતિચુકવણી કરાય છે તે નિર્વિવાદ છે. તેમ છતાં જો એવી દલીલ હોય કે ભારતીય અધિકારીઓને અતિચુકવણી કરાતી નથી તો એવું ફલિત થાય છે કે યુરોપિયન અધિકારીઓને ઓછી ચુકવણી કરવામાં આવે છે. ગમે તે દૃષ્ટિકોણથી જોઇએ તો પણ ભારતીયો અને યુરોપિયનોને સમાન ચુકવણીની હાલની પ્રથા તદ્દન અસંતોષકારક છે. સમાન ચુકવણીની હાલની પ્રથા હેઠળ યુરોપિયનને પૂરતી ચુકવણી કરાય છે કે કેમ, પણ તેના ભારતીય સાથીને ચોક્કસ વધુ ચુકવણી કરાય છે. એવો મારો મત હોવાથી હું એ જોવા આતુર છું કે ભારતીય વસવાટ ધરાવતા રાજય કર્મચારીઓનું વેતન ધોરણ ઓછું હોય.

મને ખાતરી છે તે આ દલીલ, જુદી જુદી પ્રાંતિક સરકારોની નાણાકીય સ્થિતિ તપાસનાર દરેક ભારતીયને અપીલ કર્યા વિના નહિ રહે. મને ખબર છે કે કેટલાક ભારતીયો વેતનની અસમાનતાના આ સિધ્ધાંતના વિરોધી છે. આ વિરોધ એવા વર્ગમાંથી થાય છે જેના ભારતીયો મુલકી સેવામાં મોટા પ્રમાણમાં ભરતી થયા છે, અને જેઓ દેશના નેતા હોવાનો દાવો કરે છે. તેમની આ દલીલમાં કંઇ વજૂદ નથી, કારણ કે દરજ્જામાં અસમાનતા એ પગારમાં અસમાનતાનું જરૂરી પરિણામ નથી. એ નિંદ્ય છે કારણ કે એ સ્વાર્થપ્રેરિત છે. મારી વાત કરું તો હું ભારતીયકરણને વધારવાની તરફેણ કરું છું કારણ કે તેમાં કરકસરની મોટી ગુંજાશ રહેલી છે.

૧૨૮. **(૩) ભારતીયકરણ અને પછાત વર્ગોના હકદાવ-** એ વિચિત્ર બાબત છે કે દેશની રાજ્ય સેવાઓ ભારતીયો માટે ખુલ્લી હોય છે તેટલા પૂરતું એ બ્રાહ્મણો અને સંલગ્ન જ્ઞાતિઓ માટે જ સુરક્ષિત થઇ ગઇ હોય છે. અ=બ્રાહ્મણો, દલિતો અને મુસ્લિમોને લગભગ તેમાંથી બાકાત રાખવામાં આવ્યા છે. રાજ્ય સેવાઓમાં તેમના ઉચિત હિસ્સા માટે તેઓ તીવ્ર ચળવળ ચલાવી રહ્યા છે. એ હેતુને લક્ષમાં રાખીને તેઓ ખુલ્લી સ્પર્ધા દ્વારા નિમણૂકની પધ્ધતિ સામે પસંદગી દ્વારા નિમણૂકની પધ્ધતિને પસંદ કરે છે. રાજયની કચેરીઓમાં નિમણૂકની બાબતોમાં રાજયને મન જ્ઞાતિ અને ધર્મની વિચારણા નહિ બલકે કાર્યક્ષમતા એજ માત્ર વિચારણા હોવાના કારણસર બ્રાહ્મણો અને સંલગ્ન જ્ઞાતિઓ તેનો મકકમ વિરોધ કરે છે. કાર્યક્ષમતા માત્ર શૈક્ષણિક ગુણવત્તાથી જ આવી શકે અને એજ માત્ર કસોટી હોઇ શકે એના પર આધાર રાખીને તેઓ એવો આગ્રહ રાખે છે કે રાજયની કચેરીઓમાંની જગ્યાઓ સ્પર્ધાત્મક પરીક્ષાઓના આધારે ભરવી જોઇએ. એવો દાવો કરવામાં આવે છે કે આવી પધ્ધતિથી, રાજય સેવાઓમાં પછાત વર્ગોના પ્રવેશને નિષિધ્ધ બનાવ્યા વગર કાર્યક્ષમતાનો હેતુ બર આવે છે. કારણ કે સ્પર્ધા પરીક્ષા તમામ જ્ઞાતિઓ અને ધર્મ માટે ખુલ્લી હોવાથી, આ કોમોનો ઉમેદવાર જો જરૂરી કસોટીમાં સંતોષકારક જણાય તો તેને માટેનો માર્ગ ખુલ્લો રહે છે.

૧૨૯. બ્રાહ્મણ અને સંલગ્ન જ્ઞાતિઓનું આ પ્રશ્ન પ્રત્યેનું વલણ બાહ્ય રીતે વાજબી લાગે છે. સ્પર્ધા પરીક્ષાની પધ્ધતિનું પરિણામ વાજબી ત્યારે ગણાય કે જયારે તમામ જ્ઞાતિઓ અને ધર્મો અમુક પ્રકારના સંજોગોમાં મુકાય. પરંતુ આવા સંજોગો

સર્જાય તેના પહેલાં રાજયની શૈક્ષણિક પધ્ધતિ પૂરતી લોકશાહી ઢબની હોવી જોઈએ જેમાં શિક્ષણ માટેની સગવડો પૂરતી વ્યાપક હોવી જોઈએ અને તમામ વર્ગો માટે હોવી જોઈએ જેમાંથી સારા રાજય કર્મચારીઓ આવવાનો સંભવ હોય તેવી સંપૂર્ણ હોવી જોઈએ. નહિતર , ખુલ્લી સ્પર્ધાની પધ્ધતિથી પણ મોટા ભાગના વર્ગોની ઉપેક્ષા થઈ જશે. આ પાયાની શરતનો ભારતમાં અભાવ છે જેથી, પછાત વર્ગોને સ્પર્ધા પરીક્ષાનાં પરિણામો પર રાજય સેવામાં પ્રવેશના સાધન તરીકે આધાર રાખવાનું કહેવું એટલે તેઓના ઉપર એક ભ્રમજાળ ફેંકવા બરાબર છે અને બહુ સાચું કહીએ તો પછાત વર્ગોએ એમાં ફસાવાનો ઈન્કાર કર્યો છે.

૧૩૦. તેથી, રાજય સેવાઓમાં પછાત વર્ગોનો પ્રવેશ ખુલ્લી સ્પર્ધાથી કરી શકાશે નહિ એમ માની લઈએ તો પ્રથમ પ્રશ્ન એ છે કે શું પછાત વર્ગોનો કેસ એમની તરફેણમાં વ્યવહાર કરવાનો છે ખરો ? તેઓ પોતાનો કેસ સબળ રીતે રજૂ ન કરે ત્યાં સુધી તેઓ, કાર્યક્ષમતા સિવાયની વિચારણાઓ દ્વારા ભરતીના સ્વીકૃત સિધ્ધાંતમાં કશા ફેરફારની આશા રાખી શકે નહિ. આ મહત્ત્વના પ્રશ્નમાં એમ જણાવતાં હું અચકાતો નથી કે પછાત વર્ગોનો પ્રભાવક કેસ છે.

૧૩૧. સૌ પ્રથમ, જેઓ કાર્યક્ષમતાને રાજય સેવાઓમાં ભરતી માટેનું એકમાત્ર ધોરણ ગણે છે તેઓને આધુનિક સમયમાં વહીવટ શું છે તેનો પૂરતો ખ્યાલ નથી. તેઓને મન વહીવટ એટલે વિધાનમંડળે ઘડેલા કાયદાને લાગુ પાડવાની પ્રક્રિયા. આ વહીવટના વ્યાપ અને મહત્ત્વની દૃષ્ટિએ ખૂબ અપૂર્ણ સમજ છે, આધુનિક સમયમાં વહીવટમાં રાજયના કાયદા સમજવા માટે કાનૂનોની ચકાસણી કરતાં કંઈ વધુ રહેલું છે. ઘણીવાર સમયના ભારણથી અથવા અનુકૂળતા ખાતર સરકારી ખાતાને અમુક કાયદાનો વહીવટ કરવા માટે નિયમો ઘડવાની વિસ્તૃત સત્તાઓ સોંપવામાં આવે છે. આવા કેસોમાં વહીવટ એટલે કેવળ કાયદો લાગુ પાડવો એ નથી. તેમાં, કાયદાનું બળ ધરાવતા નિયમો ઘડવાનો અને તેમને લાગુ પાડવાનો સમાવેશ થાય છે. સોંપણી દ્વારા કાયદો કરવાની આ પધ્ધતિ તમામ આધુનિક સરકારોનું સમાન લક્ષણ બની ગઇ છે અને આગામી વર્ષોમાં તે વધવાનો સંભવ છે. એ નિર્વિવાદ બાબત છે કે મોટા ભાગના લોકોના કલ્યાણને સ્પર્શતી કાયદો બનાવવાની આવી વિસ્તૃત સત્તાઓ, હકીકતમાં જે અમુક વર્ગ તેના ઉદ્દેશો અને હિતોની દૃષ્ટિએ, બાકીની વસ્તીનાં જીવન બળો સાથે

સહાનુભૂતિ નહિ ધરાવતા, તેઓની માગણીઓની પરવા નહિ કરતા, તેઓનાં દુ:ખદર્દો અને ઈચ્છાઓનો ખ્યાલ નહિ રાખતા અને શિક્ષણથી તેઓ શ્રેષ્ઠ થાય છે એવા સાદા કારણસર તેઓની આશા-અપેક્ષાઓ તરફ વેરવૃત્તિ રાખતા કોઈ એક અમુક વર્ગમાંથી લીધેલા વહીવટકર્તાઓના હાથમાં સુરક્ષિત રીતે મૂકી શકાય નહિ.

૧૩૨. પરંતુ એવું માની લઈએ કે વહીવટ એટલે બીજું કશું નહિ પરંતુ વિધાનમંડળે ઘડેલો કાયદો લાગુ પાડવાની પ્રક્રિયા, તો પણ, પછાત વર્ગોનો કેસ કોઈ પણ રીતે નબળો પડતો નથી. કારણ કે, અમુક જ્ઞાતિમાંથી લેવાયેલા અને જેના માનસમાં જ્ઞાતિની સભાનતા જાહેર ફરજની સભાનતા કરતાં વિશેષ હોય તેવા અધિકારીઓ પોતાની કોમના કલ્યાણ માટે અને સામાન્ય જનતાના નુકસાન માટે પોતાના હોદ્દાઓનો સહેલાઈથી વ્યભિચાર કરી શકે છે. સરકારી જમીનો ખેતી માટે ભાડે આપવાના કાયદાનો અમલ કરતા સાધારણ મામલતદારનો દાખલો લઈએ. બેશક તે કાયદાનો અમલ કરે છે, પણ તેમ કરવામાં તે પોતાના પક્ષપાત મુજબ પટેદારોને પસંદ કરશે અને કદાચ દેખાવમાં બિનકોમી લાગતાં હોવા છતાં હકીકતમાં કોમી કહી શકાય તેવાં કારણોસર પટેદારોની વિરુદ્ધ નિર્ણય કરે. બીજો દાખલો લઈએ એવા અધિકારીનો જેને વસ્તી ગણતરી ખાતામાં મૂકયા હોય જેમણે જુદી જુદી કોમોનું અને તેમના સામાજિક દરજ્જાનું નામાભિધાન કરવાના પ્રશ્નોનો નિર્ણય કરવાનો હોય. આવા અધિકારી અમુક જ્ઞાતિના હોઈને તેમના વહીવટ દરમિયાન પ્રતિસ્પર્ધી કોમને નામાભિધાન નહીં કરીને અન્યાય કરે એવું બને. પક્ષપાતી વલણના દાખલા જ્ઞાતિ અને ધર્મના કારણે જોવા મળતા હોય છે, પણ એક યા બીજા વાજબી દેખાતા કારણસર તેમને માફ કરી દેવાતા હોય છે. અમારા કમનસીબે આ સમિતિના બિનસરકારી સભ્યોને મોટા ભાગે બ્રાહ્મણ કોમમાંથી લેવામાં આવ્યા હતા જેઓને એની ખબર નહોતી કે તેઓની ભગિની કોમોના અધિકારો શા છે અને અમને એનીય માહિતી નહોતા આપતા કે તેઓએ કયા ધોરણે કામ કરવાનો નિર્ણય કર્યો છે. ઓછેવત્તે અંશે તો એ પીઠમાં ખંજર ભોંકયા જેવું જ હતું."

૧૩૩. આ અનિવાર્ય છે. વર્ગશાસન એટલે વર્ગના હિત અને વર્ગનાં પૂર્વગ્રહોના અર્થમાં શાસન. જો આવાં પરિણામો અનિવાર્ય હોય તો પ્રામાણિક લોકોના મનમાં પ્રશ્ન ઉઠવાનો જ કે કાર્યક્ષમ સરકારે શું આપણને સારી સરકાર પણ આપી છે ખરી?

જો ના, તો એનો ઉપાય શું છે ? બ્રાહ્મણ અને સંલગ્ન જ્ઞાતિઓના અધિકારીઓના વર્ગ પૂર્વગ્રહને કારણે તેમની કાર્યક્ષમતાથી થતા લાભને નિરર્થક બનાવી દીધા છે અને એકંદરે શુભ કરતાં અશુભ વધુ થયું છે. આનો ઉપાય મને એક દેખાય છે તે એ છે કે જુદી જુદી કોમોનું રાજય સેવામાં સંમિશ્રણ કરવું. આનાથી કદાચ થોડે અંશે કાર્યક્ષમતા આવશે; પણ તેનાથી વર્ગ પૂર્વગ્રહનાં અનિષ્ટોને અત્યંત કિંમતી સુધારનાર બળ મળશે. આ વધુ જરૂરી બની ગયું છે કારણ કે દેશમાં હમણાં જે ઝઘડા થઇ રહ્યા છે તે જોતાં એવું લાગે છે. બ્રાહ્મણો અને અબ્રાહ્મણો, હિંદુઓ અને મુસ્લિમો, સ્પૃશ્યો અને અસ્પૃશ્યો વચ્ચે તમામ અસમાનતાઓ નષ્ટ કરવા માટે સંઘર્ષ થઇ રહ્યો છે અને સમાનતા સ્થાપવા માટે જે યુધ્ધ ખેલાઇ રહ્યું છે તેની અસરમાંથી, તેની કડવાશમાંથી ન્યાયાધીશો, મેજિસ્ટ્રેટો, મુલકી કર્મચારીઓ અને પોલીસ બચી શકવાના નથી અને આ સંઘર્ષો સાચા છે કે ખોટા તેનો નિર્ણય તેમણે કરવાનો છે. સંઘર્ષ કરતી કોમોના તેઓ સભ્યો હોવાથી તેઓએ પક્ષકાર બન્યે જ છૂટકો અને તેના પરિણામે જનતાએ તેમના કર્મચારીઓમાં મૂકેલા વિશ્વાસને ભારે નુકસાન થશે.

૧૩૪. અત્યાર સુધી મેં વહીવટી ઉપયોગિતાનાં કારણોસર પછાત વર્ગોનો કેસ વિચાર્યો છે. પરંતુ નૈતિક કારણો પણ છે કે તેઓને શા માટે રાજય સેવામાં આવવાની તક નહિ આપવી. રાજય સેવામાંથી કોઇ વ્યક્તિને બાકાત રાખવાના કારણે ઊભા થતાં નૈતિક અનિષ્ટો સ્વ. શ્રી ગોખલેએ સુંદર શબ્દોમાં વર્ણવ્યા છે કે, "વિદેશી એજન્સીની અધિક કિંમત એ જ માત્ર અનિષ્ટ નથી. નૈતિક અનિષ્ટ પણ છે જે એનાથી પણ મોટું છે. હાલની પધ્ધતિમાં ભારતીય જાતિને વહેંતિયા કે ઠીંગુજીઓ બનાવવાનું ચાલી રહ્યું છે. આપણે આપણા જીવનમાં સદાય લઘુતાગ્રંથિના વાતાવરણમાં જીવવું પડે છે અને આપણામાંના જે મૂઠી ઊંચેરા માનવીઓ છે તેઓને પણ હાલની પધ્ધતિની અનિવાર્યતાઓ સામે ઘૂંટણિયે પડવું પડે છે. હાલની પધ્ધતિ હેઠળ આપણી માનવતા આપણને જેટલા ઊંચા બનાવી શકે તેટલા ઊંચા બનવાનું આપણા હાથમાં નથી રહેવા દીધું. દરેક સ્વશાસન કરતા લોકોમાં જે નૈતિક ઉન્નતિની ખુમારી હોય છે તે આપણને લાગી શકે એમ નથી. દુરુપયોગ માત્રથી આપણી વહીવટી અને લશ્કરી પ્રતિભા ક્રમશઃ નષ્ટભ્રષ્ટ થઇ રહી છે." હવે, પછાતવર્ગોને જેઓ રાજય સેવામાં આવવા નથી દેતા તેઓને ન્યાયના હિતમાં એટલું જ પૂછવાનું છે કે સ્વ. શ્રી. ગોખલેએ જે આક્ષેપ મૂકયો એવો આક્ષેપ પછાત વર્ગોથી બ્રાહ્મણો અને સંલગ્ન જ્ઞાતિઓ સામે કરી શકાય કે નહિ?

સ્વ. શ્રી ગોખલેએ વિદેશી એજન્સી ભારતીયોના જે હાલ કરતી હતી તેવો જ હાલ બ્રાહ્મણો અને સંલગ્ન જ્ઞાતિઓ પછાત વર્ગોનો કરી રહી છે. દલિતો, અબ્રાહ્મણો અને મુસ્લિમો શું એવું કહી ન શકે કે તેઓને રાજ્ય સેવામાંથી બાકાત રાખીને તેઓની કોમોને ઠીંગુજીઓ અને વહેંતિયાઓ બનાવી મૂકવામાં આવે છે ? શું તેઓ પણ એવું ભારપૂર્વક ન કહી શકે કે બ્રાહ્મણ કોમના દરેક વિદ્યાર્થીને એવું લાગે છે કે એક દિવસે તે સિંહા, શાસ્ત્રી, રાનડે કે પરાંજપે થશે અને તેના કારણે તેનામાં જે શક્તિ આવશે તેનો શ્રેષ્ઠ ઉપયોગ તે કરી શકશે એવી ઉચ્ચ વૃત્તિવાળી પ્રગતિનો અવસર તેઓને આપવાનો ઇન્કાર કરવામાં આવે છે ? શું તેઓ એવો અફસોસ વ્યક્ત ન કરી શકે કે દરેક શાસક વર્ગની વ્યક્તિને નૈતિક ઉન્નતિની મળતી તક પોતાને નથી મળી શકતી અને તેમની વહીવટી પ્રતિભા કેવળ નફરતના કારણે અદૃશ્ય થતી જાય છે ? શું આખરે તેઓએ કઠિયારા અને ભિસ્તી થઈને જ જીવન પસાર કરવાનું છે ? આ પ્રશ્નોનો જવાબ હકારાત્મક છે. જો પ્રગતિશીલ કોમોને દેશની રાજ્ય સેવામાંથી બાકાત રાખવી એ નૈતિક દુષ્કૃત્ય છે, તો પછાત કોમોને એ જ ક્ષેત્રમાંથી બાકાત રાખવી એ પણ એટલું જ ખોટું કૃત્ય છે અને જો તે નૈતિક અપકૃત્ય ગણાતું હોય તો એને સુધારવું જોઈએ.

**૧૩૫.** આ બધી વિચારણાઓ મને પછાત વર્ગોની તરફેણમાં વિચારતો કરી મૂકે છે. આ બધી વિચારણાઓને કારણે જ મેં '**ભારતીયકરણની** દલીલ કરી હતી. ભારતીયકરણના કેસનો આધાર કાર્યક્ષમ વહીવટ પર નહોતો. તેનો આધાર સારા વહીવટની વિચારણાઓ પર હતો. એ વાતને પડકારી શકાય એમ ન હતી કે ભારતીય કોઈ યુરોપિયન કરતાં ગુણવત્તામાં ઉતરતી કક્ષાનો હોય અને તેથી કાર્યક્ષમ વહીવટકર્તા ન બની શકે. એ વાતનો ઇન્કાર કરાયો નહોતો કે યુરોપિયન નોકરશાહીમાં તેમના માર્ગો સુધારી ગયા હતા, નહેરો ખોદાઈ હતી, રેલ દ્વારા વ્યવહાર વધ્યો હતો, સંદેશા વીજળી દ્વારા મોકલાતા હતા, તેમનું ચલણ સુધર્યું હતું, તેમનાં તોલમાપ વિનિયમિત કરાયાં હતાં અને તેમનાં આંતરિક તોફાનો શમ્યાં હતાં. તેમ છતાં, એ જ યુરોપિયન નોકરશાહીનો તિરસ્કાર કરવામાં આવ્યો હતો કારણ કે માનવીય વહીવટ સર્જી શકે તેવી ગુણવત્તાઓની તેમાં કમી હતી. તેથી એ વિચિત્ર કહી શકાય કે જેઓ ભારતીયકરણની માગણી કરે છે તેઓ પછાત વર્ગો તરફ વહેતા પ્રવાહનો વિરોધ કરે છે. અને એ ભૂલી જાય છે કે ભારતીયકરણના કેસમાં પછાત વર્ગોનો કેસ પણ આવી

જાય છે. એ જે હોય તે પણ હું પ્રાંતિક સ્વાયત્ત સરકારને કે પ્રાંતિક કારોબારીમાં સંપૂર્ણ જવાબદારીને આપું છું તેના કરતાં આને વધુ મહત્ત્વ આપું છું. જો આવા મોટા પ્રમાણમાં સત્તા બાકીની કોમોને બાકાત રાખીને કોઇ એક જ કોમના હાથમાં આવી પડવાની હોય તો હું તેવી સત્તાસોંપણીનો વિરોધ કરવા તૈયાર છું. મારો એવો મત હોવાથી, મારી ભલામણોને મૂર્ત સ્વરૂપ આપી શકાય તે માટે નીચેનાં પગલાં લેવા સૂચવું છું :

(i) ઉપલી સેવાઓ, વર્ગ-૧ અને વર્ગ-૨ અને તાબાની સેવાઓ પણ દર વર્ષે પરીક્ષા પાસ કરીને નિયુક્તિની પદ્ધતિથી ભરવી જોઇએ. આવી નિયુક્તિઓ, ઉમેદવારની યોગ્યતાનો નિર્ણય કરવા સક્ષમ હોય તેવી વ્યક્તિઓ અને ઉપર જણાવેલા મુલકી સેવાના અધિકારીની બનેલી પ્રવર સમિતિની ભલામણના આધારે કરવી જોઇએ. આવી નિયુક્તિઓ, દલિતો, મુસ્લિમો અને અબ્રાહ્મણો માટે, સેવામાં તેમની સંખ્યા અમુક પ્રમાણમાં પહોંચે ત્યાં સુધી પસંદગીના ક્રમમાં અનામત રાખવી જોઇએ.

(ii) આ કોમોના વધુ સંખ્યાના અધિકારીઓને મુખ્ય મથકો ખાતે મૂકવાનાં પગલાં લેવાં જોઇએ.

(iii) સમય સમય પર જયાં ખાલી જગ્યાઓ હોય અથવા થવાની હોય તેવી કચેરીઓના સંપર્કમાં અરજદારોને મૂકવા માટે અને નિમણૂક માટે તમામ અરજદારોની નોંધણી કરવા માટે કેન્દ્રીય એજન્સી જેવા કેન્દ્રીય ભરતી બોર્ડની રચના કરવી જોઇએ. જો આ ઇચ્છા પરિપૂર્ણ કરવી હોય તો વ્યક્તિ અને નોકરી એ બંનેને સતત સંપર્કમાં રાખવાં આવશ્યક છે. આવા બોર્ડના અભાવે જ આ સંબંધમાં મુંબઇ સરકારના પ્રયાસો જે કંઇ અપેક્ષિત હતા તે પ્રમાણે સફળતાને વરી શકયા નથી.



# વિભાગ-૧

# મુંબઈ ઈલાકામાંથી કર્ણાટક અને સિંધને અલગ કરવાં જોઈએ નહિ

## વિભાગ-૨

પ્રકરણ-૧ : જો વિધાનમંડળના સભ્યો તેને અનામત સભ્ય ગણવાનો ઠરાવ કરે તો તેઓના ઠરાવનો અમલ કરવો જોઈએ એવી શરતને અધીન રહીને પ્રાંતિક કારોબારીમાં સંપૂર્ણ જવાબદારી હોવી જોઈએ.

પ્રકરણ-૨ : કોઈ પણ સંજોગો હેઠળ કારોબારીને સ્થિર બનાવવી જોઈએ નહિ. કારોબારીમાં કોમી પ્રતિનિધિત્વ રહેશે નહિં મંત્રીઓને ગેરકાયદેસર કૃત્યો બદલ કાયદાની અદાલતોને પાત્ર બનાવવા જોઈએ. બંધારણમાં, મંત્રીઓ પર તહોમત મૂકી કામ ચલાવવાની જોગવાઈ કરવી જોઈએ. કારોબારીનું પ્રમુખસ્થાન ગવર્નરે નહિ પણ મુખ્યમંત્રીએ લેવું જોઈએ.

પ્રકરણ-૩ : ગવર્નરનું સ્થાન બંધારણીય વડા તરીકે રહેવું જોઈએ. તેમને કટોકટીની સત્તાઓ હોવી જોઈએ નહિ.

## વિભાગ-૩

પ્રકરણ-૧ : પુખ્ત મતાધિકાર હોવો જોઈએ.

પ્રકરણ-૨ : વિધાનમંડળ સંપૂર્ણતયા ચૂંટાયેલું હોવું જોઈએ. યુરોપિયનો સિવાય તમામ વર્ગ અને કોમી મતદારમંડળો નાબૂદ કરવાં જોઈએ. મતાધિકાર મર્યાદિત તરીકે

ચાલુ રહે તો મુસ્લિમો, દલિતો અને એંગ્લોઇન્ડિયનો માટે અને અબ્રાહ્મણો માટે અનામત બેઠકો રાખવી જોઇએ.

પ્રકરણ-૩ : વિધાનમંડળમાં ૧૪૦ સભ્યો રહેશે. આમાંથી મુસ્લિમોને ૩૩ અને દલિતોને ૧૫ બેઠકો આપવી જોઇએ. અમુક જિલ્લાઓમાંથી ઓછું પ્રતિનિધિત્વ અને બીજા જિલ્લાઓમાંથી વધુ પ્રતિનિધિત્વને વસ્તીના ધોરણે સુધારવું જોઇએ. જુદા જુદા વર્ગો અને હિતો વચ્ચે બેઠકોનું સમાયોજન કરવા માટે સમિતિ હોવી જોઇએ. ઉમેદવાર માટેની નિવાસ લાયકાતને દૂર કરવી જોઇએ.

પ્રકરણ-૪ : લખનૌ કરાર કાયમી તડજોડ નથી અને તેમાંથી ઊભા થતા પ્રશ્નની વિચારણા નવેસર અને ગુણદોષના આધારે કરવામાંથી તે અટકાવી શકે નહિ.

પ્રકરણ-૫ : પ્રાંતમાં બીજું ગૃહ હોવું જોઇએ નહિ.

પ્રકરણ-૬ : વિધાનમંડળને પ્રમુખની નિમણૂક કરવાની અને તેમને સુખસત આપવાની, તેમના વિશેષાધિકારો નક્કી કરવાની અને કાર્યપદ્ધતિને વિનિયમિત કરવાની સત્તા હોવી જોઇએ. ગવર્નમેન્ટ ઑફ ઇન્ડિયા અધિનિયમની કલમો ૭૨ ડી અને ૮૦ સી દૂર કરવી જોઇએ. વિધાનમંડળને "અવિશ્વાસની દરખાસ્ત" રજૂ કરવાની સત્તા હોવી જોઇએ. વિધાનમંડળને અમુક શરતોને અધીન રહીને બંધારણમાં ફેરફાર કરવાની સત્તા હોવી જોઇએ.

## વિભાગ-૪

પ્રકરણ-૧ : સંપૂર્ણ પ્રાંતિક સ્વાયત્ત સરકાર હોવી જોઇએ. કેન્દ્રીય અને પ્રાંતિક વચ્ચેનાં કાર્યોનું વિભાજન, પૂર્વમંજૂરી અને પાછળથી વિટોની પદ્ધતિ મારફત હમણાં અમલમાં છે તેવા કેન્દ્ર સરકારના નિયંત્રણને કાઢી નાખવાની દૃષ્ટિએ ફરીથી વિચારવું જોઇએ.

પ્રકરણ-૨ : પ્રાંતિક સરકારને સોંપેલાં કાર્યો દ્વારા નિયત કરેલી મર્યાદામાં રહીને સરકાર અને ગૃહ સરકાર વચ્ચેના સંબંધો કેન્દ્ર સરકારના માધ્યમ મારફત નહિ પણ સીધા હોવા જોઇએ. ગવર્નમેન્ટ ઑફ ઇન્ડિયા અધિનિયમની કલમ- ૨ કમી કરવી

જોઈએ કારણ કે તેનાથી ભારતના શાસનની બાબતમાં તાજની સ્થિતિ અસ્પષ્ટ બની જાય છે.

## વિભાગ-૫

વિશિષ્ટ પ્રાંતિક મુલકી સેવા હોવી જોઈએ અને સેક્રેટરી ઑફ સ્ટેટ, ભરતી કરતી એજન્સીનું કાર્ય કરતા તદ્દન બંધ થવા જોઈએ. સેવાઓ અંગેનાં તેમનાં કાર્યો પ્રાંતિક મુલકી સેવા કમિશન દ્વારા કે ભારતના રાજ્ય સેવા કમિશન સાથે સંયુક્ત રીતે કામ કરતા અધિકારી દ્વારા બજાવી શકાશે. સેવાઓનું ભારતીયકરણ વધુ ઝડપી થવું જોઈએ. તેની ગતિ, રાજ્યના જુદાં જુદાં ખાતાનાં સ્વરૂપ સાથે વધઘટ પામવી જોઈએ. ભારતીયકરણ સાથે પગાર અને ભથ્થાનું જુદું ધોરણ હોવું જોઈએ. સેવાઓના ભારતીયકરણ દરમિયાન પછાત વર્ગોના હકદાવા પરિપૂર્ણ કરવા માટેની વ્યવસ્થા કરવી જોઈએ.

૧૭મી મે, ૧૯૨૯

બી. આર. આંબેડકર



# પરિશિષ્ટ

(.... મા પાના પરની ફૂટનો જુઓ)

## વર્ષ ૧૮૫૦-૫૧ માટે મુંબઈ પ્રાંતના શિક્ષણ બોર્ડના અહેવાલના અંશો.

નિયામકોની કોર્ટના અભિપ્રાય મુજબ નિર્ધારિત પધ્ધતિ ફકરો-૫ આમ આ પ્રાંતના શિક્ષણ બોર્ડ શિક્ષણ યોજનાનું નિર્માણ કર્યું જે માનનીય કોર્ટમાંથી પ્રાપ્ત મુખ્ય તાકીદ ભર્યા આદેશોને અનુરૂપ છે. તેનો ગૌણ આધાર છે એવા લોકોનો અભિપ્રાય જેઓ ભારતમાં શિક્ષણ પધ્ધતિના વિકાસ પર મનોયોગથી વિચારી રહ્યા છે જેવા કે ચોકલેન્ડના અર્લ મેજર કેન્ડી તથા બીજાઓ. એનો મુખ્ય આધાર છે સ્વયં અતિ બુધ્ધિશાળી લોકો દ્વારા ખુલ્લેઆમ જાહેર કરાયેલ જરૂરિયાતો. અમે દોહરાવીને કહીએ છીએ કે પરિષદમાં માનનીય ન્યાયમૂર્તિના પુરોગામીએ બોર્ડને જણાવ્યું હતું કે પ્રક્રિયા બદલવી જ જોઈએ.

## ઉચ્ચ વર્ગોને કેળવવાની તાત્કાલિક ઉપયોગિના અંગે કોર્ટના વિચારો.

ફકરો-૮ જો અમને બોલવાની મંજૂરી આપવામાં આવે તો અમને માનનીય કોર્ટના એટલા જ સૂઝબુઝવાળા સંકેતો દેખાય છે કે એવા કયાં ક્ષેત્રો છે જેના પ્રતિ સરકારી શિક્ષણના વહેણને વાળવા પડે, માટે ભાગે એવા સંજોગોમાં કે ખર્ચની આ શાખામાં ખૂબ જ મર્યાદિત નાણાં ઉપલબ્ધ છે. માનનીય કોર્ટે ૧૮૩૦માં મદ્રાસને આ પ્રમાણે લખ્યું, "પરંતુ શિક્ષણમાં સુધારાથી લોકોના મનોબળ અને આધ્યાત્મિક સ્તરને ઉઠાવવામાં સર્વાધિક પ્રભાવશાળી ઉપાયો તે છે જેનો સંબંધ ઉચ્ચ વર્ગોના લોકોના શિક્ષણ સાથે છે. એ લોકો પાસે સમય હોય છે અને પોતાના દેશવાસીઓના માનસ પર તેમનો સ્વહજિક પ્રભાવ પડે છે. આ લોકોના

શિક્ષણસ્તરને ઊંચે લાવીને તમે સમાજના વિચારો અને તેની ભાવનાઓમાં ખૂબ જ માટે લાવીને તમે સમાજના વિચારો અને તેની ભાવનાઓમાં અને વધારે લાભદાયી પરિવર્તન લાવી શકશો, અપેક્ષાસહ તેમનામાં જેમને તમે બહુમતિવાળા વર્ગ પર સીધો પ્રભાવ પાડીને લાવવાની આશા કરી શકો. આના સિવાય તમે અમારી આ આતુરતાથી પરિચિત છો કે અમે ઈચ્છીએ છીએ કે અમારી પાસે સુરૂચિપૂર્ણ સ્વભાવ અને યોગ્યતા પ્રાપ્ત મૂળ નિવાસીઓનો એવો સમૂહ છે જે પોતાના દેશના નાગરિક પ્રશાસનમાં વધુમાં વધુ ભાગ લઈ શકે તથા તેમાં ઉચ્ચ પદ પ્રાપ્ત કરી શકે. અત્યાર સુધી અમારી ભારત સરકારની આ નીતિ રહી નથી." તો પણ અમે અન્ય અનેક પક્ષોના મોંઢે સાંભળીએ છીએ, અમે એ લોકોના મોંઢેથી પણ સાંભળીએ છીએ જેમણે એ વાત ખૂબ જ સારી રીતે જાણવી જોઈએ કે જન વર્ગને શિક્ષિત કરવા માટે ભારતના ૧૪ કરોડ લોકોમાં (કારણ કે સંખ્યાનું કોઈ મહત્વ હોતું નથી) યુરોપની કલા અને વિજ્ઞાનનો રસ ઉતારવા માટે કેટલી જરૂરિયાત છે અને કેટલી સગવડ પ્રાપ્ત છે. અમે આમે ય બીજી સામાન્ય વાતો સાંભળીએ છીએ જે આ વિષયે ભ્રામક માન્યતાઓથી ભરેલી છે. એક દર્શક પણ કદાચ એવું વિચારવા પ્રેરાય કે શિક્ષણ બોર્ડના હાથમાં તો રાજયના સઘળા સાધનો છે. કેવો ભ્રમ ! પરિસ્થિતિ એ છે કે એમની પાસે તો દાળમાં મીઠા બરાબર ખૂબ જ અલ્પ અંશ છે. એ તો ઈંગ્લેન્ડની એક સંસ્થા માટે નિયત રકમ કરતાં પણ ઓછું છે.

નિષ્કર્ષ કે લોક શિક્ષણ માટે કોઈ સાધન છે જ નહિ. ફકરો-૧૪ આના પરથી એ સ્પષ્ટ પરિણામ નીકળે છે કે જો ૧૭૫ પ્રાથમિક શાળાઓના સંગઠનને યોગ્ય દશામાં રાખવા અને ૧૦૭૩૦ બાળકોને પ્રાથમિક શિક્ષણ આપવા માટે પૂરતું ધન નથી તો દેશની વ્યકિત-વ્યક્તિને, ૧૪ કરોડ લોકોને, મુંબઈ પ્રાંતના ૯ લાખ બાળકોને શિક્ષિત કરવાનો સમૂળગો પ્રશ્ન જ નિરર્થક બની જશે. ઉદ્દેશ એવો નથી કે તેને સરકાર પૂરો કે લગભગ પૂરો કરે. શિક્ષણ બોર્ડોએ નહિ સાંભળેલી ઉદારતાની કાલ્પનિક અટકળોમાં ફસાઈને સીમિત વ્યવહારિક કર્મક્ષેત્રથી વિચલિત થવું જોઈએ નહિ.

મર્યાદિત સાધનો વડે સંચાલનની શ્રેષ્ઠ પ્રણાલિકા બાબતે નિયામકોની કોર્ટના

વિચારો.

ફકરો-૧૫ લાગે છે કે માનવીય કોર્ટે હંમેશાં એવા તારણને ધ્યાનમાં રાખ્યું છે જે પાછલા ફકરામાં સ્પષ્ટ શબ્દોમાં વ્યક્ત કરવામાં આવ્યું છે. એ વાતને ધ્યાનમાં રાખીને કે લોકોમાં સુધારા માટે એમના શૈક્ષણિક પ્રયત્નો ફક્ત ખૂબ જ નાના સ્તરે જ કરી શકાશે, એમણે એ જરૂરી સમજ્યું કે તેમની જુદી જુદી સરકારોને બતાવે કે મર્યાદિત સાધનો વડે સૌથી મોટી સફળતાઓ વાસ્તવમાં કેવી રીતે પ્રાપ્ત થઈ શકે છે. અમે આ બાબતે મદ્રાસ સરકારને પાઠવેલી તેમની તાકીદભરી આજ્ઞાઓનો ઉલ્લેખ કરી ચૂક્યા છીએ (ફકરો- ) અને તે દિવસે તે સરકારને મોકલેલ ટપાલમાં એ આશયની ભાવના વ્યક્ત કરાઈ છે : "અમારી એ ઉત્કટ ઈચ્છા છે કે અમે ભારતના મૂળ નિવાસીઓના ઉચ્ચ વર્ગને એવાં સાધનો ઉપલબ્ધ કરાવીએ જેથી યુરોપીય વિજ્ઞાનનું શિક્ષણ મળી શકે અને સભ્ય યુરોપના સાહિત્ય સુધી તેમની પહોંચ હોઈ શકે. અવકાશની ક્ષણો અને સાહજિક પ્રભાવ ધરાવતા વર્ગોને જે સ્વરૂપ આપી શખાય તે ખરેખર તો સઘળા માનવ વર્ગના સ્વરૂપને નિર્ધારિત કરશે. ક્યાં છે ભારતના ઉચ્ચ વર્ગો ?"

ફકરો-૧૬ જ્યારે એમ બનાવવામાં આવી રહ્યું છે કે ભારતમાં વસતિના ફક્ત નાના ભાગને સરકારી શિક્ષણના પરિઘમાં લાવી શકાય તેમ છે અને જ્યારે માનનીય કોર્ટે વસ્તુત: નક્કી કરી લીધું છે કે આ ભાગ ઉચ્ચ વર્ગનો હોવો જોઈએ તો એ સ્પષ્ટ કરતું આવશ્યક છે કે ઉચ્ચ વર્ગમાં કોણ કોણ સામેલ છે. એટલા માટે યુરોપીય જીજ્ઞાસુ માટે એ અતિ આવશ્યક છે કે તે યુરોપની આંશિક સામ્યતાઓમાંથી પોતાના મનને મુક્ત કરી લે જે ઘણું કરીને પોતાને અજાણતાં છાનાછાપના આંગ્લ-ભારતીય અટકળો પ્રતિ લઈ જાય છે. યુરોપની ખાસ કરીને ઈંગ્લેન્ડની પરિસ્થિતિઓને શિષ્ટાચાર, ધન, રાજનૈતિક અને સામાજીક પ્રભાવના ખૂબ સ્પષ્ટ આધાર પર ઉચ્ચ અને નિમ્ન વર્ગોની વચ્ચે એક લક્ષ્મણ રેખા ખેંચી કાઢી છે. ભારતમાં આવી કોઈ લક્ષ્મણરેખા નથી. અહીં બધા નિરંકુશ શાસકોની જેમ રાજાની ઈચ્છા સર્વોપરી હતી જે ધારે તો રંકને રાજા બનાવી શકતા હતા. પરંતુ આવી કોઈ રેખા નહિ હોવાથી અહીં આચરણમાં હંમેશાં ખૂબ સમાનતા રહી છે. અંગ્રેજી માન્યતા પ્રમાણે ભિખારી ફક્ત પશુવાડામાં રહેવા માટે કે

કારખાનામાં ફરજીયાત મજૂર તરીકે જ લાયક છે. ભારતમાં તેનું સન્માન થાય છે અને વૈદિક વિચારધારા મુજબ આદરણીય છે. તેમના મતે તે એવું ઉચ્ચ પ્રાણી છે જેણે જ્ઞાન પ્રાપ્તિ અને દેવતાની અખંડ આરાધના માટે જીવનના બધી જાતના ભોગ તથા મોહને ત્યજી દીધો છે.

## ભારતના ઉચ્ચ વર્ગો.

ફકરો-૧૭ જે વર્ગો અત્યારે પણ ભારતના પ્રભાવશાળી અને ઉચ્ચ વર્ગો ગણાય છે. તેમની શ્રેણીઓ આ પ્રમાણે છે.

પ્રથમ : જમીનદાર અને જાગીરદાર, ભૂતપૂર્વ સામંતોના પ્રતિનિધિ અને વંશ પરંપરાગત સત્તાધારીઓ અને ક્ષત્રિય વર્ગ.

દ્વિતીય : વેપાર વાણિજ્ય મારફતે ધન પેદા કરનારા અથવા વૈશ્ય વર્ગ.

ત્રીજો : સરકારના ઉચ્ચ કર્મચારીઓ.

ચોથો : બ્રાહ્મણ, જેમની સાથે ભલે લાંબા અંતરાલ બાદ રહ્યા હોય એવા ઉચ્ચ વર્ણના લેખકો જેઓ કલમને સહારે જીવે છે. જેવા કે મુંબઈના પ્રભુ અને સેનવી, બંગાળના કાયસ્થો શરત એટલી કે તેમનો શિક્ષણ કે પદમાં મોભો હોય.

## બ્રાહ્મણ સૌથી વધારે પ્રભાવશાળી.

ફકરો-૧૮ આ ચાર વર્ગોમાં અતુલનીય દષ્ટિએ સૌથી વધારે પ્રભાવશાળી સૌથી વધારે સંખ્યામાં અને કુલે મળીને જેમને આસાનીથી સરકાર દ્વારા કામ પર લઈ શકાય છે તે છે બ્રાહ્મણ વર્ગ. સારા યે ભારતમાં એ વાત સુવિદિત છે કે જૂના જાગીરદાર અથવા ક્ષત્રિય વર્ગ અમારા રાજમાં પૂરા અધઃપતનને માર્ગે છે તેમનો પુરાણો ધંધો નષ્ટ થયો છે અને તેમણે નવો ધંધો અપનાવવામાં કોઈ રૂચિ કે ક્ષમતા દેખાડી નથી અને શાંતિનો પાઠ ભણ્યા નથી. પ્રાંતમાં શ્રી એલ્ફીન્સ્ટન અને તેમના અનુગામીઓના જમીનોના સ્વામીઓને અણીને વખતે ટેકો આપવાના પ્રયત્નો બૂરી હાલતે નિષ્ફળ નીવડયા. આ જાતિ માટે નાગરિક સન્માન તથા શિક્ષણ દ્વારા ઉન્નતિનાં દ્વાર ખોલવાના બધા પ્રયત્નો પર પણ પાણી ફરી વળ્યું આ જાતિને બીજી કોઈ ઉત્તેજના નથી. સિવાય કે વ્યર્થ ભભકોઠાઠ અને ઉડાઉપણું

હિન્દુસ્તાનના મેદાની ઈલાકાઓમાં તેમના પૂર્વજોની વિજયગાથાઓની યાદમાં ખોવાઈ જવું. થોડાક અપવાદો સિવાય વૈશ્ય વર્ગમાં ઉચ્ચ શિક્ષણના પ્રભાવ માટે ખૂબ મોટો માર્ગ ખુલી શક્યો નથી. આમ તો બધા દેશોમાં બને છે પણ વધારેમાં વધારે સુસંસ્કૃત યુરોપીય દેશોની સરખામણીમાં ભારતમાં વેપારીઓના છોકરા જલ્દી ભણતર છોડી દે છે. જેથી તેઓ પોતાના ધંધા મુજબ કે બજારનો વિશેષ અનુભવ પામી શકે. છેલ્લો વર્ગ રાજયના કર્મચારીઓનો છે. સરકારના સંપર્કમાં આવનારા ઘણા લોકો પર તેમનો ભારે પ્રભાવ હોય છે પરંતુ તેમનાથી પણ ઘણી વધારે સંખ્યાવાળા એવા લોકો પર તેમનો કોઈ પ્રભાવ નથી. જેઓ સરકારી નોકરીમાં નથી અને લોકોમાં એમની શાખ એવી છે જેવી કે ઈંગ્લેન્ડના સરકારી કર્મચારીઓની જેમના માટે ખૂબ ખરાબ રીતે કહેવાય છે કે તેઓ તો સરકારના ભાડાના ટટ્ટુઓ છે.

## બ્રાહ્મણોની દરિદ્રતા

ફકરો-૧૯ જો કે ઉપરોક્ત વિશ્લેષણ લાંબુ દેખાય છે તો પણ તે કેટલાક મહત્વપૂર્ણ નિષ્કર્ષ માટે આવશ્યક છે. પહેલું તો એનાથી જાણવા મળે છે કે શિક્ષણના પ્રચાર માટે જે વર્ગનો ઉપયોગ પ્રભાવશાળી વર્ગના રૂપમાં સરકાર કરી શકે તે છે બ્રાહ્મણ અને લગભગ એમના જેવી ઉંચી જાતિઓ. પરંતુ બ્રાહ્મણ તથા આ ઉંચી જાતિઓ મોટે ભાગે અતિ દરિદ્ર છે. ભારતના અનેક ભાગોમાં તો બ્રાહ્મણ 'ભિખારી'નો પર્યાય બની ગયો છે.

## ધનિક વર્ગ અત્યારે તો શિક્ષણનું સમર્થન કરશે નહિ.

ફકરો-૨૦ આથી આપણે જોઈ શકીએ છીએ કે ૨૪ એપ્રીલ ૧૮૫૦ના પોતાના પત્રમાં માનનીય ન્યાયમૂર્તિની પરિષદે જે કઠોર આદેશ આપ્યો હતો તેનો અમલ કરવો કેટલું નિરાશાજનક છે. પ્રથમ દષ્ટિએ તે પોતે કેટલો સત્યવક્તા અને યોગ્ય દેખાય છે. હકીકતમાં બોર્ડે પોતે તેનો ઘણીવાર પ્રયત્ન કર્યો છે અર્થાત્ ઉચ્ચ શિક્ષણને કડકાઈથી એ ધનિક વર્ગ સુધી સીમિત રખાય જે તેનો ખર્ચ ઉઠાવી શકે છે અને અસાધારણ બુદ્ધિશાળી નવયુવાનો સુધી પણ જયારે પણ બોર્ડે આ પ્રકારના દષ્ટિકોણને લાગુ કરવાનો પ્રયત્ન કર્યો છે ત્યારે તેનો હંમેશાં ઉત્તર એ

જ મળ્યો છે કે ધનિકવર્ગ ઉચ્ચ શિક્ષણ પ્રત્યે પૂરી રીતે ઉદાસીન રહ્યો છે અને ગરીબોમાંથી વિલક્ષણ બુદ્ધિપ્રતિભા શોધી કાઢવાનો કોઈ માર્ગ ત્યારે નીકળી શકે જ્યારે શાળાકીય શિક્ષણ દ્વારા એમના ગુણોને પારખવામાં આવે અને તેમનો વિકાસ કરવામાં આવે. એમાં શંકા નથી કે ધનિક વર્ગનો નાનો ભાગ પોતાની રૂચિ દેખાડી રહ્યો છે અને તેણે ઉચ્ચ શિક્ષણના લાભોનો સ્વીકાર કર્યો છે. ને વર્ગ મોટે ભાગે બંગાળમાં દેખાય છે જ્યાં સરકારે ખૂબ લાઓ વખતથી શિક્ષણનો પ્રચાર કર્યો છે. મુંબઈમાં તે આટલો નથી દેખાતો. અમારા વિચારમાં એ જરૂરી છે કે આ ભાવનાની સાથો સાથ એવા વર્ગની સંખ્યા વધશે જ કે સિદ્ધિઓ શ્રેષ્ઠતા અપાવે છે. એના કારણે સામાજીક સમતાના આધાર પર યુરોપિયનો સાથે નજીકનો સંપર્ક સ્થપાય છે. પરંતુ હાલ તુરત તો સામાન્ય પ્રસ્તાવના રૂપમાં અમે સંતુષ્ટ છીએ કે યુરોપની કલા અને વિજ્ઞાન સંબંધી અકાદમી શિક્ષણને ભારતના અતિ સમૃદ્ધ વર્ગના વિદ્યાર્થીઓ અથવા પૈસા પર આધારિત નહીં કરી શકાય.

## હલકી જાતિઓના શિક્ષણ બાબતે પ્રશ્ન.

ફકરો-૨૧ વર્ષોના અનુભવના આધારે અમે આ તથ્યોમાંથી એ વ્યવહારિક વિશ્લેષણ તારવ્યું છે કે ઉચ્ચ જાતિઓના જે ગરીબ બાળકો અમારી પાસેથી શિક્ષણ મેળવવા ઈચ્છે છે એમના માટે એક ખૂબ મોટું દ્વાર ખોલવું જોઈએ. પરંતુ ફરીથી અહીં પણ એક વધારે મગજ ચાટવાવામાં પ્રશ્ન ઉઠે છે અને તેના પ્રત્યે ધ્યાન અપાવું જોઈએ. અગર ગરીબોના બાળકોને વિના રોકટોક સરકારી સંસ્થાઓમાં પ્રવેશ આપવામાં આવે તો તે કઈ તકલીફ છે જે ઢેડ, મહાર વગેરે જેવી બધી હલકી જાતિઓને આ સંસ્થાઓની ચાર દીવારી અંદર ભારે સંખ્યામાં આવતાં રોકી શકે.

## હિન્દુઓના સામાજીક પૂર્વગ્રહ

ફકરો-૨૨ એમાં સંશય નથી કે જો આ દલિતોનો મુંબઈમાં કોઈ વર્ગ બનાવવામાં આવે તો બોર્ડની સેવામાં રત પ્રોફેસરો તથા શિક્ષકોના માર્ગદર્શનમાં એમને સમાજમાં કોઈ નથી. પણ બહેતર બુદ્ધિ પ્રતિભાસાળી વ્યક્તિઓમાં પરિવર્તન કરી શકાય છે. ત્યારે તેઓ જે યોગ્યતા પ્રાપ્ત કરશે તેના બળ પર તેઓ શ્રેષ્ઠ

પ્રતિભા માટે ખુલ્લાં સર્વોચ્ચ પદો સુધી પહોંચી શકશે અને કોઈ રૂકાવટ એમની આ ઈચ્છાને દબાવી નહિ શકે. તેઓ ન્યાયાધીશ બની શકશે. ગ્રાન્ડ જ્યુરી અને રાજ્યના શાંતિ કમીશનના સભ્ય બની શકશે. અનેક ઉદાર લોકોનો વિચાર છે કે બ્રિટીશ સરકારના મનમાં એ તો અનુદારતા અને નિર્બળતાની પરાકાષ્ટા છે કે તે એવા પૂર્વગ્રહોની સામે મૂકી જાય છે કે આવી નિયુક્તિઓ તમે હિંદુ સમાજની અંદર તિરસ્કાર પેદા કરશે. આથી જાતિના બંધન પર ખુલ્લો પ્રહાર કરવો જોઈએ.

## માઉન્ટ સ્ટુઅર્ટ એલફીન્સ્ટન વિવેકપૂર્ણ વિચારોનો અવલોકનો.

ફકરો-૨૩ પરંતુ પ્રસ્તુત છે ભારત પ્રત્યે ઉદાર મનવાળા અને વિશાળ દિલવાળા પ્રશાસક શ્રી એલ્ફીન્સ્ટનના વિવેકપૂર્ણ વિચાર જે યોગ્ય કાર્યવાહી પ્રતિ સંકેત કરે છે. તેઓ કહે છે. "લાગે છે કે મીશનરીવાલાને (ધર્મ પ્રચારકો) હલકી જાતિમાં સર્વોત્તમ વિદ્યાર્થીઓ દેખાય છે. પરંતુ અમારે આ બાબતે સતર્ક રહેવું જ પડશે કે અમે તે જાતિના લોકોને કોઈ વિશેષ પ્રોત્સાહન કેવી રીતે આપીએ છીએ." તેઓ કેવળ અતિ તુચ્છ નથી પરંતુ તેઓ સમાજના મોટા મોટા વિભાજનોના ખૂબ નાની સંખ્યાવાળા લોકોમાંથી છે. આશંકા છે કે જો અમારી શિક્ષણ પદ્ધતિએ સૌથી પહેલાં પોતાના મૂળ એમની અંદર રોપ્યાં તો તે ક્યારે ય વિકાસ નહિ કરી શકે. અમારી સામે એક એવો વર્ગ આવી શકે જે ઉપયોગી જ્ઞાનમાં તો શેષથી વધારે સારો હશે પરંતુ તે એ જાતિઓની ધૃણાને પાત્ર બની જશે જેને અમે નવી સિદ્ધિઓવાળા વર્ગથી હલકા સમજવા લાગીશું. આવી સ્થિતિ ઈચ્છનીય હશે. જ્યારે અમે જો એના પર સંતોષ કરી લઈએ કે અમે અમારી શક્તિનો આધાર અમારી સેના કે વસતિના એક ભાગના અનુરાગને બનાવી લઈએ પરંતુ તેનો એવા કોઈ પ્રયાસથી મેળ ખાતો નથી જે એથી વધારે વ્યાપક આધાર પર ટકી હોય.

# ખ

## મુંબઇ ઇલાકામાં દલિતોના શિક્ષણની પરિસ્થિતિને લગતું બહિષ્કૃત હિતકારિણી સભા વતી ભારતીય કાનૂની કમિશન સમક્ષ ૨૯મી મે, ૧૯૨૮ના રોજ ભીમરાવ ડૉ. આંબેડકર, (સદસ્ય, વિધાન પરિષદ, મુંબઈ) દલીત વર્ગ સંસ્થાન, મુંબઈમાં આપેલ પ્રવચન.

નોંધ : આ પ્રવચનમાં પછાત વર્ગો અને દલીત વર્ગો વાક્યનું શું એક બીજાના સ્થાન પર વપરાયેલ છે.

# ૧. ૧૮૧૩ થી ૧૮૫૪ સુધી

૧. મુંબઈ પ્રાંતમાં બ્રિટિશ શાસન હેઠળ શિક્ષણ, ૧૮૧૫માં મુંબઈ શિક્ષણ સમાજની સ્થાપના સાથે શરૂ થયું હોવાનું કહી શકાય. એ સમાજે યુરોપિયન બાળકોને શિક્ષણ આપવાના તેના પ્રયાસો ચાલુ રાખ્યા નહિ. દેશી છોકરાઓને સુરત અને થાણા ખાતેની શાળાઓમાં ભણવા માટે પ્રોત્સાહન આપવામાં આવતું હતું અને શરૂઆતમાં મુંબઈમાં દેશી છોકરાઓ માટે ચાર અલગ શાળાઓ ૧૯૨૦ની શરૂઆતમાં શરૂ કરવામાં આવી હતી અને તેમાં ૨૫૦ વિદ્યાર્થીઓ દાખલા થયા હતા. તેજ વર્ષના ઑગષ્ટમાં દેશી છોકરાઓને શિક્ષણ આપવાના વધુ ઉપાયો કરવામાં આવ્યા હતા. માતૃભાષામાં શાળા-પુસ્તકો તૈયાર કરવા માટે અને માતૃભાષામાંનાં પુસ્તકોને સહાય કરવા માટે સમાજે ખાસ સમિતિ રચી હતી. ૧૮૮૨માં એ સમિતિ એક અલગ કોર્પોરેશન થઈ ગઈ. સમાજે તેની કામગીરી સરકાર તરફથી મળતા માસિક રૂ. ૬૦૦ની ગ્રાન્ટ પર શરૂ કરી. ૧૮૨૫માં મુંબઈ સરકારે તેના પોતાના ખર્ચે જિલ્લાનાં નગરોમાં પ્રાથમિક શાળાઓ સ્થાપી હતી અને તેમને કલેકટરના નિયંત્રણ હેઠળ મૂકી હતી. આ બંને સંસ્થાઓની પ્રવૃત્તિઓનું કરવા માટે ૧૮૪૦માં શિક્ષણ બોર્ડની સ્થાપના કરવામાં આવી હતી. આ બોર્ડ, ૧૮૫૫માં જાહેર શિક્ષણ નિયામકની નિમણૂક થઈ ત્યાં સુધી શિક્ષણ-વિભાગના હવાલામાં હતું.

૨. તા. ૧લી માર્ચ, ૧૮૫૫ના રોજ જ્યારે આ બોર્ડનું વિસર્જન થયું ત્યારે બોર્ડના હવાલામાં મુંબઈ ઈલાકામાં ૧૫ અંગ્રેજી કોલેજો અને શાળાઓ હતી અને ૨૫૬ માતૃભાષાની શાળાઓ હતી. બોર્ડે તેના અહેવાલમાં જણાવ્યું છે કે :

૨૪ ઑગસ્ટ (૧૮૫૫)માં અહમદનગરના રહેવાસીઓની એક અરજી અમને મળી જેમાં જણાવ્યું હતું કે નીચલી જ્ઞાતિઓના શિક્ષણ માટે શાળાની સ્થાપના કરવી. અરજી કરનારાઓએ શાળાનો ખંડ બાંધ્યો હતો અને વિદ્યાર્થીઓની સંખ્યા ત્રીસ

જેટલી ગણવામાં આવી હતી. આવી શાળાની સ્થાપના સામે ધનિક અને ઉચ્ચ જ્ઞાતિઓએ પૂર્વગ્રહથી વિરોધ કર્યો હતો; અને સાધારણ પગાર પર શિક્ષક મેળવવામાં થોડી મુશ્કેલી હતી, પણ અરજી શિક્ષણ અંગેની શરતોના ચુસ્ત પાલન અનુસાર કરવામાં આવી હોવાથી અમે તે વિનંતી તરત સ્વીકારી અને શાળા નવેમ્બરમાં શરૂ થઇ ગઇ.

૩. બોર્ડના વિધાન મુજબ જો આ પ્રથમ પ્રસંગ હતો કે જયારે આ ઈલાકામાં નીચલી જ્ઞાતિઓ માટે શાળા સ્થાપવામાં આવી હતી તો પ્રશ્ન એ છે કે બ્રિટિશ સરકારે દલિતોના શિક્ષણની બાબતમાં ૧૮૫૫ પહેલાં શું કર્યું હતું ? આના જવાબ માટે આ ઈલાકામાં બ્રિટિશ સરકારની શૈક્ષણિક નીતિના ૧૮૧૩ થી ૧૮૫૪ સુધીના ઈતિહાસમાં ડોકિયું કરવું જરૂરી બનશે. એ સ્વીકારવું જોઇએ કે પેશ્વાની સરકાર હેઠળ દલિતો શિક્ષણના વ્યાપની તદ્દન બહાર હતા. દલિતોને રાજય શિક્ષણના કોઇ પણ વિચારમાં સ્થાન ન હતું કારણ કે પેશ્વાની સરકાર મનુના સિધ્ધાંતો પર રચાયેલી ઈશ્વર સત્તાક સરકાર હતી અને મનુના સિધ્ધાંતો અનુસાર શૂદ્રોને શિક્ષણનો અધિકાર ન હતો. આવી અશકયતાઓ હેઠળ શ્રમ કરતા દલિતોએ જયારે આ ધિક્કારપાત્ર ઈશ્વરસત્તાક રાજયનું પતન થયું ત્યારે રાહતનો દમ ખેંચ્યો હતો. બ્રિટિશ રાજ આવતાં દલિતોમાં મોટી આશાઓ જન્મી હતી; કારણ કે એ લોકશાહી હતી જેમાં તેઓએ વિચાર્યું કે તે 'એક વ્યકિત, એક મૂલ્ય' ના સિધ્ધાંતમાં માનતી હશે પછી માણસ ઉચ્ચ હોય કે નીચ હોય. જો તે સરકાર તેના સિધ્ધાંતોને સાચી રીતે વળગી રહે તો પેશ્વાની ઇશ્વરસત્તાક સરકારથી સંપૂર્ણ વિરુધ્ધ હતી. બીજું દલિતોએ દેશને વિજયી બનાવવા માટે બ્રિટિશને મદદ કરી હતી અને તેથી તેઓએ માન્યું કે બ્રિટિશ તેઓને બદલા તરીકે બાકીના સમાજ સાથે કમસેકમ સમાન ધોરણે મદદ કરશે.

૪. બ્રિટિશ લાંબો સમય દેશી વસ્તીના શિક્ષણને ઉત્તેજન આપવાના પ્રશ્ન અંગે ખામોશ રહ્યા. જોકે ભારતના વહીવટમાં બેઠેલી ઊંચા સરકારી દરજજાની વ્યકિતઓ ભારતના લોકોમાં જ્ઞાનના પ્રસારની નૈતિક ફરજ અને વહીવટ જરૂરિયાતને સાવ ભૂલી નહોતી ગઇ તેમ છતાં ૧૮૧૩નાં વર્ષ સુધી તે અંગેની રાજયની જવાબદારીની જાહેરાત કરવામાં આવી નહોતી. સંસદમાં જણાવવામાં આવ્યું હતું કે, ભારતમાંના બ્રિટિશ પ્રદેશોમાં વસતા માણસોમાં વિજ્ઞાનના જ્ઞાનને શરૂ કરવા અને ઉત્તેજન આપવા માટે અને સાહિત્યના પુનરુત્થાન અને સુધારણા માટે દર વર્ષે ભારતના મહેસૂલમાંથી એક

લાખ રૂપિયા જુદા રાખવામાં આવશે" આ કાનૂની જોગવાઇનું પરિણામ એવું આવ્યું નહિ કે જેથી કરીને દેશી લોકોના શિક્ષણને વ્યવસ્થિત ભૂમિકા પર ૧૮૨૩ સુધી મૂકવાના પધ્ધતિસરના પ્રયાસ કરી શકાય. સંસદના મનમાં જે છે તે હેતુ હિંદુઓના સંસ્કૃતના શિક્ષણને ઉત્તેજન આપવાથી બર આવશે એમ જાણવાથી દલિતો કેટલા નિરાશ થયા હશે એનો ખ્યાલ, દેશી લોકોના શિક્ષણને નક્કર અને વ્યવસ્થિત ભૂમિકા પર મૂકવાના પધ્ધતિસરના પ્રયાસો કરવામાં આવશે એવું વાંચ્યું ત્યારે આવ્યો હશે !! કારણ કે બ્રિટિશ સરકારે ઇરાદાપૂર્વક ફરમાવ્યું કે શિક્ષણ એ ઉચ્ચ વર્ગોનું અંગત અધિકાર ક્ષેત્ર હતું. આ હકીકતને એક બનાવટ તરીકે ન ગણી લેવાય તે માટે મુંબઇ ઇલાકાના શિક્ષણ બોર્ડના ૧૮૫૦-૫૧ના અહેવાલમાંથી નીચેના ઉતારા પ્રત્યે લક્ષ દોરવામાં આવે છે :

**ફકરો પાંચમો :** કોર્ટ ઓફ ડાયરેકટરોનાં મંતવ્યો પર આધારિત બોર્ડે અપનાવેલી પધ્ધતિ :

શિક્ષણ બોર્ડ આ ઇલાકામાં શિક્ષણની યોજના મંજૂર કર્યા પછી એને એમ જણાયું કે જે લોકોએ ભારતમાં શિક્ષણની પ્રગતિ તરફ લક્ષ આપીને વિચારણા કરી હતી તેમણે અને ખુદ દેશવાસીઓએ અત્યંત બુધ્ધિશાળી રીતે શિક્ષણના અભાવને ખુલ્લંખુલ્લો જાહેર કર્યો અને જણાવ્યું હતું કે શિક્ષણની પ્રક્રિયાને બદલવાની જરૂર છે.

**ફકરો ૮મો :** એજ રીતે આપણને જણાય છે કે સરકારે કયા વર્ગોના શિક્ષણ પ્રત્યે લક્ષ આપવું જોઇએ. અને ખાસ કરીને જયારે નાણાં મર્યાદિત હોય ત્યારે ખર્ચના કયા સાધનમાંથી તે ઉપલબ્ધ બની શકે. શિક્ષણમાં સુધારણા કરવાથી લોકોની નૈતિક અને બુધ્ધિશાળી સ્તર ઊંચો લાવવા જે લોકોની પાસે સમય અને લોકમાનસ પર અસર કરવાની શક્તિ હોય તેમને તૈયાર કરવા જોઇએ.

**ફકરો ૯મો :** છેલ્લાં દસ વર્ષો દરમિયાન મુખ્ય શૈક્ષણિક હકીકતોનું નિરિક્ષણ કરવું જોઇએ.

ઇલાકામાં શૈક્ષણિક કાર્યવાહી દરમિયાનના પૃથક્કરણ અને કાળજીભરી તપાસ પરથી જણાય છે કે જો પૂરતા ખંતથી અને નિષ્પક્ષતાથી વિશ્વાસ જગાડવામાં આવે અને નિરર્થક વિવાદને સ્પષ્ટ કરવા માટે દૃઢ નિર્ધાર કરવામાં આવે તો આ કાર્યમાં

સફળતા મળે. બોર્ડમાં હાલ જે સભ્યો છે તેમની બહુમતી અમુક અસ્પષ્ટ બાબતોને પ્રકાશમાં લાવે અને બોર્ડમાં તેમના અનુગામીઓને માહિતગાર કરે તો આ પ્રક્રિયા આગળ વધી શકે.

**ફકરો ૧૦ મો :** બંગાળ અને મુંબઈમાં એક સાથે વિકસતી એકસરખી પદ્ધતિ. આપણી મુખ્ય શૈક્ષણિક હકીકતો અને આપણી મર્યાદાઓ આપણા ધ્યાન પર આવી છે અને આપણને લાગે છે કે એ હકીકતોનું મૂલ્યાંકન કરવામાં આવે તો ભારતના શિક્ષણ ક્ષેત્રમાં ઊભી થતી ઘણી વિવાદી વિચારસરણી પોતે હલ થશે અને સામાન્ય રીતે દેશના બીજા ઇલાકાઓમાં તૈયાર થાય છે તેમ દેશના સંજોગોને અનુકૂળ આવે તે રીતે સ્વયં વિકસિત થશે.

**ફકરો ૧૧મો :** મુંબઈમાં શિક્ષણના આંકડા ૧૮૪૦માં અને ૧૮૫૦માં શિક્ષણ વ્યવસ્થા બોર્ડના નિયંત્રણ હેઠળ આવી ત્યારે તે સમયે સરકાર હેઠળ શિક્ષણ આપતી શાળાઓની અને શિક્ષણ મેળવતા વિદ્યાર્થીઓની સંખ્યા આપવામાં આવી છે. તેમાં જણાવ્યું છે કે ચાર અંગ્રેજી શાળાઓ અને ૮૩ માતૃભાષાની શાળાઓનો ઉમેરો થયો હતો. હાલમાં સરકારી શિક્ષણ મેળવતી કુલ વિદ્યાર્થીસંખ્યા નીચે પ્રમાણે છે :-

| | |
|---|---|
| અંગ્રેજી શિક્ષણ | ૧૬૯૯ |
| માતૃભાષા શિક્ષણ | ૧૦,૭૩૦ |
| સંસ્કૃત શિક્ષણ | ૨૮૩ |

**ફકરો ૧૨મો :** એ જ વિષયો. મુંબઈની વસ્તી હવે ૧ કરોડની થઈ છે. તેથી આ ઇલાકામાં સરકાર શાળા-વયના દરેક ૬૯ વિદ્યાર્થીઓમાંથી એકથી વધુને શિક્ષણ મેળવવાની તક આપી શકે એમ નથી.

**ફકરો ૧૩મો :** એ જ વિષયો. માતૃભાષા શાળાઓમાં અપાતું શિક્ષણ પૂરતું નથી. આ શાળાઓનાં ખામીભર્યા સ્વરૂપ અને નિર્માલ્ય પરિણામની ટીકા કરવામાં આવે છે. બોર્ડને આ હકીકતની માત્ર જાણ છે એટલું જ નહિ બલકે તે પણ છડેચોક આ અંગેનો નિર્દેશ કરતું આવ્યું છે. પણ આ માટેના ઉપાયો શા છે ? ઉચ્ચ પ્રતિભાશાળી શિક્ષકો, સાધારણ શાળાઓ, વધુ કાર્યક્ષમ દેખરેખ, માતૃભાષાના સાહિત્યમાં વધારો એ

તમામ જરૂરી બની જાય છે, પણ વધારાના ખર્ચ વગર એક ડગલું પણ આ દિશામાં વધી શકાય એમ નથી. પણ સરકારે તો જણાવી દીધું છે કે કદાચ ઠીક ઠીક સમય સુધી બોર્ડને નાણાકીય સહાય આપી શકાશે નહિ.

**ફકરો ૧૪મો :** જનતાને શિક્ષણ આપવા માટે કશાં સાધનો નથી. પરિણામે જણાય છે કે ૧૭૫ માતૃભાષા શાળાઓને પૂરતાં નાણાં નહિ અપાય તો ૧૦,૭૩૦ વિદ્યાર્થીઓને પ્રાથમિક શિક્ષણ નહીં આપી શકાય.

**ફકરો ૧૫મો :** મર્યાદિત સાધનો વડે કાર્ય કરવાની ઉત્તમ પધ્ધતિ કઇ છે ?

એમ લાગવાથી કે લોકોને સુધારવાના શૈક્ષણિક પ્રયાસો કેવળ નાના પાયે કરી શકાશે તેમણે જુદી જુદી સરકારોને મર્યાદિત સાધનો વડે ભારે મોટાં પરિણામો ઉત્પન્ન કરવાની સાચી પધ્ધતિઓ બતાવવાનું જરૂરી માન્યું છે.

**ફકરો ૧૬મો :** ભારતના ઉચ્ચ વર્ગો અંગે તપાસ. એ વખતે એમ જણાયું હોવાથી કે માત્ર વસ્તીના નાના વિભાગને જ ભારતમાં સરકારી શિક્ષણ હેઠળ લાવી શકાશે, માનનીય કોર્ટે નિર્ણય કર્યો કે આ વિભાગ 'ઉચ્ચવર્ગોનો' હોવો જોઇએ. યુરોપમાં ખાસ કરીને ઇંગ્લેન્ડમાંના સંજોગોએ સંપત્તિ, રાજકીય અને સામાજિક અસર, એ દૃષ્ટિએ ઉચ્ચ અને નીચલા વર્ગો વચ્ચે દૃશ્યમાન એવી સ્પષ્ટ રેખા દોરી બતાવી છે. ભારતમાં આવી ભેદરેખા જણાતી નથી, જયાં તમામ પરિસ્થિતિઓમાં માણસોને જીવનની તદ્દન નીચી સ્થિતિમાંથી ઉચ્ચ સ્થિતિમાં લાવવા માટે ઇશ્વરેચ્છા એજ સર્વશક્તિમાન હોય છે. અંગ્રેજ ખ્યાલ પ્રમાણે એક ભિક્ષુક ફરજિયાત કામ કરે છે. જયારે ભારતમાં તેને બ્રાહ્મણી સિધ્ધાંતની દૃષ્ટિએ માનમોભાની દૃષ્ટિએ પૂજનીય ગણવામાં આવે છે અને એમ ગણવામાં આવે છે કે તેણે દેવનું સ્થિર ધ્યાન ધરવા માટે અને શિક્ષણ કેળવવા માટે જીવનના તમામ મોજશોખ આકર્ષણનો ત્યાગ કર્યો છે.

**ફકરો ૧૭મો :** ભારતમાંના ઉપલા વર્ગો. જેઓને વગદાર ગણી શકાય એવા ભારતમાંના ઉપલા વર્ગો નીચે પ્રમાણે છે :

પહેલો વર્ગ જમીનદારો અને જાગીરદારો, દેશી રાજયોની સત્તા ધરાવતી વ્યક્તિઓ અને સૈનિક વર્ગ ગણી શકાય તેવા માણસો.

બીજો વર્ગ : વેપાર ધંધામાં જેમણે સંપત્તિ પ્રાપ્ત કરી હોય અથવા વેપારી વર્ગ.

ત્રીજો વર્ગ : સરકારના ઉચ્ચ કર્મચારીઓ.

ચોથો વર્ગ : બ્રાહ્મણો જેમાં લેખકોની ઉચ્ચ જ્ઞાતિઓ જોડાયેલી હોય તે અને જેઓ કલમ-જીવી વર્ગ જેવા કે મુંબઈમાં પ્રભુ અને શેણવી , બંગાળમાં કાયસ્થ, પરંતુ એ શરતે કે જ્ઞાન અને પદમાં તેઓ સ્થાન પ્રાપ્ત કરે.

ફકરો ૧૮મો . બાહ્મણો-સૌથી વધુ વગદાર.

આ ચારે વર્ગોમાંથી મુકાબલે સૌથી વધુ વગદાર વર્ગ અને સૌથી મોટી સંખ્યાનો વર્ગ બ્રાહ્મણોનો છે. આખા ભારતમાં પ્રાચીન જાગીરદારો અથવા સૈનિકોનો વર્ગ આપણા શાસન દરમિયાન રોજેરોજ કથળતો જાય છે. તેમનો જૂનો વ્યવસાય ચાલ્યો ગયો છે અને નવો વ્યવસાય સ્વીકારવાની કે શાંતિપ્રદ કલા વિકસાવવાની તેમને ઈચ્છા કે શક્તિ બતાવી નથી. તમામ દેશોમાં છે તે પ્રમાણે પણ ભારતમાં વધુ પ્રમાણમાં છે તે પ્રમાણે યુવાન વેપારીને એની શરૂઆતની જિંદગીમાં શાખા છોડવી પડતી હતી જેથી તે બજારમાં જરૂરી ખાસ શિક્ષણ માટે તે સમય આપી શકે.

ફકરો ૧૯મો. બ્રાહ્મણોની ગરીબી. ઉપરના પૃથક્કરણ પરથી જણાય છે કે સરકાર જે વગદાર વર્ગને શિક્ષણનાં બીજનો પ્રસાર કરવાના ઉપયાગમાં લેવા માગતી હતી તે બ્રાહ્મણો અને ઉચ્ચ જ્ઞાતિઓ હતી. પણ તેઓ તદ્દન ગરીબ હતા અને ભારતના ઘણા ભાગોમાં તો બ્રાહ્મણને "ભિક્ષુક" નો પર્યાય ગણવામાં આવતા હતા.

ફકરો ૨૦મો. ધનવાન વર્ગો હાલમાં ઉપલા વર્ગના શિક્ષણને ટેકો નહિ આપે. બોર્ડે ખુદ એવા પ્રયાસ ઘણીવાર કર્યા છે કે ઉચ્ચ શિક્ષણને ધનિક વર્ગ પૂરતું સીમિત રાખવું કારણ કે તે વર્ગ તે પ્રાપ્ત કરી શકે એમ છે અને તેમાં અસાધારણ બુદ્ધિવાન છોકરાઓ હોય છે. બોર્ડના આવા દ્રષ્ટિકોણથી કરાતા આવા પ્રયાસોને એવો જવાબ મળ્યો છે કે ધનિક વર્ગના લોકો ઉચ્ચ શિક્ષણ પ્રત્યે તદ્દન ઉદાસીન હોય છે અને ગરીબોના અસાધારણ બુદ્ધિમાન છોકરાઓની શાળાની તાલીમ દ્વારા કસોટી અને વિકાસ ન થાય ત્યાં સુધી તેમની શક્તિઓ ખીલી શકતી નથી. ધનિક વર્ગોનો નાનો સમૂહ ઉચ્ચ શિક્ષણના ફાયદા માન્ય કરે છે તેમ છતાં મોટા પ્રમાણમાં તે બંગાળમાં જણાય છે જયાં સરકારે શિક્ષણને પોષણ આપ્યું અને મુંબઈમાં તે ઓછું જણાય છે. આવો

વર્ગ વધવો જોઈએ પરંતુ હાલની સ્થિતિ જોતાં અમને ખાતરી થઈ છે કે યુરોપની કલાઓ અને વિજ્ઞાન અંગેના શિક્ષણને ભારતના સંપત્તિવાન વર્ગોમાંથી વિદ્યાર્થીઓ કે નાણાં પર આધારિત કરી શકાય નહિ.

ફકરો ૨૧મો. નીચલી જ્ઞાતિઓને શિક્ષણ આપવા અંગેનો પ્રશ્ન. આપણા હાથે શિક્ષણ મેળવવા ઈચ્છતા ગરીબ ઉપલા વર્ગોના બાળકોને માટે શિક્ષણ માટેનાં ખૂબ વિશાળ દ્વાર ખુલ્લાં મૂકવાં જોઈએ. પણ અહીં એક મૂંઝવનારો પ્રશ્ન ઊભો થાય છે. જો ગરીબનાં બાળકોને મફત સરકારી સંસ્થાઓમાં દાખલ કરાય તો ઢેડ, મહાર વગેરેનાં બાળકોને શી રાતે અટકાવી શકાય?

ફકરો ૨૨મો. હિંદુઓનો સામાજિક પૂર્વગ્રહ. જો આ ગરીબ અને નીચલી જ્ઞાતિઓનાં બાળકોને બોર્ડની સેવામાં હોય તેવા પ્રોફેસરો અને શિક્ષકો દ્વારા ઉચ્ચ પ્રતિભા ધરાવતા માણસોમાં પરિવર્તિત કરાય તો તો તેમને ઉચ્ચ પદો પર જતા અટકાવી શકાય નહિ. ઘણા ઉદાર માણસો વિચારે છે કે એ બ્રિટિશ સરકારની અનુદારતા અને નિર્બળતા છે કે તે આવા પૂર્વગ્રહો સામે ઝૂકી જાય છે.

ફકરો ૨૩. મી. એલ્ફિન્સન જે સૌથી વધુ ઉદાર અને ખુલ્લાં મનના વહીવટકર્તા હતા તેમણે જણાવ્યું છે કે મિશનરીઓને નીચલી જ્ઞાતિઓ અને શ્રેષ્ઠ વિદ્યાર્થીઓ મળી આવે છે. આપણે એવા માણસોને ખાસ પ્રોત્સાહન આપવું જોઈએ. તેઓને માત્ર ધુતકારવામાં આવ્યા છે એટલું જ નહિ બલકે સમાજના વિસ્તૃત વિભાજનોમાં તેઓને તદ્દન નીચે ગણવામાં આવ્યા છે એવો ભય સેવવામાં આવે છે કે જો આપણી શિક્ષણ પદ્ધતિના મૂળ ને લોકોમાં નંખાશે તો તે કદીપણ વિકસી નહિ શકે. પણ આપણે જોઈ શકીશું કે આવા ધિક્કારાયેલા તિરસ્કૃત વર્ગને પ્રેરી શકાય છે. આવી પરિસ્થિતિ ઈચ્છનીય ગણાશે.

૫. તેથી એ દેખીતું છે કે મુંબઈ ઈલાકામાં ૧૮૫૫ પહેલાં દલિતો માટે કોઈ શાળા શરૂ કરાઈ ન હોતી તેનું કારણ એ હતું કે બ્રિટિશ સરકારની ઈરાદાપૂર્વકની નીતિ શિક્ષણના લાભને ગરીબ ઉચ્ચ જ્ઞાતિઓ મુખ્યત્વે બ્રાહ્મણો પૂરતા મર્યાદિત રાખવાની હતી. આ નીતિ સાચી હતી કે ખોટી એ જુદો પ્રશ્ન છે. તેમ છતાં, હકીકત એ છે કે આ મુદત દરમિયાન દલિતોને શિક્ષણના આશિર્વાદ લેવાની સરકારે છૂટ આપી ન હોતી.

## ૨. ૧૮૫૪ થી ૧૮૮૨

૬. જુલાઈ ૧૮૫૪માં કોર્ટ ઓફ ડિરેક્ટરોએ લખ્યું કે : "હવે અમારું લક્ષ જો શક્ય હોય તો વધુ અગત્યની અને અત્યારસુધી તદ્દન ઉપેક્ષિત રખાયેલી વિચારણા પ્રત્યે આપવું જોઈએ; એટલે કે ઉપયોગી અને વ્યવહારૂ જ્ઞાન જે જીવનના દરેક તબક્કે અનુકૂળ થઈ શકે તેને, જેઓ પોતાના પ્રયાસો દ્વારા શિક્ષણ પ્રાપ્ત કરવામાં તદ્દન નિષ્ફળ ગયા છે તેવા લોકોના આમ વર્ગને કઈ રીતે શ્રેષ્ઠ પ્રકારે પહોંચાડી શકાય એના તરફ આપણે ધ્યાન આપવાનું છે અને અમે એ જોવા ઈચ્છીએ છીએ કે જેને માટે આપણે સારૂ એવું ખર્ચ મંજૂર કરવા તૈયાર છીએ તે શિક્ષણના ઉદ્દેશને પાર પાડવા ભાવિ માટે સરકાર કયા ઉપાયો યોજે છે. આવા અવલોકનને દેશમાં આમ વર્ગના શિક્ષણનો પાયો નાખનાર તરીકે ખૂબ મહત્ત્વનું ગણવામાં આવે છે. આ નીતિનાં પરિણામો ૧૮૮૨ માં ભારતીય શિક્ષણ અંગેના હન્ટર કમિશને પ્રથમ તપાસ્યાં હતાં. નીચેના આંકડા પરથી ૨૮ વર્ષોની મુદત દરમિયાન કેટલી સિદ્ધિ મળી હતી તે જણાય છે :

### પ્રાથમિક શિક્ષણ - ૧૮૮૧-૮૨

| | શાળામાં વિદ્યાર્થીઓની સંખ્યા. | કુલ વિદ્યાર્થીઓની ટકાવારી. |
|---|---|---|
| ખ્રિસ્તીઓ . . . . . . . . . . . . | ૧,૫૨૧ | .૪૯ |
| બ્રાહ્મણો . . . . . . . . . . . . | ૬૩,૦૭૧ | ૨૦.૧૭ |
| બીજા હિંદુઓ . . . . . . . . . . | ૨,૦૨,૩૪૫ | ૬૪.૬૯ |
| મુસ્લિમો . . . . . . . . . . . . . | ૩૯,૨૩૧ | ૧૨.૫૪ |
| પારસીઓ . . . . . . . . . . . . | ૩,૫૧૭ | ૧.૧૨ |
| આદિ જાતિઓ અને ગિરિજનો . | ૨,૭૧૩ | .૮૭ |
| નીચલી જ્ઞાતિના હિંદુઓ . . . . . | ૨,૮૬૨ | .૮૭ |
| યહૂદીઓ અને અન્ય . . . . . . | ૩૭૩ | .૧૨ |

## માધ્યમિક શિક્ષણ - ૧૮૮૧-૮૨

| | મિડલ સ્કૂલો | | હાઈસ્કૂલો | |
|---|---|---|---|---|
| | શાળાઓમાં વિદ્યાર્થીઓની સંખ્યા | વિદ્યાર્થીઓની કુલ સંખ્યાની ટકાવારી | શાળાઓમાં વિદ્યાર્થીઓની કુલ સંખ્યા | વિદ્યાર્થીઓની કુલ સંખ્યાની ટકાવારી |
| ખ્રિસ્તીઓ ........ | ૧,૪૨૯ | ૧૨.૦૬ | ૧૧૧ | ૨.૨૬ |
| બ્રાહ્મણો ........ | ૩,૬૩૯ | ૩૦.૭૦ | ૧,૯૭૮ | ૪૦.૨૯ |
| બીજા હિંદુઓ — ખેડૂતો ..... | ૬૨૪ | ૫.૨૬ | ૧૪૦ | ૨.૮૫ |
| નીચલી જ્ઞાતિઓ | ૧૭ | ૧૪ | -- | -- |
| બીજી જ્ઞાતિઓ | ૩,૮૨૩ | ૩૨.૨૫ | ૧,૫૭૩ | ૩૨.૦૪ |
| મુસ્લિમો ........ | ૬૮૭ | ૫.૮૦ | ૧૦૦ | ૨.૦૪ |
| પારસીઓ ........ | ૧,૫૨૬ | ૧૨.૮૭ | ૯૬૫ | ૧૯.૬૬ |
| આદિ જાતિઓ અને ગિરિજનો ........ | ૬ | .૦૫ | -- | -- |
| અન્ય (યહૂદીઓ, વગેરે સહિત) .... | ૧૦૩ | .૮૭ | ૯૨ | ૦૦.૮૬ |

## કોલેજ શિક્ષણ -૧૮૮૧-૮૨

| | વિદ્યાર્થીઓની સંખ્યા | વિદ્યાર્થીઓની કુલ સંખ્યાની ટકાવારી |
|---|---|---|
| ખ્રિસ્તીઓ | ૧૪ | ૩ |
| બ્રાહ્મણો | ૨૪૧ | ૫૦ |
| બીજા હિંદુઓ — ખેડૂતો | ૫ | ૧ |
| નીચલી જ્ઞાતિઓ | ૦ | ૦ |
| બીજી જ્ઞાતિઓ | ૧૦૩ | ૨૧.૩ |
| મુસ્લિમો | ૭ | ૧.૫ |
| પારસીઓ | ૧૦૮ | ૨૧.૫ |

| આદિ જાતિઓ અને ગિરિજનો | ૦ | ૦ |
| --- | --- | --- |
| અન્ય (યહૂદીઓ, વગેરે સહિત) | ૨ | ૦.૪ |

૭. આ આંકડા શું બતાવે છે ? સરકારની નીતિ જનતાને શિક્ષણ આપવાની હોવા છતાં, જનતા ૧૮૫૪ના વર્ષ પહેલાં હતી તે જ રીતે શિક્ષણના વ્યાપની બહાર હતી, અને હિંદુઓના સૌથી નીચલા વર્ગો અને આદિમજાતિ વર્ગો શિક્ષણ ક્રમમાં હજી તદ્દન નીચે હતા; એટલા બધા કે ૧૮૮૧-૮૨માં તે કોમમાંથી કોઈપણ વિદ્યાર્થી આ ઈલાકામાં હાઈસ્કૂલમાં કે કોલેજમાં ન હતો. દલિતોને બાકીના વર્ગોની સમકક્ષ લાવવામાં આવ નિષ્ફળતાનું કારણ શું ? આ પ્રશ્નનો જવાબ મેળવવા માટે આ ઈલાકાની સરકારન શૈક્ષણિક નીતિના ઈતિહાસમાં ફરી ડોકિયું કરવું જરૂરી છે.

૮. ૧૮૮૪ના વર્ષમાં પૂરાં ૪૦ વર્ષ પછી એવુ જણાયું કે રાજયની ફરજ લોકોન વિશાળ જનતાને શિક્ષણ આપવાની હતી પરંતુ એવા રૂઢિચુસ્તો હતા જેઓ આ શાણ સિદ્ધાંતની વિરુદ્ધ હતા અને આ નીતિને ઉથલાવવાની ચળવળ કરતા હતા. પછાતવર્ગો તેમની જીવનસ્થિતિમાં ઉન્નતિ કરવામાંથી ઊભાં થતાં બ્રિટિશ રાજ સામેના પરિણામો ભય બોર્ડ ઓફ કન્ટ્રોલના પ્રમુખ લોર્ડ એલનબરો જેવા માણસોના ચનમાં હજી ઘૂમ કરતો હતો. એમણે કોર્ટ ઓફ ડિરેકટરોના અધ્યક્ષને એપ્રિલ, ૧૮૫૮માં પત્ર લ જણાવ્યું હતું કે :

મહાશય : ભારતના જુદા જુદા ભાગોમાં શિક્ષણની પરિસ્થિતિની સમીક્ષા કર ઘણાપત્રો મને મળ્યા કરે છે અને હું કબૂલ કરૂ છું કે મારા મન પર તેમની એ છાપ પડી છે કે તે વખતે સ્થાપિત પદ્ધતિનાં સારાં પરિણામ નથી મળતાં.

ફકરો ૧૧. હું માનું છું કે આપણે ભાગ્યે જ નીચલા વર્ગના માતાપિતાને તેમ બાળકોને આપણી શાળામાં મોકલવાની પ્રેરણા આપીએ છીએ. આપણે ઈચ્છીએ છી એવો શિક્ષણનો પ્રસાર કરવો હોય તો વ્યવહારુ દ્દષ્ટિએ આપણે મજૂર વર્ગને માન વિકાસ માટે ઉચ્ચ પ્રમાણમાં તક આપવી જોઈએ.

ફકરો ૧૨. આ પરિણામથી સમાજની તંદુરસ્ત પરિસ્થિતિ નહીં સર્જાય. આપ સરકાર નીચલા વર્ગના વધુ શિક્ષિતને આપણે આપવાં જોઈએ તેવાં મહેચ્છા પાડવાનાં સાધનો આપી શકી નથી.

ફકરો ૧૩. આપણે ઉચ્ચ શિક્ષણ મારફત ગરીબ વ્યક્તિઓને જનતા પર મોટો પ્રભાવ આપીને ગરીબ વ્યક્તિઓનો એક અસંતુષ્ટ વર્ગ ઊભો કર્યો છે.

ફકરો ૧૪. શિક્ષણ અને સંસ્કૃત ઊચ્ચ વર્ગોમાંથી નીચલા વર્ગોમાં ઊતરે છે અને એ રીતના વ્યવહારથી સમાજને નવી શક્તિ મળે છે પરંતુ તે કદી પણ નીચલા વર્ગોમાંથી તેમની ઉપર છે તેવા વર્ગોમાં નહિ જાય. જો તેવું શિક્ષણ અને સંસ્કાર કેવળ નીચલા વર્ગોને જ અપાય તો પરિણામે વ્યાપક પ્રબળ ઉત્પાત જન્મશે જેનો પ્રથમ ભોગ વિદેશીઓ બની જશે.

ફકરો ૧૫. જો આપણે શિક્ષણનો ફેલાવો કરવાનું ઈચ્છતા હોઈએ તો આપણે તે પ્રથમ તો ઉચ્ચ વર્ગોને આપવું જોઈએ.

ફકરો ૧૬. આમ કરવાની બે રીતો છે :- કોલેજો સ્થાપીને તેમાં કેવળ ઉચ્ચ વર્ગોનેજ દાખલ કરીને અને લશ્કરની પુનર્રચના કરીને દેશી સજ્જનોમાંથી જેના પુત્રો કમિશન મેળવવા સક્ષમ હોય તેમને તરત કમિશન આપીને.

યુરોપિયન અધિકારીઓની અસ્પૃશ્ય વર્ગો તરફની આ સૂત્રને ૧૮૫૯માં સેક્રેટરી ઓફ સ્ટેટે આખરે દૂર કરી હતી જેમાં જનતાના શિક્ષણ માટેની સરકારની જવાબદારીનું પુનરાવર્તન કરાયું હતું.

૧૦. એ વિચિત્ર જણાશે કે જનતાના શિક્ષણ માટેની સરકારની જવાબદારી સરકારે સ્વીકારી તેનાથી દલિતોને જે લાભ થયો તે માત્ર નામ પૂરતો જ હતો કારણ કે જુદા જુદા જિલ્લાઓમાં આમજનતા માટે શાળાઓ શરૂ કરાઈ હતી પણ તેમાં દલિતોના પ્રવેશનો પ્રશ્ન હજી પણ વણઉકલ્યો રહ્યો હતો. આવો પ્રશ્ન ૧૮૫૬માં ઊભો થયો હતો પણ સરકારનો નિર્ણય દલિતોની તરફેણમાં ન હતો. ૧૮૫૬-૫૭ના વર્ષમાં મુંબઈ ઈલાકાના જાહેર શિક્ષણ નિયામકના અહેવાલમાંથી લીધેલા નીચેના ઉતારા પરથી આ જોઈ શકાશે :

"ફકરો ૧૭. નીચલી જ્ઞાતિઓ અને વન્ય આદિજાતિઓ માટેની શાળાઓ. સરકારે પ્રત્યક્ષ રીતે સ્થાપેલી નીચલા વર્ગ માટેની શાળાઓ નથી અને સરકારે આવી શાળાઓ નામંજૂર કરી છે. રાજય દ્વારા સંપૂર્ણ સમર્થિત સામાન્ય શાળાઓ તમામ જ્ઞાતિઓ માટે સિદ્ધાંત તરીકે શરૂ કરાઈ છે. ૧૮૫૫- ૫૬ના મારા અહેવાલમાં અવલોકન દરમિયાન

નીચેનો હુકમ અપાયો હતો : સરકારી શાળામાં સૌથી નીચલા વર્ગના વિદ્યાર્થીને પ્રવેશ આપવાનો પ્રશ્ન સરકાર સમક્ષ લાવવામાં આવ્યો હોય તેવો એક માત્ર કિસ્સો મહાર વિદ્યાર્થીનો હતો જેના વતી એક અરજી જૂન ૧૮૫૬માં કરવામાં આવી હતી જેમાં ફરિયાદ હતી કે શાળાની ફી આપવા રાજી હતો તેમ છતાં તેને ધારવાડની સરકારી શાળામાં દાખલ કરાયો ન હતો.

આ પ્રસંગે સરકારને ભારે વ્યવહારુ મુશ્કેલી જણાઈ હતી. એવો નિર્ણય કરવામાં આવ્યો હતો કે કંઈક આનાકાની પછી ઠરાવ કરવો. જેમાં ઠરાવવામાં આવ્યું હતું કે એક વ્યક્તિને ખાતર, કે એવી શાળામાં પ્રવેશ માગતો હતો કે જ્યાં હિંદુ જ્ઞાતિઓના વિદ્યાર્થીઓને જ પ્રવેશ આપવામાં આવતો હતો ત્યાં તેઓની સાથે તે મહાર વિદ્યાર્થીને બેસાડવામાં આવે તો તે સંસ્થા દેશી લોકોના વિશાળ સમુદાય માટે નકામી બની જાય.

આ બાબતમાં મુબંઈ સરકારની કાર્યવાહીને ભારત સરકારે ધ્યાનમાં લીધી હતી અને જાન્યુઆરી ૧૮૫૭માં એક પત્રમાં જણાવ્યું હતું કે :

ગવર્નર જનરલ ઈન કાઉન્સિલને લાગે છે કે મુંબઈ સરકારે આ બાબતમાં કદાચ ડહાપણભરી રીતે કામગીરી કરી છે ; પરંતુ મને એમ કહેવાનું યોગ્ય જણાય છે કે આવા વિદ્યાર્થીને બંગાળ ઈલાકામાંની કોઈપણ સરકારી શાળામાં પ્રવેશનો ઈનકાર કરાયો ન હતો.

આ પત્ર મળતાં એવું ઠરાવવામાં આવ્યું હતું કે ભારત સરકારને એવી ખાતરી આપવી જોઈએ કે આ સરકાર એવો કોઈ ઉપાય નહિ કરે જેનાથી આખા દેશની શાળાઓ જ્ઞાતિની બાબતમાં કેવળ અમુક જ્ઞાતિ માટેની જ બની જાય છે ; પરં સરકારી શાળાની અપકીર્તિ થાય અને પરિણામે તેની કાર્યક્ષમતા પર અસર પડે અ તેનો હેતુ માર્યો જાય તેમ થવા દીધા વગર આનો અમલ કરવો જોઈએ. એમ પ નક્કી કરવામાં આવ્યું હતું કે સરકારી શાળાઓની વ્યાપક ઉપયોગિતાને અસરકર્તા તેવા બંગાળમાં પ્રવર્તતા સિધ્ધાંતની વ્યવહારુ કામગીરીની તપાસ કરવી જોઈએ.

૧૧. બંગાળમાં પ્રવર્તમાન પ્રથા અંગેની તપાસમાં જણાયું હતું કે બંગાળ સત્તાધિકારીઓએ ભારત સરકારની ધારણા વિરુદ્ધ, સ્થાનિક લોકોની લાગણીના સંદર્ભમ ઊતરતી જ્ઞાતિઓના ઉમેદવારોને પ્રવેશ આપવો કે ન આપવો એ જિલ્લા શિક્ષ

સમિતિઓને માથે છોડી દીધું હતું. આનું પરિણામ એ આવ્યું કે દલિતો સંકોચશીલ થઈ ગયા કારણ કે સ્પૃશ્ય વર્ગો તેમને, સરકારે પોતાના તમામ લોકો માટે પ્રગટાવેલ જ્ઞાન યજ્ઞમાં પોતાની પાસે બેસાડવા માગતા ન હતા.

૧૨. આ સંજોગોમાં ૧૮૫૪માં વિચારવામાં આવ્યા પ્રમાણે જનતાનું શિક્ષણ દલિતો સિવાય વ્યવહારમાં સૌને ઉપલબ્ધ હતું. ૧૮૫૪માં દલિતોના શિક્ષણ પરનો પ્રતિબંધ ઉઠાવી લેવાયો એ તો માત્ર નજીવી બાબત હતી. કારણ કે સરકારે બાકાત નહિ રાખવાનો સિદ્ધાંત કાયમ રહેવા દીધો તેમ છતાં તેનો વ્યવહારું અમલ બહુ કાળજીપૂર્વક ટાળવામાં આવતો હતો ; જેથી આપણે એમ કહી શકીએ કે એ પ્રતિબંધ પહેલાંની માફક જ વ્યવહારમાં ચાલું રાખવામાં આવ્યો હતો.

દલિતોના શિક્ષણનો હવાલો સંભાળી શકે તેવી માત્ર ખ્રિસ્તી મિશનરીઓ જ હતી. સરકારની પ્રતિજ્ઞા હતી ધાર્મિક તટસ્થતા જાળવી રાખવી અને તેથી મિશનરી શાળાઓને સમર્થન આપી શકતી ન હતી. અને તે એટલી હદ સુધી કે આ ઈલાકામાં કોઈપણ મિશનરી શાળાને નાણાકીય ગ્રાન્ટ આપવામાં આવી ન હતી.

૧૩. આ મુશ્કેલીનો ઉપાય શોધી કાઢવા માટે સરકારે બે માર્ગ અપનાવ્યા : (૧) નીચલી જ્ઞાતિના છોકરાઓ માટે અલગ સરકારી શાળાઓ શરૂ કરવી અને (૨) સહાયક ગ્રાન્ટના નિયમો હળવા બનાવીને તેમનું શિક્ષણ માથે લેતી મિશનરી સંસ્થાઓને ખાસ પ્રોત્સાહન આપવું. જો આ બંને માર્ગો અપનાવાયા હોત તો દલિતોના શિક્ષણનાં પરિણામ આવ્યાં હોત.

૩. ૧૮૮૨ થી ૧૯૨૮.

૧૪. ૧૮૮૨ના વર્ષ પછી ૧૯૨૩નું વર્ષ મુંબઈ ઈલાકાના શૈક્ષણિક ઈતિહાસનું બીજું સીમાચિહ્ન બને છે. આ વર્ષમાં પ્રાથમિક શિક્ષણને પ્રાંતિક સરકારો પાસેથી સ્થાનિક સંસ્થાઓને તબદીલ કરાયું હતું. તેથી, ૧૯૨૩માં પરિસ્થિતિનો તાગ મેળવવો યોગ્ય ગણાશે. ૧૯૨૩માં શૈક્ષણિક પ્રગતિની બાબતમાં મુંબઈ ઈલાકામાં જુદી જુદી કોમોની સ્થિતિનો સારાંશ નીચેનાં કોઠામાં આપ્યો છે :

| ઈલાકામાં વસ્તીના વર્ગો | વસ્તી સંબંધમાં ક્રમ | શિક્ષણ સંબંધમાં ક્રમ | | |
|---|---|---|---|---|
| | | પ્રાથમિક | માધ્યમિક | કોલેજ |
| પ્રગતિશીલ હિંદુઓ | ૪થો | ૧લો | ૧લો | ૧લો |
| વચગાળાના હિંદુઓ | ૧લો | ૩જો | ૩જો | ૩જો |
| પછાત હિંદુઓ | ૨જો | ૪થો | ૪થો | ૪થો |
| મુસ્લિમો | ૩જો | ૨જો | ૨જો | ૨જો |

૧૫. ઉપરના કોઠા પરથી જણાય છે કે શિક્ષણની બાબતમાં જુદી જુદી કોમોની મુકાબલે પ્રગતિમાં ભારે તફાવત છે. વસ્તી અને શૈક્ષણિક પ્રગતિના ક્રમમાં વચગાળાના હિંદુઓ વસ્તીના ક્રમમાં પહેલા અને શિક્ષણના ક્રમમાં ત્રીજી આવે છે. દલિતો જેઓ વસ્તીના ક્રમમાં બીજા આવે છે તેઓ શિક્ષણના ક્રમમાં છેલ્લા આવે છે. મુસ્લિમો જેઓ વસ્તીના ક્રમમાં ત્રીજા આવે છે તેઓ શિક્ષણના ક્રમમાં બીજા આવે છે, જયારે પ્રગતિશીલ હિંદુઓ વસ્તીના ક્રમમાં ચોથા આવે છે તેઓ શિક્ષણના ક્રમમાં પહેલા આવે છે. આના પરથી આપણે સહેલાઈથી કહી શકીએ કે આ બાબતમાં ૧૮૮૨માં જે સ્થિતિ હતી તેમાં કશી સુધારણા થઈ નથી.

૧૬. ઉપરનું પત્રક જે ૧૯૨૩-૨૪ના વર્ષના મુંબઈ ઈલાકાના જાહેર શિક્ષણ નિયામકના અહેવાલ પર આધારિત છે ને કેવળ એ જ બતાવે છે કે જુદી જુદી કોમો વચ્ચે શૈક્ષણિક પ્રગતિમાં અસમાનતા છે. આપણે અસમાનતાનું પ્રમાણ ન જાણીએ ત્યાં સુધી આપણે મહત્ત્વનો નિર્ણય કરી શકીએ નહિ. આ સ્થિતિ સ્પષ્ટ કરવા માટે નીચેનો કોઠો આપ્યો છે :

કોઠો

| વસ્તીનો વર્ગ | પ્રાથમિક શિક્ષણ | માધ્યમિક શિક્ષણ | કોલેજ શિક્ષણ |
|---|---|---|---|
| | વસ્તીના ૧,૦૦૦ દીઠ વર્ગમાં વિદ્યાર્થીઓ | વસ્તીના ૧૦૦,૦૦૦ દીઠ વર્ગમાં વિદ્યાર્થીઓ | વસ્તીના ૨૦૦,૦૦૦ દીઠ વર્ગમાં વિદ્યાર્થીઓ |
| પ્રગતિશીલ હિંદુઓ | ૧૧૯ | ૩,૦૦૦ | ૧,૦૦૦ |
| મુસ્લિમો | ૯૨ | ૫૦૦ | ૫૨ |
| વચગાળાનો વર્ગ | ૩૮ | ૧૪૦ | ૧૪ |
| પછાત વર્ગ | ૧૮ | ૧૪ | (શૂન્ય ૦ાા અથવા જો હોય તો લગભગ એક) |

૧૭. ઉપરના આંકડા પરથી આ ઈલાકામાં જુદી જુદી કોમો વચ્ચેની અસમાનતાનો ખ્યાલ આવે છે અને જણાય છે કે શિક્ષણની બાબતમાં કેટલીક કોમોની સ્થિતિ દુઃખદ છે. ઉપરના આંકડા પરથી બે હકીકતો છતી થાય છે : (૧) આ ઈલાકામાં પછાત વર્ગોની શિક્ષણની સ્થિતિ દુઃખદ છે. વસ્તીની બાબતમાં તેઓ બીજા સ્થાને છે પણ શિક્ષણની બાબતમાં તેઓનું સ્થાન છેલ્લું છે ; (૨) ઈલાકાના મુસ્લિમોએ શિક્ષણમાં ગજબની ફાળ ભરી છે ; એટલી બધી કે ૩૦ વર્ષના ટૂંકા ગાળામાં તેઓ બીજી કોમોથી એટલે કે વચગાળાના અને પછાતવર્ગ કરતાં આગળ નીકળી ગયા છે એટલું જ નહિ પણ તેઓ બ્રાહ્મણો અને સંલગ્ન જ્ઞાતિઓની નજીક આવી ગયા છે.

૧૮. આનું કારણ શું હોઈ શકે? આવી પરિસ્થિતિનો અમારો જવાબ છે સરકારની અસમાન વ્યવહારની નીતિ. બંને વર્ગો તરફનો વ્યવહાર એટલો બધો અસમાન હતો કે આવી સ્થિતિ હંમેશાં રહેવા પામી હતી; અને તેનું કારણ આ હતું: -

સૌ પ્રથમ તો દરેક જિલ્લામાં મુસ્લિમ અધિકારી એટલે કે નાયબ કે મદદનીશ શિક્ષણ નિરીક્ષકની નિમણૂક કરવામાં આવી છે. ખેડા, શોલાપુર અને હૈદરાબાદ ખાતે ત્રણ નાયબો તરીકે મુસ્લિમ સ્નાતકો છે જયારે ચોથો મહેસૂલ ખાતામાંથી ઊંચા પગારધોરણ પર લેવામાં આવ્યો છે. મુંબઈ, કરાંચી અને જૂનાગઢ ખાતે મુસ્લિમો માટે ઓછી ફી વાળી હાઈસ્કૂલો શરૂ કરવાના ખાસ પ્રયાસ કરવામાં આવ્યા છે. બીજા

મુસ્લિમ મંડળો દ્વારા અન્યત્ર પણ આવી જ શાળાઓ શરૂ કરવામાં આવી છે. સરકાર પણ તેમના લાભ માટે અમુક વિસ્તારોમાં ખાસ શાળાઓ નિભાવે છે અને તેમના માટે પ્રાંતિક અને લોકલ બોર્ડ શિષ્યવૃત્તિઓ અનામત રાખે છે. મુંબઈ ખાતેની સંયુક્ત શાળા સમિતિએ હમણાં મુસ્લિમ ડેપ્યુટી ઈન્સપેકટરની નિમણુક કરીને મુસ્લિમ શિક્ષણે ઉત્તેજન આપવાનો ખાસ પ્રયાસ કર્યો છે.

૧૯. હવે આની સાથે દલિતોના શિક્ષણ અંગેના અવલોકનો સરખાવો :

મુંબઈના મધ્ય વિભાગમાં નીચલી જ્ઞાતિનાં બાળકોને શાળાઓમાં મફત દાખલ કરવામાં આવ્યાં છે અને તેઓને પુસ્તકો, સ્લેટો વગેરે ઈનામો મળે છે. કાઠિયાવાડમાં દલિતોનાં માત્ર ત્રણ બાળકો શિક્ષણ મેળવે છે. દક્ષિણ વિભાગમાં ૭૨ ખાસ શાળાઓ છે જેમાંની મોટા ભાગની શાળાઓમાં લાયકાત નહિ ધરાવતા શિક્ષકો છે.

૨૦. આવા અસમાન વ્યવહારનું મૂળ હન્ટર કમિશનની ભલામણોમાં રહેલું છે. હન્ટર કમિશન મુસ્લિમોનો કેટલો પક્ષપાત કરતું હતું તે, તેણે તેમના માટે કરેલી ભલામણોને જો આપણે દલિતોના હિતમાં કરાયેલી ભલામણો સાથે સરખાવીશું ત્યારે સ્પષ્ટ જણાશે. મુસ્લિમોની બાબતમાં કમિશને સત્તર ભલામણો કરી હતી જેમાંની નોંધપાત્ર કહી શકાય તેવી નીચે જણાવી છે :

(૧) મુસ્લિમ શિક્ષણના ખાસ પ્રોત્સાહનને સ્થાનિક, મ્યુનિસિપલ અને પ્રાંતિક નાણાં પરના કાયદેસર બોજ તરીકે ગણવું.

(૭) મુસ્લિમોને અંગ્રેજી શિક્ષણની સહાયની ખાસ જરૂર હોવાથી તેને ઉદારતાથી પ્રોત્સાહન આપવું જોઈએ.

(૮) જરૂરી હોય ત્યાં મુસ્લિમો માટે ખાસ શિષ્યવૃત્તિની ક્રમવાર પદ્ધતિ રાખવી અને

(એ) પ્રાથમિક શાળાઓમાં આપવી અને મિડલ સ્કૂલોમાં ટકાવી રાખવી;
(બી) મિડલ સ્કૂલોમાં આપવી અને હાઈસ્કૂલોમાં ટકાવી રાખવી;
(સી) મેટ્રિકની પરીક્ષાના પરિણામોના આધારે આપવી અને કોલેજોમાં પણ ટકાવી રાખવી.

(૯) જાહેર નાણાંમાંથી નિભાવાતી શાળાઓમાં શિષ્યવૃત્તિનો અમુક હિસ્સો મુસ્લિમ વિદ્યાર્થીઓ માટે અનામત રાખવો જોઈએ.

(૧૦) જે સ્થળોએ મુસ્લિમોના લાભમાટે શિક્ષણ દેણગીઓ હોય અને તે સરકારના વહીવટી હેઠળ હોય તેવાં સ્થળોએ દરેક દેણગીમાંથી મળતાં નાણાં કેવળ મુસ્લિમો માટે શિક્ષણની પ્રગતિ તરફ વાળવાં.

(૧૧) જયાં મુસ્લિમો હોય અને ખાનગી વ્યક્તિઓ કે સંસ્થાઓના વહીવટ હેઠળ હોય ત્યાં તેમને અંગ્રેજી શીખવતી શાળાઓ કે કોલેજો સહાયક ગ્રાન્ટની પદ્ધતિના આધારે સ્થાપના માટે ઉદાર સહાયક ગ્રાન્ટ આપીને પ્રેરવા.

(૧૨) જરૂરી હોય ત્યાં મુસ્લિમ શિક્ષકોને તાલીમ આપવા માટે સામાન્ય શાળાઓ કે વર્ગો સ્થાપવા.

(૧૪) અત્યારસુધી હતું તેનાથી વધુ પ્રમાણમાં મુસ્લિમ નિરીક્ષણ અધિકારીઓ મુસ્લિમો માટેની પ્રાથમિક શાળાઓના નિરીક્ષણ માટે નીમવા.

(૧૭) સ્થાનિક સરકારોનું લક્ષ, શિક્ષિત મુસ્લિમો અને બીજાઓ વચ્ચે વિભાજિત રાજયાશ્રયના પ્રમાણના પ્રશ્ન પરત્વે દોરવું.

હન્ટર કમિશને કરેલી આ દરેક ભલામણ દલિતોનાં હિતમાં પણ જરૂરી હતી. પણ જયારે આપણે કમિશને દલિતોનાં હિતમાં કરેલી ભલામણોનું પૃથક્કરણ કરીએ ત્યારે તેમાં આપણે એ નથી જોઈ શકતા કે પછાતવર્ગોના શિક્ષણને સરકારી નાણાં પરનો કાયદેસરનો બોજ ગણવું, શિષ્યવૃત્તિઓ તેમના માટે અનામત રાખવી. તેમની શૈક્ષણિક જરૂરિયાતોની સંભાળ રાખવા માટે ખાસ નિરીક્ષણ સ્ટાફ રાખવો અથવા તો તેઓમાં શિક્ષણના વિકાસના પ્રોત્સાહન માટે રાજ્યાશ્રય આપવો. હકીકતમાં તો કમિશને મુસ્લિમો માટે કરેલી ભલામણો મુસ્લિમોનાં હિતમાં હતી તેના કરતાં વધુ જરૂરી દલિતોનાં હિતમાં હતી. આમ છતાં, હન્ટર કમિશને કરેલી બે ભલામણો ઉપર જણાવેલી છે માત્ર તે જ હતી દલિતો અંગે કમિશને કરેલી આ બે ભલામણો પણ કશું સાર્થક કરી શકે એમ ન હતું. તે સાવ નિરર્થક હતી. કોઈપણ છોકરાને સરકારી કોલેજ કે શાળામાં માત્ર જ્ઞાતિના કારણે જ પ્રવેશ નકારવો નહિ એ સિદ્ધાંત પણ પાંચ પાંચ વખત જણાવ્યા છતાં નિરર્થક બની ગયો હતો. કારણ કે કમિશને દાખલ કરેલા પરંતુકના કારણે વ્યવહારમાં તેનો અમલ કરવાનું ટાળવામાં આવતું હતું. એ જ પ્રમાણે, દલિતો માટે ખાસ શાળાઓ શરૂ કરવી ભાગ્યેજ શક્ય બન્યું હતું. વધારાનું ખર્ચ માગી લેતી ખાસ શાળાઓ સરકારને ભાગ્યેજ સ્વીકાર્ય બની શકે તેમ હતું. કારણ કે તેનો ઉદ્દેશ તો

પ્રાથમિક શિક્ષણ હતું કે આ પરંતુક, જેમાં કહેવાયુ હતું કે જયાં પછાતવર્ગો મોટી સંખ્યામાં હોય ત્યા આવી શાળાઓ શરૂ કરવી એના કારણે પણ ભલામણ નકારાત્મક બની જવા પામતી હતી કારણ કે ગ્રામ વિભાગોમાં પછાતવર્ગો એક જ વિસ્તારમાં મોટી સંખ્યામાં રહેતા હોવાનું ભાગ્યે જ જોઇ શકાય તેમ હતું.

૨૨. એ સમજવું કઠીન છે કે શા માટે હન્ટર કમિશને પછાત વર્ગોની શિક્ષણની જરૂરિયાતો પર આટલું ઓછું ધ્યાન આપ્યું. જો મુસ્લિમો તરફ ઉદાર થવું જરૂરી લાગ્યુ તો જેઓ શિક્ષણ,સંપત્તિ અને સામાજિક દરજ્જામાં મુસ્લિમો કરતાં ખૂબ પાછળ છે તેવા પછાત વર્ગોને જરાક ન્યાય કરવા જેવો હતો. એકવાર હન્ટર કમિશને દલિતોને પાછળ ઠેલી મૂકયા પછી તેઓ ત્યા જ પડી રહ્યા. અને સરકારે તેમના તરફ કદીય લક્ષ આપ્યું નહિં. આવી ઉપેક્ષાનો એક દાખલો ભારત સરકારના શિક્ષણ વિભાગનો ઠરાવ છે. ભારત સરકારે બહાર પાડેલો ફેબ્રુઆરી ૧૯૧૩ નો આ ઠરાવ ખૂબ મહત્વનો છે : જેમાં ભારત સરકારે એવું ઠરાવ્યું હતું કે "સ્થાનિક સરકારને મોટી રકમો આપીને સહાય કરવી અને જુદા જુદા પ્રાંતોમાં શિક્ષણની સર્વગ્રાહી પદ્ધતિ વિસ્તારવી" ભારત સરકારે એ ઠરાવમાં પ્રાંતિક સરકારને ખાસ કરીને "દેશમાં વસતી કોમ" અને મુસ્લિમ કોમની શૈક્ષણિક જરૂરીયાતો અંગે જણાવ્યું, પરંતુ આખાય ઠરાવમાં દલિત વર્ગો વિષે એક પણ શબ્દ કહેવાયો ન હતો. મુંબઇ સરકારે તરત એ સૂચન સ્વીકારી લીધું અને ૧૯૧૩ માં મુસ્લિમોના શિક્ષણને ઉત્તેજન આપવા માટેની ભલામણ કરવા શિક્ષણ સમિતિમાં એક મુસ્લિમ સભ્ય નિમણૂક કરી દીધી. સરકારની આવી ઉપેક્ષા સામે ક્ષોભ તો થાય જ, કારણ કે ૧૯૧૩ પછી જે નાણા ભારત સરકારને મળ્યા હતા તે મહામહિમ સમ્રાટની ઘોષણાને મુર્તિમંત કરવા માટે અપાયા હતા. સમ્રાટે આ ઘોષણા ૬ જાન્યુઆરી ૧૯૧૩ ના રોજ કલકત્તા વિશ્વવિદ્યાલયમાં તેમને માનપત્ર અપાયું તેના ઉત્તરમાં કરી હતી. સરકારે કહ્યુ કે

"મારી ઇચ્છા છે કે સમગ્ર દેશમાં સ્કુલ અને કોલેજોની જાળ બીછાવવામાં આવે જેમાંથી વફાદાર સાહસી અને ઉપયોગી નાગરિકો નીકળે કે જે ઉદ્યોગ, કૃષી અને જીવનના ક્ષેત્રોમાં અડગ ઉભા રહે. મારી અંતરની ઇચ્છા છે કે મારી ભારતીય પ્રજાના ઘરોમાં જ્ઞાનના દીપક જળહળે અને આ જ્ઞાનના પ્રકાશથી ચીંતન, સુખ-સુવિધા, શ્રમ અને સ્વાસ્થ્યનું સ્તર ઉચ્ચતમ શીખરો સર કરે. મારી આ મહેચ્છા શિક્ષણથી જ ફાલસે તેથી ભારતમાં શિક્ષણનો મારો ઉદેશ્ય મારા હૃદયની ભલી લાગણીની પ્રિય ધર્મ રહેશે."

### ૪. ૧૯૨૩ થી ત્યાર પછી.

૨૩. સુધારા અધિનયમન ૧૯૨૧માં અમલમાં આવ્યો. શિક્ષણને મંત્રીના હવાલામાનો તબદીલ વિષય બનાવવામાં આવ્યો હતો અને તેથી તેમના હાથે શિક્ષણમાં ઝડપી પ્રગતિ થવાની અપેક્ષા હતી. તેમ છતા, પછાતવર્ગોને શંકા હતી કે શિક્ષણને મંત્રીઓના નિયંત્રણમાં તબદીલ કરવાથી તેમને કોઇ લાભ મળશે કે કેમ. નોકરશાહીના હાથે શિક્ષણની બાબતમાં તેમને અન્યાય થયો હતો. પહેલાં નોકરશાહીએ તેમને શિક્ષણના લાભ લેવા દીધા નહિં. પછી નોકરશાહીએ તેમને શિક્ષણ મેળવવામાં મદદ કરી નહિં.તેમ છતાં, પછાત વર્ગોને શિક્ષણનો અધિકાર છે તેવા સિદ્ધાંતનો ઇન્કાર કરવામાં નોકરશાહીને બહુ આનંદ આવતો હતો . નોકરશાહીને દૂર કરવાનો સંઘર્ષ કરતા ભારતીય

બુદ્ધિજીવીઓ પણ આવો જ આનંદ મેળવશે તેવો નિર્દેશ કરવા પછાતવર્ગો તૈયાર ન હોતા. ભારતીય બુદ્ધિજીવીઓનાં મૂળ એવા ભાગમાં હતાં જેમાં પછાત વર્ગોનેમાન્ય એવો કશો અધિકાર ન હતો તેથી પછાતવર્ગોને દહેશત હતી કે ભૂતકાળમાં જે રીતે જીવતા હતા તે જ રીતે વર્તમાનમાં પણ જીવવું પડશે.

૨૪. દુર્ભાગ્યે તેમની શંકાઓ સાચી પડી અને એમ કહેવું સાચું છે કે સુધારા હેઠળ મુંબઈ ઈલાકામાં પછાતવર્ગો એક નરકમાંથી બીજા નરકમાં જઈ પડયા છે. હાલની સ્થિતિ અંગે આ કડક ટીકા કહી શકાય, પરંતુ મુંબઈ ઈલાકામાં ફરજિયાત પ્રાથમિક શિક્ષણ અધિનિયમે પછાતવર્ગોની જે દશા કરી છે તેનું બીજા શબ્દોમાં ભાગ્યેજ વર્ણન કરી શકાય તેમ છે. આ ફરજિયાત પ્રાથમિક શિક્ષણ અધિનિયમ બહુ મહત્ત્વના અર્થમાં એક "છળકપટ" છે. આ અધિનિયમમાં એવો દાવો કરવામાં આવ્યો હતો કે તેના કારણે પ્રાથમિક શિક્ષણનું સ્વરૂપ મરજિયાતમાંથી ફરજિયાત થઈ જશે. પણ આ અધિનિયમથી એવું કંઈ જ થવા પામ્યું નથી. આ પદ્ધતિ અગાઉ હતી તેવી જ મરજીયાત છે અને અનિશ્ચિત મુદત સુધી એવી જ રહેશે. કારણ કે તેને ફરજિયાત બનાવવાની તેમાં કશી જવાબદારી નથી એટલું જ નહિ પણ તેવી જવાબદારી ક્યારે પરિપૂર્ણ કરવી એની કોઈ નકકી મુદત પણ નથી. આ વાત બાજુ એ મૂકી દઈએ તોપણ ફરજિયાત પ્રાથમિક શિક્ષણ અધિનિયમના કારણે પ્રાથમિક શિક્ષણના નિયંત્રણ માટેના વહીવટી તંત્રમાં ઉડાઉ ફેરફારો થવા પામ્યા છે. અત્યાર સુધી, પ્રાથમિક શિક્ષણનો વહીવટ અને નિયંત્રણ પ્રાંતિક સરકારને સોંપાયું હતું અને પ્રાથમિક શિક્ષણ અંગેનું તમામ ખર્ચ પ્રાંતિક મહેસૂલમાંથી ચૂકવવામાં આવતું હતું. ફરજિયાત પ્રાથમિક શિક્ષણ અધિનિયમ હેઠળ આ પરિસ્થિતિ ઊલટી બની ગઈ છે. હવે, પ્રાથમિક શિક્ષણનું નિયંત્રણ અને વહીવટ જિલ્લા શાળા મંડળોને સોંપવામાં આવ્યું છે અને લોકલ બોર્ડો પ્રાંતિક સરકારને ગ્રાન્ટ આપે તેના બદલે પ્રાંતિક સરકારે જિલ્લા શાળા મંડળોને ગ્રાન્ટ આપે એમ ફરમાવાયું છે. આવો ફેરફાર કરવાની ભાવના એટલી ઉડાઉ અને ઉન્મત્ત હતી કે અધિનિયમમાં આ શાળા મંડળોને તેનો પોતાનો કાર્યપાલક અધિકારી નીમવાની સત્તા આપવામાં આવી છે. આવો વિશેષહક તો મુંબઈ મ્યુનિસિપાલિટી જેવા પ્રગતિશીલ કોર્પોરેશનને પણ આપવાની ના પાડવામાં આવે છે.

૨૫. સભા માને છે કે આ ફેરફાર બહુ ક્રાન્તિકારી ફેરફાર છે અને ઈલાકાના શ્રેષ્ઠ હિતને નુકસાનકારક થવાનો છે- ખાસ કરીને પછાતવર્ગોને. એ ખ્યાલમાં રાખવું

જોઈએ કે વસ્તીના તમામ વર્ગોને હજી શિક્ષણની મહત્ત્વની જરૂરિયાતનું ભાન થયું નથી. સામાન્ય માન્યતા એવી છે કે શિક્ષણ એ તો બ્રાહ્મણોનો વિષય છે અને બીજો કોઈને એ સાથે કંઈ લેવાદેવા નથી. માત્ર થોડાક જ એવા લોકો છે જેઓ રાજકારણમાં પડયા છે તેમ છતાં, શિક્ષણના પ્રસારની ચિંતા કરી છે. શાળા મંડળમાં ઘણા અબુધ ગ્રામવાસીઓ છે જેઓ એવી પ્રણાલિકામાં માને છે કે શિક્ષણએ બ્રાહ્મણનો વિષય છે અને તેથી તેઓ તેના તરફ ઉદાસીન થઈ જાય છે અને તેને ફરજિયાત બનાવવાનો વિરોધ કરે છે. શિક્ષણનો વહીવટ જો કાર્યક્ષમ બનાવવો હોય તો થોડા સમય માટે તેને પ્રાંતિક સરકાર હસ્તક વિધાન પરિષદના નિયંત્રણ હેઠળ રાખવું જોઈએ જયાં થોડાક રાજકારણીઓ જેઓ શિક્ષણની જરૂરીયાતને જાણે છે તે લોકો હોય. શિક્ષણની શિક્ષણ ખાતામાંથી શાળા મંડળોને કરેલી તબદીલ એટલે વિશ્વાસુ માણસો પાસેથી અવિશ્વાસુ માણસોને કરેલી તબદીલી. પરંતુ જો આવી તબદીલીથી વ્યાપક ધોરણે શિક્ષણની પ્રગતિને નુકસાન થવાનું હોય તો પછાતવર્ગોનાં હિતોને તો ખાસ નુકસાન થશે. સામાન્ય લોકો શિક્ષણમાં માને છે કે નહિ તેમાં કંઈક શંકા હોઈ શકે પણ એકવાત નક્કી છે કે તેઓ પછાતવર્ગોના શિક્ષણમાં તો નથી જ માનતા. ઉચ્ચ વર્ગોનું સમાજના નીચલા વર્ગો તરફનું પ્રાથમિક શિક્ષણ અંગેનું વલણ જોતાં હન્ટર કમિશને લખ્યું હતું કે, "કેટલાય સાક્ષીઓએ એવો જવાબ આપ્યો હતો કે નીચલી જ્ઞાતિના છોકરાઓને શાળામાં પ્રવેશ અપાય તે સામે ચોકકસ સૂગ બતાવવામાં આવે છે." અમારી આ વિષય અંગેની ચર્ચામાં અમારા ધ્યાન પર એવું લાવવામાં આવ્યું હતું કે મધ્ય પ્રાંતોના અને મુંબઈ પ્રાંતના અમુક ભાગોમાં, નીચલી જ્ઞાતિઓ શિક્ષણ લેશે તો તેઓ જીવનમાં પ્રગતિ કરી શકશે અને તેનાથી તેઓને હાલની ગુલામી હાલતમાંથી મુક્તિ મેળવવાની પ્રેરણા મળશે એ કારણસર, નીચલી જ્ઞાતિઓના શિક્ષણ પ્રત્યે ગ્રામ સમુદાયો ખાસ વાંધો ઉઠાવતા હતા. મુબઈના જાહેર શિક્ષણ નિયામકના ૧૮૯૬-૯૭ના અહેવાલમાં એક એવા કેસ જણાવ્યો હતો જેમાં ખેડા જિલ્લાના સ્થાનિક અધિકારીઓની નીચલી જાતિના વિદ્યાર્થીઓને પ્રવેશ આપવાની કામગીરીના પરિણામે પાંચ કે છ મોટી શાળાઓ વર્ષો સુધી બંધ થઈ ગઈ હતી અને નીચલી જ્ઞાતિના લોકોનાં ઝૂંપડાં અને પાક એક ગામમાં બાળી નાખવામાં આવ્યાં હતાં અને બે વર્ષ સુધી તે ગામ પર શિક્ષાત્મક વેરો નાખવામાં આવ્યો હતો.

૨૬. ગ્રામ સમુદાયોના આવા વલણથી એવી આશા કઈ રીતે રાખી શકાય કે મહંદશે ગ્રામ સમુદાયોમાંથી બનેલાં શાળા મંડળો દલિતોના શિક્ષણની બાબતમાં તેમના વિશ્વાસ નિષ્ઠાપૂર્વક અદા કરશે? પછાતવર્ગોના શિક્ષણપરનું નિયંત્રણ શાળા મંડળોને

સોંપવું એટલે ફોજદારી કેસ ચલાવનારને સત્તા સોંપવી એમ ગણાય. એમાં આશ્ચર્ય નથી કે પ્રાથમિક શિક્ષણનું નિયંત્રણ શાળા મંડળોને તબદીલ કરાય તેને વખોડી કાઢતા ઠરાવો પછાતવર્ગો દ્વારા કરવામાં આવે. જો શાળા મંડળોમાં પૂરતી સંખ્યામાં દલિતોના પ્રતિનિધિઓ હોત તો તેથી કંઈક રાહત થાત. પરંતુ એ ય નથી થયું. પરિષદથી માંડીને તે ઠેઠ સ્થાનિક મંડળો સુધીની સ્વશાસન કરતી સંસ્થાઓમાં દલિતોનું પ્રતિનિધિત્વ એ રીતે સરકારે આયોજિત કર્યું છે કે જાણે સંગ્રહાલયના વ્યવસ્થાપકને તેના સંગ્રહાલયમાં દરેક પ્રાણીના એકથી વધુ નમૂના રાખવાની ફિકર હોય. જિલ્લા શાળા મંડળના લગભગ ચાલીસ સભ્યોમાં સરકાર દલિતોમાંથી એક સભ્યને નિયુક્ત કરે છે અને શાળા મંડળને દલિતોમાંથી કો-ઓપ્ટ કરવાની સૂચના આપે છે. આ કો- ઓપ્ટ કરવાના સિદ્ધાંતમાં હંમેશાં એવો ભય રહે છે કે ખોટો માણસ કો-ઓપ્ટ થઈ જાય છે. પૂર્વ ખાનદેશના દલિતોને તાજેતરની શાળામંડળની ચૂંટણીઓમાં આવા ભયનો સામનો કરવો પડયો હતો. પણ માની લો કે સાચો માણસ કો-ઓપ્ટ કરાય તો પણ, શાળા મંડળના વધુમાં વધુ ૧૫ વ્યક્તિઓના ઝેરીલા જૂથ સામે આવી એકલદોકલ વ્યક્તિ શું કરી શકવાની છે?

૨૭.જો સરકાર દલિતોના શિક્ષણને ઉત્તેજન આપવામાં સચ્ચાઈપૂર્વક માનતી હોય તો સરકારે અપનાવવાં જોઈએ એવાં અમુક પગલાં છે. આ બાબતમાં સરકારે શું કરવું જોઈએ તે અંગે સભાની પોતાની પ્રતીતીઓ છે અને નીચે પ્રમાણે પ્રમાણરૂપે તે જણાવવા માટે છે :

(૧) ફરજિયાત પ્રાથમિક શિક્ષણ અધિનિયમ રદ કરવામાં ન આવે અને પ્રાથમિક શિક્ષણને શાળા મંડળોને હસ્તક તબદીલ કરવાનું બંધ કરવામાં ન આવે ત્યાં સુધી, સભાને ડર છે કે દલિતોના શિક્ષણને ભારે ધક્કો પહોંચશે.

(૨) પ્રાથમિક શિક્ષણની બાબતમાં જબરદસ્તીને ફરજિયાત બનાવવામાં ન આવે ત્યાં સુધી અને પ્રાથમિક શાળાઓમાં પ્રવેશનો કડક અમલ બજાવવામાં ન આવે ત્યાં સુધી, પછાત વર્ગોની શૈક્ષણિક પ્રગતિ માટેની આવશ્યક શરતો અસ્તિત્વમાં નહિ આવે.

(૩) મુસ્લિમોના શિક્ષણ અંગે હન્ટર કમિશને કરેલી ભલામણો દલિતોને લાગુ પડવામાં નહિ આવે ત્યાં સુધી, તેઓની શૈક્ષણિક પ્રગતિનું કાર્ય પૂરું થશે નહિ.

(૪) દલિતોને રાજય સેવામાં પ્રવેશ ન અપાય ત્યાં સુધી, તેઓને શિક્ષણ લેવાની પ્રેરણા મળશે નહિ.

૨૮.દલિતો પર થયેલી સુધારાની અસરને લક્ષમાં રાખીને ઈલાકાના શૈક્ષણિક કામકાજના વહીવટ અંગે આ ટીકાઓ કરવામાં સભા એ વાત ભૂલી નથી ગઈ કે નવી હોસ્ટેલો અને ઉચ્ચ શિક્ષણ માટેની થોડીક શિષ્યવૃત્તિઓ રૂપે દલિતોના શિક્ષણ માટે ખાસ જોગવાઈ કરવી જોઈએ. પરંતુ સભા એ પણ દર્શાવવાની

રજા માગે છે કે પ્રાથમિક શિક્ષણનો વિકાસ કરવાનાં પગલાં ન લેવાય ત્યાં સુધી દલિતોના ઉચ્ચ શિક્ષણ માટેની જોગવાઈ કરવી વ્યર્થ છે. ઉપરાંત, આવી છૂટછાટો ચાલુ રહેશે એની કોઈ બાંયધરી નથી. બીજી બાજુ, જેઓ શિક્ષણનો હવાલો સંભાળતા અમુક મંત્રીની નીતિ પર અને વિધાન પરિષદમાં દલિતોની મતશક્તિ પર ભારોભાર આધાર રાખે છે. તેઓ એ જાણી લે કે એ બંને બાબતો અનિશ્ચિત છે અને તેમના પર આધાર રાખી શકાય નહિ.



## ગ

મુંબઈ પ્રેસીડેંસીમાં દલિત જાતિઓના હિતોને તથા લઘુમતીના રૂપમાં રક્ષણ મળે તથા તેના ઉપાયો તથા પ્રાંતિય સ્વાયત્તતાના અંતર્ગત આ હિતોને સુનિશ્ચિત કરવા માટે, મુંબઈ વિધાન પરિષદમાં આવશ્યક પરિવર્તન કરવા અને તેની ગેરંટી પ્રાપ્ત કરવાના અનુસંધાનમાં ભારતીય સાંવિધિક આયોગ ને બહિષ્કૃત હિતકારીણી સભા (દલિત વર્ગ સંસ્થાન, મુંબઈ)ની તરફથી ડૉ. ભીમરાવ આંબેડકર સદસ્ય વિધાન પરિષદ મુંબઈ એ પ્રવચન કર્યું.

૨૯ મે ૧૯૨૮

દામોદર હૉલ,

મુંબઈ-૧૨ ભારત.

# ૧. પૂરતા પ્રતિનિધિત્વ મારફત રક્ષણ.

**૧. પ્રારંભિક-** કાનૂની કમિશનમાં ભારતીયને નિયુક્ત નહિ કરવાના સંસદના નિર્ણયથી સભાને ભારે મૂંઝવણમાંથી રાહત મળી છે. જો કમિશને સ્વશાસન માટેની સર્વમાન્ય ભારતીય માગણીઅંગે વિચારવાનું હોત તો ભારતીયની નિમણૂક માટેની ચળવળને યોગ્ય ગણી શકાત પરંતુ એ હકીકત છે કે કમિશને એક માગણી અંગે નહિ પણ દેશમાં પ્રવર્તતા જુદા જુદા હિતો દ્વારા કરાયેલી વિવિધ માગણીઓ અંગે વિચારવાનું છે અને એમ હોઈને, એવી ચળવળ કમિશન સમક્ષ આવાં તમામ હિતોના પ્રતિનિધિત્વ માટેની હોવી જોઈતી હતી. સભા એવું બતાવવા માગે છે કે કાનૂની કમિશનમાં તેમનાં પોતાનાં સહિત દેશમાનાં જુદાં જુદાં હિતોનું પ્રતિનિધિત્વ કરતા ભારતીયોની નિમણૂક કરતાં બીજું કશું વધુ સારૂ દલિતોને સંતોષી શક્યું ન હોત એ સાચું છે કે સભાએ કમિશનમાં દલિતોના પ્રતિનિધિત્વ માટે કોઈ આંદોલન કર્યું નથી. પરંતુ તેનું કારણ એ હતું કે સભાને એવું લખ્યું હતું કે જયાં વાઈસરોયથી માંડીને ઠેઠ તળિયા સુધીની વ્યક્તિઓ ધાંધલ ધમાલ કરનારા થોડાક લોકોની આદતને માન્ય રાખતી હોય અને મૂંગાં લાખો માણસોને ભૂલી જતી હોય તેવા દેશમાં એવી આશા રાખવી વધુ પડતી હતી. બર્કની ભાષામાં, અડધો ડઝન રાજકારણીઓ ખેતરમાં સતત ખણખણ અવાજ કરતી ખડમાકડીઓની જેમ હોય અને જનતા વૃક્ષના છાંયે ચારો વાગોળતાં શાંત વિશ્રામ કરતાં હજારો પશુઓની જેમ હોય તે કારણે ભારત સરકાર કલ્પના કરે છે કે અવાજ કરતા રાજકારણીઓ જ ખેતરમાં એક માત્ર નિવાસીઓ છે. સભાના અભિપ્રાય મુજબ, કાનૂની કમિશનમાંથી ભારતીયોને બાકાત રાખવાથી દલિતો પર ઓછી કૃપા નથી થઈ. કારણ કે તેઓની નિમણૂક નહિ કરવાથી દલિતો કોઈપણ ભોગે તેઓના બીજી રીતે વ્યક્ત કરાતા પૂર્વગ્રહનો ભોગ બનતાં બચી ગયા છે.

## ૨. ૧૯૧૯માં દલિતોને થયેલો અન્યાય

મોન્ટેગ્યુ-ચેમ્સફર્ડ અહેવાલમાં પૂરેપૂરું સ્વીકારવામાં આવ્યું છે કે સામાજિક ભેદભાવ અને વિભાજનોના કારણે ભારતીય સમાજમાં એવું લક્ષણ ઊભું થયું છે જે વિશ્વમાં

અન્યત્ર પ્રતિનિધિત્વ ધરાવતી સંસ્થાઓ જેના પર આધારિત છે તે વિચારો સાથેનો સંવાદ ગુમાવી બેઠું છે." અને અહેવાલના ઘડવૈયાઓ એ એમ ઠરાવ્યું હતું કે તેનો ખ્યાલ રાખવાનો છે અને તેના પરિણામે ભારતીય જીવનની ખાસ પરિસ્થિતિઓ સાથે પરિચિત એવી લોકપ્રિય સરકારની સાથે સમાયોજન કરવાનું છે. "આ અનુસાર અહેવાલના ઘડવૈયાઓએ સુધારાનો જોરદાર વિરોધ કરનારા દલિતોને શાંત પાડવા માટે તેઓનાં હિત અંગે સાવચેતી રાખવાનું માથે લીધું હતું, જે તેઓના અહેવાલમાંથી જણાઈ આવે છે. તેઓ કહે છે કે :

"અમે જોયું છે કે રૈયતનું રાજકીય શિક્ષણ બહુ ઝડપી બની શકશે નહિ અને તે બહુ મુશ્કેલ પ્રક્રિયા બની જાય. એ પૂરી થાય ત્યાં સુધી તેઓને તેમના કરતાં વધુ મજબૂત અને વધુ હોશિયાર છે તેવા લોકોના જોખમનો ભોગ બની જશે; અને એવું સ્પષ્ટ ન થાય કે તેનાં હિતો તેના પોતાના હાથમાં સુરક્ષિત છે ત્યાં સુધી આપણે તેને રક્ષણ આપવાની સત્તા આપણી પાસે રાખવી જોઈએ. તેથી, દલિતોની સાથોસાથ અમે પણ ઈચ્છીએ છીએ કે તેઓના પ્રતિનિધિત્વ માટે અમે કરી શકીએ તેવી શ્રેષ્ઠ વ્યવસ્થા કરીએ જેથી તેઓ પણ આખરે સ્વરક્ષણનો પાઠ શીખી જાય. પરંતુ જો એવું જણાય કે તેઓનાં હિતને ઠેસ પહોંચે છે અથવા તેઓ વ્યાપક પ્રગતિમાં હિસ્સો લઈ શકતા નથી, તો આપણે તેઓને સહાય કરતાં આપણા હાથમાનાં સાધનો આપણી પાસે જ રાખવાં જોઈએ."

૩. સભાને અફસોસ થાય છે કે આ તમામ વચનોને ભારતમાં પ્રવર્તમાન અમુક પ્રકારની સામાજિક પરિસ્થિતિઓના પરિણામ તરીકે સૂચિત લોકપ્રિય સરકારની રચના માટે કેવાં સમાયોજન કરવાં જરૂરી છે તેની ભલામણ કરવા માટે અને મતાધિકાર તૈયાર કરવા, મતદાર મંડળો ઘડી કાઢવા પાછળથી નિમાયેલી સાઉથબરો સમિતિએ હવામાં ફંગોળી દીધાં હતાં. દલિતોનાં હિતોની સલામતી માટે પૂરતી જોગવાઈ કરવાની સમસ્યા પ્રત્યે સાઉથબરો સમિતિ એટલી ભારે ઉદાસીન હતી કે આ બાબતમાં વધુ પડતી દરકાર નહિ રાખનારી ભારત સરકારને પણ એવું લાગ્યું હતું કે સાઉથબરો સમિતિના અહેવાલમાં તેણે અવલોકન કર્યું હતું કે : સામાન્ય રીતે અમે (બિન-સરકારી વ્યક્તિઓની નિયુક્તિની) દરખાસ્તોનો સ્વીકાર કરીએ છીએ. પરંતુ એક કોમ એવી છે જેનો કેસ અમને વધુ વિચારણા માગી લેતો જણાય છે. ભારતીય બંધારણ સુધારાના

અહેવાલમાં દલિતોની સમસ્યાને સ્પષ્ટ રીતે માન્ય કરવામાં આવી છે અને તેનો આદર કરવા વચનબદ્ધ છે. સમિતિના અહેવાલમાં 'હિંદુઓ - બીજાઓ' તરીકે વર્ણવેલી જ્ઞાતિઓ લગભગ એકજ પ્રકારના લોકો છે. તેઓને બાકાત રાખવાની ચુસ્તતામાં ભેદભાવ હોવા સિવાય તેઓ મદ્રાસના પંચમાઓની સ્થિતિમાં ઓછેવત્તે અંશે આવી જાય છે અને હિંદુઓનાં મંદિરોમાં પ્રવેશ અપાતો હોય તેવી હિંદુ કોમના ચોક્કસ બહાર રહે છે. તેઓ કુલ વસ્તીના આશરે એક પંચમાંશ જેટલો છે અને મોર્લીમિન્ટો પરિષદમાં તે સૌનું પ્રતિનિધિત્વ કરાયું નથી. સમિતિના અહેવાલમાં દલિતોનો ઉલ્લેખ બે વાર કરવામાં આવ્યો છે પરંતુ એટલું જ સ્પષ્ટ કરવા માટે કે સંતોષકારક મતદાર મંડળોના અભાવે તેમના માટે નિયુક્તિની જોગવાઈ કરાઈ છે. આ લોકો પોતાની જાતે પોતાની સંભાળ લેવાની સ્થિતિમાં છે કે નહિ તેની ચર્ચા તેમાં કરાઈ નથી. તેમ જ તેઓના માટે તેણે સૂચવેલ નિયુક્તિના પ્રમાણની પણ તેમાં ચોખવટ નથી. તેમણે આ કોમ માટે સૂચવેલ પ્રતિનિધિત્વનું પ્રમાણ નીચે પ્રમાણે છે :-

| પ્રાંત | દસ લાખમાં કુલ વસ્તી | દસ લાખમાં દલિતોની વસ્તી | કુલ બેઠકો | દલિતો માટેની બેઠકો |
|---|---|---|---|---|
| મદ્રાસ | ૩૯.૮ | ૬.૩ | ૧૨૦ | ૨ |
| મુંબઈ | ૧૯.૫ | ૦.૬ | ૧૧૩ | ૧ |
| બંગાળ | ૪૫.૦ | ૯.૯ | ૧૨૭ | ૧ |
| સંયુક્ત પ્રાંતો | ૪૭.૦ | ૧૦.૧ | ૧૨૦ | ૧ |
| પંજાબ | ૧૯.૫ | ૧.૭ | ૮૫ | - |
| બિહાર અને ઓરિસ્સા | ૩૨.૬ | ૯.૩ | ૧૦૦ | ૧ |
| મધ્ય પ્રાંતો | ૧૨.૦ | ૩.૭ | ૭૨ | ૧ |
| અસમ | ૬.૦ | ૦.૩ | ૫૪ | .. |
| કુલ | ૨૨૧.૪ | ૪૧.૯ | ૭૯૧ | ૭ |

"આ આંકડા સ્વયંસ્પષ્ટ છે. એવું સૂચવવામાં આવ્યું છે કે બ્રિટિશ ભારતની સમગ્ર વસ્તીના એકપંચમાંશને લગભગ ૮૦૦ બેઠકમાંથી સાત બેઠકો ફાળવવી જોઈએ. એ સાચું છે કે તમામ પરિષદોમાં સરકારી વ્યક્તિઓનું એક છષ્ટમાંશ પ્રમાણ રહેશે જેઓ

દલિતોનાં હિતોનો ખ્યાલ રાખશે; પરંતુ એ વ્યવસ્થા અમારા મતે, સુધારાના અહેવાલના ઉદ્દેશને પાર પાડતી નથી. અહેવાલના ઘડવૈયાઓએ જણાવ્યું હતું કે દલિતોએ સ્વરક્ષણનો પાઠ પણ શીખી લેવો જોઈએ. જયાં ૬૦ થી ૯૦ સવર્ણ હિંદુ હોય ત્યાં આ કોમના એકાદા સભ્યનો સમાવેશ કરવાથી આ પરિણામ આવે એવી આશા રાખવી વ્યર્થ છે.

૪. સભાને આનંદ થાય છે કે ૧૯૧૯ની સુધારા યોજનાના ઘડવૈયાઓએ દલિતોને કરેલો અન્યાય માનવામાં તે એકલી જ નથી. આવો અભિપ્રાય, સુધારા યોજનાને સુધારવા અને વિસ્તૃત બનાવવાની શક્યતા અંગે બે વર્ષ પછીથી નિમાયેલી મડીમેન સમિતિએ પણ વ્યક્ત કર્યો હતો. તે સમિતિએ તેના અહેવાલમાં સ્વીકાર્યું હતું કે યોજના હેઠળ દલિતોને અપાયેલું પ્રતિનિધિત્વ અપૂરતું હતું.

૫. દલિતોને આપવું જોઈએ તે પ્રતિનિધિત્વનું પ્રમાણઃ તો પછી, દલિતોને કેટલું પ્રતિનિધિત્વ આપવું જોઈએ જેને પૂરતું કહી શકાય? સભાના અભિપ્રાય મુજબ, સિંધને ઈલાકામાંથી અલગ કરાશે એવું માની લઈને, મુંબઈની વિધાન પરિષદની રચના માટે નીચેની યોજનાને પૂરતા પ્રતિનિધિત્વ માટેની દલિતોની માગણી સંતોષી શકાય એમ ગણી શકાશે:

## મુંબઈ વિધાન પરિષદની રચના.

### ૧. સિંધ વગર મુંબઈ ઈલાકા માટે.

| મત વિસ્તારો | બેઠકોની કુલ સંખ્યા | દલિતો માટે અનામત | મુસ્લિમો માટે અનામત | મરાઠાઓ અને સંલગ્ન જ્ઞાતિઓ માટે અનામત |
|---|---|---|---|---|
| **૧. સામાન્ય** | | | | |
| **(એ) શહેર** | - | - | - | |
| ૧. મુંબઈ શહેર ઉત્તર | ૫ | ૧ | ૧ | - |
| ૨. મુંબઈ શહેર દક્ષિણ | ૩ | - | - | - |
| ૩. અમદાવાદ શહેર | ૩ | ૧ | ૧ | - |

| | | | | |
|---|---|---|---|---|
| ૪. સુરત શહેર | ૧ | - | - | - |
| ૫. શોલાપુર | ૩ | ૧ | ૧ | - |
| ૬. પૂના | ૧૦ | - | - | |
| **(બી) ગ્રામ** | | | | |
| **ઉત્તર વિભાગ** | | | | |
| ૭. અમદાવાદ જિલ્લો | ૫ | ૧ | ૧ | - |
| ૮. ભરૂચ જિલ્લો | ૪ | ૧ | ૧ | - |
| ૯. ખેડા જિલ્લો | ૫ | ૧ | ૧ | - |
| ૧૦. પંચમહાલ જિલ્લો | ૪ | ૧ | ૧ | - |
| ૧૧. સુરત જિલ્લો | ૫ | ૧ | ૧ | - |
| ૧૨. થાણા જિલ્લો | ૫ | ૧ | ૧ | - |
| **મધ્ય વિભાગ** | | | | |
| ૧૩. અમદાવાદ જિલ્લો | ૫ | ૧ | ૧ | - |
| ૧૪. ખાનદેશ પૂર્વ જિલ્લો | ૬ | ૧ | ૧ | - |
| ૧૫. ખાનદેશ પશ્ચિમ જિલ્લો | ૫ | ૧ | ૧ | - |
| ૧૬. નાસિક જિલ્લો | ૫ | ૧ | ૧ | - |
| ૧૭. પૂના જિલ્લો | ૬ | ૧ | ૧ | - |
| ૧૮. સતારા જિલ્લો | ૬ | ૧ | ૧ | - |
| ૧૯. શોલાપુર જિલ્લો | ૫ | ૧ | ૧ | - |
| **દક્ષિણ વિભાગ** | | | | |
| ૨૦. બેલગામ જિલ્લો | ૫ | ૧ | ૧ | - |
| ૨૧. બિજાપુર જિલ્લો | ૫ | ૧ | ૧ | - |
| ૨૨. ધારવાડ જિલ્લો | ૬ | ૧ | ૧ | - |
| ૨૩. કાનરા જિલ્લો | ૪ | ૧ | ૧ | - |
| ૨૪. કોલાબા જિલ્લો | ૪ | ૧ | ૧ - | |
| ૨૫. રત્નાગિરિ જિલ્લો | ૬ | ૧ | ૧ | - |
| **સામાન્યની કુલ** | **૧૧૨** | **૨૨** | **૨૨** | - |



નિવેદન....

૨. **ખાસ**

| | | | |
|---|---|---|---|
| ૨૬. મજૂર સંઘો | - | - | ૪ |
| ૨૭. યુનિવર્સિટી | - | - | ૩ |
| ૨૮. યુરોપિયનો | - | - | ૪ |
| ૨૯. મિલમાલિકો | - | - | ૨ |
| ૩૦. વાણિજ્ય | - | - | ૨ |
| ૩૧. ખેતી | - | - | ૩ |
| ૩૨. ઈનામદારો | - | - | ૧ |
| ૩૩. સરકારી વ્યક્તિઓ | ૯ | | |
| ખાસની કુલ | ૨૮ | | |
| કુલ સરવાળો | ૧૪૦ | | |

જે મુંબઈ વિધાન પરિષદની કુલ સભ્ય સંખ્યા હોવી જોઈએ.

૬. સિંધને મુંબઈ ઈલાકાના એક ભાગ તરીકે રાખવાનો નિર્ણય લેવાય તો પણ, મુંબઈ વિધાન પરિષદની રચના માટે સભા નીચેની યોજનાની દરખાસ્ત કરે છે :

## મુંબઈ વિધાન પરિષદની રચના
## ૨. સિંધ સાથેના મુંબઈ ઈલાકા માટે.

| મત વિસ્તારો | બેઠકોની સંખ્યા | દલિતો માટે અનામત | મરાઠાઓ સંલગ્ન જ્ઞાતિઓ માટે અનામત. |
|---|---|---|---|
| **૧. બિન-મુસ્લિમ.** | | | |
| (એ) શહેર | | | |
| ૧. મુંબઈ શહેર ઉત્તર | ૫ | ૧ | - |
| ૨. મુંબઈ શહેર દક્ષિણ | ૪ | - | - |
| ૩. કરાંચી શહેર | ૧ | - | - |
| ૪. અમદાવાદ શહેર | ૩ | ૧ | - |
| ૫. સુરત શહેર | ૨ | - | - |

| | | | |
|---|---|---|---|
| ૬. શોલાપુર શહેર | ૪ | ૧ | - |
| ૭. પૂના શહેર | ૨ | - | - |
| **(બી) ગ્રામ** | | | |
| ૮. અમદાવાદ જિલ્લો | ૫ | ૧ | - |
| ૯. ભરૂચ જિલ્લો | ૪ | ૧ | - |
| ૧૦. ખેડા જિલ્લો | ૪ | ૪ | - |
| ૧૧. પંચમહાલ જિલ્લો | ૪ | ૧ | - |
| ૧૨. સુરત જિલ્લો | ૪ | ૧ | - |
| ૧૩. થાણા જિલ્લો | ૪ | ૧ | - |
| ૧૪. અહમદનગર જિલ્લો | ૪ | ૧ | - |
| ૧૫. ખાનદેશ પૂર્વ જિલ્લો | ૫ | ૧ | - |
| ૧૬. નાસિક જિલ્લો | ૪ | ૧ | - |
| ૧૭. પૂના જિલ્લો | ૫ | ૧ | - |
| ૧૮. સતારા જિલ્લો | ૫ | ૧ | - |
| ૧૯. બેલગામ જિલ્લો | ૪ | ૧ | - |
| ૨૦. બિજાપુર જિલ્લો | ૪ | ૧ | - |
| ૨૧. ધારવાડ | ૪ | ૧ | - |
| ૨૨. કાનરા જિલ્લો | ૪ | ૧ | - |
| ૨૩. રત્નાગિરિ જિલ્લો | ૫ | ૧ | - |
| ૨૪. પૂર્વ સિંધ જિલ્લો | ૨ | - | - |
| ૨૫. પશ્ચિમ સિંધ જિલ્લો | ૨ | - | - |
| ૨૬. શોલાપુર જિલ્લો | ૪ | ૧ | - |
| ૨૭. કોલાબા જિલ્લો | ૪ | ૧ | - |
| ૨૮. ખાનદેશ પશ્ચિમ જિલ્લો | ૪ | ૧ | - |
| **કુલ** | ૮૬ | ૨૨ | - |

| | | | |
|---|---|---|---|
| ૨. મુસ્લિમ | | | |
| (એ) શહેર | | | |
| ૨૯. મુંબઈ શહેર | - | - | ૨ |
| ૩૦. કરાંચી શહેર | - | - | ૨ |
| ૩૧. અમદાવાદ શહેર | - | - | ૧ |
| ૩૨. સુરત શહેર | - | - | ૧ |
| ૩૩. પૂના શહેર | - | - | ૧ |
| ૩૪. શોલાપુર શહેર | - | - | ૧ |
| (બી) ગ્રામ | | | |
| ૩૫. ઉત્તર વિભાગ | - | - | ૨ |
| ૩૬. મધ્ય વિભાગ | - | - | ૩ |
| ૩૭. દક્ષિણ વિભાગ | - | - | ૩ |
| ૩૮. હૈદરાબાદ જિલ્લો | - | - | ૨ |
| ૩૯. કરાંચી જિલ્લો | - | - | ૨ |
| ૪૦. લારકાના જિલ્લો | - | - | ૨ |
| ૪૧. સક્કર જિલ્લો | - | - | ૨ |
| ૪૨. થર અને પારકર જિલ્લો | - | - | ૨ |
| ૪૩. નવાબશાહ જિલ્લો | - | - | ૨ |
| ૪૪. ઉપલી સિંધ સરહદ | - | - | ૨ |
| કુલ | - | - | ૩૦ |
| ૩. ખાસ | | | |
| ૪૫. મજૂર સંઘો | - | - | ૪ |
| ૪૬. યુનિવર્સિટી | - | - | ૨ |
| ૪૭. યુરોપિયનો | - | - | ૪ |
| ૪૮. મિલ માલિકો | - | - | ૧ |
| ૪૯. વાણિજ્ય | - | - | ૧ |
| ૫૦. ખેતી | - | - | ૧ |

| | | | |
|---|---|---|---|
| ૫૧. ઈનામીદારો અને જાગીરદારો | - | - | ૨ |
| ૫૨. સરકારી વ્યક્તિઓ | - | - | ૯ |
| **ખાસની કુલ** | - | - | ૨૪ |
| **એકંદર સરવાળો** | | | ૧૪૦ |

જે પરિષદની કુલ સભ્ય સંખ્યા હોવી જોઈએ.

૭. બંને કેસમાં સભાની માગણી, ૧૪૦ સભ્યોની બનેલી પરિષદમાં દલિતોના ૨૨ પ્રતિનિધિઓ માટેની છે. સભા એવું ભારપૂર્વક જણાવવા માગે છે કે ૧૪૦ની પરિષદમાં દલિતોનું આટલું પ્રતિનિધિત્વ કેવળ વાજબી કહી શકાય એમ છે. સભા એ જાણે છે કે કેટલાક લોકો એવું કહેશે કે આ માગણી બહુ માટી છે. આવું મંતવ્ય દલિતો સામેના પૂર્વગ્રહનું પરિણામ છે. તે કોઈપણ ચોક્કસ કારણ પર આધારિત નથી. સભા માને છે કે દલિતોની વસ્તીનો ચોક્કસ ખ્યાલ આવશે ત્યારે આવાં મંતવ્યોમાં સુધારો થશે. કારણ કે એ સ્વીકારવું જોઈએ કે કોઈ પણ કોમને આપવાના પ્રતિનિધિત્વનું મૂલ્યાંકન કરવાનું માપ તેની વસ્તી છે. તેથી, દલિતોના ચોક્કસ સંખ્યાબળની ગણતરી કરવી એનું ઘણું મહત્ત્વ છે. મુંબઈ ઈલાકાના દલિતોને ૧૯૧૯માં સાઉથબરો સમિતિ અન્યાય કર્યો છે. સમિતિએ તેના અહેવાલમાં, મુંબઈ ઈલાકામાંના દલિતોની ચોક્કસ સંખ્યા અંગે ભારોભાર ખોટા આંકડા આપ્યા હતા. સાઉથબરો સમિતિએ દલિતોના એ આંકડા એટલા ઓછા બતાવ્યા હતા કે ભારત સરકારે મુંબઈ વિધાન પરિષદમાં દલિતોના બે પ્રતિનિધિત્વઓ માટે કરેલું જૂજ સૂચન પણ વ્યર્થ નીવડયું હતું. દલિતોની વસ્તીને ઓછી કરી નાખવા માટેનો આવો જ પ્રયાસો હવે જવાબદાર વર્તુળમાંથી કરાઈ રહ્યો છે દા.ત. તા.૨૩મી ફેબ્રુઆરી, ૧૯૨૮ના રોજ વિધાનસભામાં ભારત સરકાર વતી બોલતાં શ્રી. બાજપાઈએ કહ્યું હતું કે, ભારતમાં દલિતોની વસ્તી અતિશયોક્તિ ભરી રીતે બતાવવામાં આવી હતી. દલિતોની વાસ્તવિક સંખ્યા ૬ કરોડ નહિ પણ ૨ કરોડ ૮૫ લાખ જ હતી." સભાને ડર છે કે સાઉથબરો સમિતિએ કરી હતી તેવી ભૂલ કમિશન પણ કરી બેસશે અને પરિણામે આવી ભૂલભરેલી ગણતરી પર આધારિત

દરખાસ્તો કરી બેસશે. તેની સભા આયોગનું ધ્યાન ભારતના વસ્તી ગણતરી નિયામકના કથનની તરફ દોરવા માંગે છે. ૧૯૨૧ની વસ્તી ગણતરીના પહેલા ખંડના અધ્યાય ૧૧માં નિર્દેશકને કહ્યું છે કે "પેરા ૧૯૩ - કેટલાક વર્ષોથી સમાજના એક વર્ગને દલિત વર્ગ કહેવામાં આવે છે. જ્યાં સુધી મને ખબર છે ત્યાં સુધી આ શબ્દની કોઈ નિશ્ચિત પરિભાષા નથી. અને આ વર્ગમાં કઈ જાતિઓ આવે છે તે પણ નિશ્ચિત નથી. શિક્ષણ પ્રગતિની ૧૯૧૨ થી ૧૯૧૭ સુધીની પંચવર્ષિય સમીક્ષામાં (અધ્યાય ૧૮, પેરો ૫૦૫) દલિત જાતિઓ માટે શિક્ષણમાં સહાયતા અને પ્રગતિની દૃષ્ટિથી વિશેષ વિચાર કર્યો છે. અને રીપોર્ટના ૧૩માં પરિશિષ્ટમાં સમાજના આ વર્ગોમાં આવનારી જાતિઓ અને જનજાતિઓની એક સુચી પણ સામેલ છે. આ સુચી અનુસાર દલિત જાતિઓની કુલ વસ્તી ત્રણ કરોડ દસ લાખ છે. અને બ્રીટીશ ભારતની પૂરી હિન્દુ અને જનજાતિઓની વસ્તીના ૧૯ ટકા થાય છે. કોઈપણ સાર્વજનિક રીપોર્ટમાં ભેદભાવના ઉલ્લેખથી નારાજગી પેદા થવાની આશંકા થાય છે અને તે દેશમુક્ત હોય તેવું સમજાય છે. પરંતુ આ સુચી પહેલાથી જ તૈયાર થઈ ગઈ છે. અને દક્ષિણ ભારતમાં દલિતોમાં વર્ગ ચેતના અને વર્ગ સંગઠન મજબુત થઈ ગયું છે અને પરોપકારી સેવા સંસ્થાઓના મીશન તેમની સેવા કરે છે. અને સરકારમાં એમને વિશેષ પ્રતિનિધિત્વ આપ્યું છે. એટલે એ ઉચિત છે કે તથ્યો તમારી તેમની સંખ્યાના ખરા આંકડા મેળવવામાં આવે. એટલે મેં પ્રાંતિય અધિકારીઓ ને કહ્યું છે કે વસ્તી ગણતરી પર આધારીત જાતિઓની સંખ્યા બતાવે અને વિશેષરૂપથી જેમાં દલિત જાતિઓનો સમાવેશ કરેલ છે તે બતાવે.

સંયુક્ત પ્રાંતનાં અધિકારીઓની ભાવના તો આ પ્રયાસને વહન ન કરી શક્યા. જે આંકડા આપ્યા છે સમાન માપદંડથી આપ્યા નથી. કારણ ભારતમાં જુદી જુદી જગ્યાએ એક જ વર્ગના વિષયમાં જુદી જુદી નીતિ અપનાવવામાં આવી છે. અને મારે ૧૯૧૧ના રીપોર્ટ અને સુચીઓથી જાણવા મળ્યું છે કે શિક્ષણ સંબંધી રીપોર્ટના આંકડા પર સંશોધન કરવું પડયું છે, કોઈપણ જાતિની કુલ સંખ્યા બતાવી નથી. પરંતુ ઓછામાં ઓછી સંખ્યાનો કાચો અનુમાન બતાવે છે. જેને હિન્દુ સમાજનો દલિત વર્ગ કહે છે. આ પ્રાંતિય આંકડાઓ કુલ મળીને પાંચ કરોડ તીસ લાખ જેઓ થાય છે. પરંતુ આને પણ અનુમાન સમજવું પડશે. કારણ

કે આમા તો (૧) સંબંધીત જાતિઓ અને જનજાતિઓનો પૂરેપૂરો સમાવેશ થયો છે (૨) આ જાતિઓ આદિમ જાતિઓ નથી અને તેમને થોડા સમય પહેલા હિન્દુ ધર્મમાં સામેલ થઈ ગઈ છે. અને તેમાંથી અનેકને અશુધ્ધ માની ગઈ છે. અમે દાવા સાથે કહી શકીએ છીએ કે આ બધા જ દલિત વર્ગોની સંખ્યા કે જેમને અશુધ્ધ માન્યા ગયા છે તેમની સંખ્યા ભારતમાં લગભગ સાડાપાંચ કે છ કરોડની વચ્ચે છે.

## ભારતમાં દલિત વર્ગોની સંખ્યા

| પ્રાંત | |
|---|---|
| કુલ | ૫૨૬૮,૦૦૦ |
| આસામ | ૨૦૦૦,૦૦૦ |
| બંગાલ | ૯૦૦૦,૦૦૦ |
| બીહાર અને ઓરીસ્સા | ૮૦૦૦,૦૦૦ |
| મુંબઈ | ૨૮૦૦,૦૦૦ |
| મધ્યપ્રાંત અને બરાર | ૩૩૦૦,૦૦૦ |
| મદ્રાસ | ૬૦૭૨,૦૦૦ |
| પંજાબ | ૨૮૯૩,૦૦૦ |
| સંયુક્ત પ્રાંત | ૯૦૦૦,૦૦૦ |
| વડોદરા | ૧૭૭,૦૦૦ |
| મધ્ય ભારત | ૧૧૪૦,૦૦૦ |
| ગ્વાલીયર | ૫૦૦,૦૦૦ |
| હૈદરાબાદ | ૨૩૩૯,૦૦૦ |
| મૈસુર | ૯૩૨,૦૦૦ |
| રાજપુતાના | ૨૨૬૭,૦૦૦ |
| ત્રાવણકોર | ૧૨૬૦,૦૦૦ |

૮. વસ્તી ગણતરી નિયામકના આ સાવચેતીભર્યા અને વિચારપૂર્ણ અંદાજથી ભારતના જુદા જુદા પ્રાંતોમાં દલિતોની સંખ્યા અંગેનાં તમામ અનુમાનો અને અટકળોનો અંત આવી જશે. શ્રી બાજપાઈના અંદાજની કાયદેસરતાનો પણ તે નાશ કરે છે.કારણ કે શ્રી. બાજપાઈના કહેવા મુજબ તેમના વિધાન પર આધારિત પ્રાંતિક શિક્ષણવિષયક અહેવાલમાં જે આંકડા જણાવવામાં આવ્યા છે તેની ચકાસણી કર્યા બાદ તે પ્રાપ્ત કરવામાં આવ્યા છે. તેના ખરાપણાને સ્વીકારવું જોઈએ. કારણ તે નિયામક કહે છે તે મુજબ આંકડા વિસ્તૃત તપાસ કરીને મેળવવામાં આવ્યા હતાં. તેથી સભાએ, બીજા કોઈ પર આંકડા અંગે આધાર રાખવા કરતાં આ આંકડા કાનૂની કમિશન સ્વીકારે તેવો આગ્રહ રાખવો જોઈએ. આ અંદાજ અનુસાર મુંબઈ ઈલાકામાં દલિતોની સંખ્યા ૨૮,૦૦,૦૦૦ વ્યક્તિઓની છે અથવા કુલ વસ્તીના ૧૦. ૮ ટકા છે. એકલી તેમની સંખ્યાના આધારે જ દલિતો કુલ ૧૪૦ બેઠકોમાંથી ૧૫ બેઠકો હકદાર છે.

૯. જો કોઈ કોમની સંખ્યા એ જ માત્ર એવું પરિબળ હોય કે જે તેને આપવાના પ્રતિનિધિત્વને લાગુ પડતું હોય તો તે દલિતો માટે વધારાની સાત બેઠકો માટેની માગણી બેશક ન મેળવી શકાયેલા વધારા માટેની જણાશે.તેમ છતાં, એ માન્ય રાખવું જોઈએ કે કોમના સંખ્યાબળને આ પ્રકારની બાબતો નક્કી કરવામાં એકમાત્ર પરિબળ ગણી શકાય નહિ. કોમનું સ્થિતિ સંપન્ન અસ્તિત્વ એ તેના પ્રતિનિધિત્વનો ક્વોટા નક્કી કરવામાં લક્ષમાં લેવાનું મહત્ત્વનું પરિબળ છે. કોમનું સ્થિતિ સંપન્ન અસ્તિત્વ એટલે સામાજિક સંઘર્ષમાં તેની જાતનું રક્ષણ કરવાની તેની શકિત. આ શકિતનો આધાર કોમના શૈક્ષણિક અને આર્થિક દરજ્જા પર રહેશે. આ સિધ્ધાંતને માન્ય રાખીએ તો એવું ફલિત થાય છે કે કોઈ કોમનું સ્થિતિસંપન્ન અસ્તિત્વ જેટલું નીચું તેટલો બાકીની કોમો કરતાં તેણે મેળવવાનો મતદાર મંડળ અંગેનો ફાયદો મોટો એ બાબતમાં બે મત હોઈ ન શકે કે દલિતોનું સ્થિતિસંપન્ન અસ્તિત્વ શૈક્ષણિક અને આર્થિક બંને દ્રષ્ટિએ આ ઈલાકામાં સૌથી નીચું છે. પરિણામે દલિતોને તેમની સંખ્યાની દ્રષ્ટિએ જે મળવાનો હકક હોય તેનાથી વિશેષ પ્રમાણમાં મતદારમંડળવિષયક ફાયદો તેમને મળવો જોઈએ, બીજી કોઈ કોમની સંખ્યા અને સ્થિતિ દલિતોની સંખ્યા અને સ્થિતિ સમાન હોય તો પણ દલિતોને મતદારમંડળવિષયક ફાયદો વધુ પ્રમાણમાં મળવો જોઈએ; કારણ કે દલિતોને જે અર્થમાં નીચલી અવસ્થા ભોગવવી પડે છે તેવી જ બીજી કોઈ કોમને વેઠવી પડતી નથી તેમજ દલિતોને જે ગંભીર અશક્તતાઓના ભાર હેઠળ રહેવું પડે

છે તેવું બીજો કોઈ વર્ગની બાબતમાં નથી, કારણ કે દલિતો આવા અશક્તા ઓના બોજને લીધે જીવનમાં ઉન્નત સ્થાન પ્રાપ્ત કરી શક્તા નથી. આ એક કારણસર પ્રતિનિધિત્વમાં વધારો કરવાની માગણી કરવામાં સભાને વાજબીપણું લાગે છે. દલિતો માટે સભાએ માગણી કરેલ વધારાના પ્રતિનિધિત્વને વાજબી ઠરાવવાનું પણ એક બીજું કારણ સભાને લાગે છે. લઘુમતીનું પ્રતિનિધિત્વ જો એનાથી લઘુમતીનું રક્ષણ થવાનું હોય તો અસરકારક પણ હોવું જોઈએ. જો લઘુમતીનું રક્ષણ કરવાનું હોય તો તેનું પ્રતિનિધિત્વ એટલું પૂરતું હોવું જોઈએ કે જે દ્વારા તેને સંપૂર્ણ ગુલામ થઈ જવામાંથી બચાવી શકાય.

૧૦. તમામ લઘુમતી કોમોના નિષ્પક્ષ વ્યવહાર માટેની જરૂરીઆત. - પ્રતિનિધિત્વના આ પ્રમાણને લાગુ પડતા સિધ્ધાંતો એ છે કે જે ભારત સરકારે સાઉથબરો સમિતિના અહેવાલની સમીક્ષા કરતા તેમના પત્રમાં જણાવ્યા હતા. સભા એ જણાવવા માગે છે કે સમગ્ર ભારતમાં જેના અંગે વિચારણા કરી શકાય એમ હોય તેવી બીજી કોઈપણ કોમને આવા સિધ્ધાંતો લાગુ પડે છે તેના કરતાં દલિતો વધુ લાયક ઠરે છે. તેમ છતાં, વ્યવહારમાં, સમગ્ર ભારતમાં દલિતોને આ સિધ્ધાંતોનો લાભ ઈનકારવામાં આવ્યો હતો અને દલિતો કરતાં વધુ મજબૂત સ્થિતિ દેશમાં ધારણ કરતી મુસ્લિમ કોમને આ સિ ધ્ધાંતોનો લાભ આપવામાં આવ્યો હતો. આવા અસમાન વ્યવહારનું એક દ્રષ્ટાંત પ્રત્યે કમિશનનું ધ્યાન દોરવા માટે સભા નીચેના બે કેસો રજૂ કરે છે :

| પ્રાંત | મુસ્લિમ વસ્તી બેઠકો | મુસ્લિમો માટેની | દલિતોની વસ્તી બેઠકો. | દલિતો માટેની |
|---|---|---|---|---|
| મધ્ય પ્રાંતો | ૫૭૪૨૭૬ | ૧૧ | ૩૦૬૦૨૩૨ | ૨ |
| મુંબઈ ઈલાકો | ૧૨૦૭૪૪૩ | ૭ | ૧૬૨૭૯૮૦ | ૧ |

દલિતોને કરાયેલા આવા અન્યાચાર પ્રત્યે કોઈ પણ વ્યક્તિને ગમે તેટલો પ્રકોપ જાગે તેમ છતાં ભારત સરકારનું તે અંગે રૂવાટુંય ફરકતું નથી કારણકે તેણે આ સિધ્ધાંતો માત્ર મુસ્લિમોને જ લાગુ પાડવાના મર્યાદિત હેતુ માટે બનાવ્યા હતા. દરેક જણ જાણે છે તેમ, ભારત સરકારે જુદી જુદી કોમોના રાજકીય મહત્ત્વમાં કરેલા ભેદભાવનું જ આ પરિણામ છે. દેશના નાગરિકોના તેમના રાજકીય મહત્ત્વના આધારે આવા શ્રેણીકરણ પ્રત્યે સભા વિરોધ નોંધાવે છે. તમામ કોમો રાજકીય દ્રષ્ટિએ સમાન મહત્ત્વની છે એ

એક સિવાય બીજો કોઈ સુરક્ષિત અને સુનિશ્ચિત નિયમ હોઈ શકે જ નહિ. આ કપટી ભેદભાવ જ તમામ કોમી તોફાનોનું મૂળ છે અને સમાન તકના સિધ્ધાંતનો ઘાતક છે. સંસદે સુધારાનો પ્રથમ હપતો આપ્યો તેવા સમયેએ ભારતના શાસનમાં આ સિધ્ધાંત દાખલ કર્યો એ દલિતોનાં હિતને નુકસાનકર્તા હતો. સભાને એ જાણીને આનંદ થાય છે કે હાલના સેક્રેટરી ઓફ સ્ટેટ દલિતોના અસ્તિત્વને, દાખલ કરાયેલા રાજકીય સુધારાનો વ્યાપ વિસ્તારવા અંગે હવે લેવામાં આવે તેવા નિર્ણયમાં ગંભીર વિચારણા માટેની સમસ્યા તરીકે માન્ય રાખ્યું છે. પરંતુ સભા આતુરતાપૂર્વક એવું દર્શાવે છે કે દેશના બંધારણના માળખામાં હવે દાખલ કરાય તેવા સુધારાઓમાં જો આવી માન્યતાને દર્શાવવામાં નહી આવે તો દલિતોને તે કશાય પરિણામ વગરની લાગશે.

૧૧. પ્રતિનિધિત્વની પધ્ધતિ :- સભા નિયુક્તિના સિધ્ધાંતનો વિરોધ કરે છે અને દલિતોને ચૂંટણીનો સિધ્ધાંત લાગુ પાડવાનો આગ્રહ કરે છે. જવાબદાર સરકારના દ્રષ્ટિકોણથી જોતાં ચૂંટણી કેવળ સિધ્ધાંત તરીકે જ સાચી નથી પરંતુ રાજકીય શિક્ષણના દ્રષ્ટિકોણથી પણ એ વ્યવહારમાં પણ જરૂરી છે. દરેક કોમને રાજકીય શિક્ષણની તક મળવી જોઈએ જે, મતનો ઉપયોગ કર્યો હોય તે સિવાય અન્યથા સારી રીતે પ્રાપ્ત કરી શકાય નહિ. એને એક કમનસીબ ઘટના ગણવી જોઈએ કે દલિતો કે જેઓને બીજી કોઈ પણ કોમ કરતાં આવા શિક્ષણની વધુ જરૂર છે તેમને ભારતની ઝડપથી વિકસતી જતી રાજકીય જિંદગીમાં પોતાનો હિસ્સો લેવાની તક ઈન્કારવામાં આવે. દલિતોની બાબતમાં શા માટે ચૂંટણીની જરૂર છે તેનું બીજું પણ એક કારણ છે. મંત્રીપદ એ બહુ મહત્ત્વનો વિશેષાધિકાર છે અને દલિતો એને જવા દઈ શકે નહિ. રાજકીય સુધારા દાખલ થવાના પરિણામે તેમને કોઈ મોટો લાભ થઈ શકવાનો નથી, સિવાય કે દેશના મંત્રીમંડળમાં તેમને સ્થાન મળે, અને તેમ થાય તો ત્યાંથી તેઓ સરકારની નીતિ પર અસર કરી શકે. જયાં સુધી તેમના પોતાના પ્રતિનિધિઓ ચૂંટવાની તક તેમને ઈન્કારવામાં આવશે ત્યાં સુધી તેમને આ તક પણ ઈન્કારવામાં આવશે. કારણ કે જવાબદાર સરકાર હેઠળ નિયુક્ત સભ્યો પદ માટે ગેરલાયક ઠરે તે ચાલુ રાખવું જોઈએ. દલિતોને આ અધિકારથી વંચિત રાખનાર નિયુક્તિ જેવી પ્રતિનિધિત્વની પધ્ધતિ સ્વયં તિરસ્કૃત કરવી જોઈએ.

૧૨. દલિતોને ચૂંટણીનો સિધ્ધાંત લાગુ પાડવા સામે બે વાંધા સામાન્ય રીતે રજૂ કરાય છે.

(અ) મતવિસ્તારોની રચના કરવામાં મુશ્કેલી: સભા માને છે કે આ વાંધો પ્રમાણિક ન હોવાથી ગંભીર વિચારણામાંથી તેને કાઢી નાખવો જોઈએ. જો મતવિસ્તારોની રચના કરવાની બાબતમાં પડતી મુશ્કેલીની વિચારણાને પરિણામે સરકારે દલિતોના પ્રતિનિધિત્વ બાબતમાં ચૂંટણી કરતાં નિયુક્તિને પસંદગી આપી, તો પછી એ સમજવું કઠિન છે કે કઈ રીતે સરકારે ચૂંટણીનો સિધ્ધાંત મુસ્લિમોને અને યુરોપિયનોને લાગુ પાડવાની હિંમત કરી? આ કોમો પણ દલિતો કરતાં ઓછી વેરવિખેર હાલતમાં નથી, અને હાલના એક સહિત તેમના માટે કોઈ પણ મતવિસ્તાર રચી શકાય એમ નથી. તેમ છતાં, મુંબઈ સરકારે તેની કલાદ્રષ્ટિને નેવે મૂકીને, તેને જણાવ્યું કે સપ્રમાણ મતવિસ્તારો રચવાનું અશક્ય છે તો પણ આ કોમો માટે સપ્રમાણ મતવિસ્તારોની રચના કરવાનું હાથ ધર્યું. તેમ છતાં, દલિતો માટે મતવિસ્તારોની રચના અંગેની તમામ મુશ્કેલીઓ, સભાએ પ્રતિનિધિત્વની યોજનાની રૂપરેખા હેઠળ દફનાવી દીધી છે. આ સમસ્યા આ રીતે સરળ બનાવાઈ હોઈને હવે કોઈ પણ વાંધો ચૂંટણીના સિધ્ધાંત દ્વારા નિયુક્તિના સિધ્ધાંતને બદલે ઉઠાવવાનો નથી.

(બ) પૂરતા પ્રમાણમાં મોટો મતદાર વિસ્તાર મેળવવામાં મુશ્કેલી. - પરિષદમાં દલિતોની ચૂંટણીને વાસ્તવિક ચૂંટણી બનાવી શકે તેટલી સંખ્યાના પૂરતા મતદારો કોઈપણ મતવિસ્તારમાં હશે ખરા ? નિયુક્તિ બદલે ચૂંટણી રાખવાની મુશ્કેલી દર્શાવવામાં સામાન્ય રીતે આ પ્રશ્ન ઉઠાવવામાં આવે છે અને તેનો જવાબ નકારાત્મક હોય છે. સભા કબૂલ કરે છે કે દલિતોમાં મતદારોની સંખ્યા બહુ ઓછી રહેશે. પરંતુ સભા માને છે કે મતાધિકારની કક્ષા દરેક રીતે જોઈએ તો ગેરવાજબી છે. તેના પરિણામે જવાબદાર સરકાર એક ફારસ બની ગઈ છે. એનો અર્થ એ કે હાલના મતાધિકાર હેઠળ મતદારો થવાનું સદ્‌ભાગ્ય જેમને મળ્યું છે તેવા સાત લાખ મતદારોની લઘુમતી દ્વારા ચૂંટાયેલી બે કરોડ લોકોના આખા ઈલાકાની સરકાર જો જવાબદાર સરકાર, નામમાત્રની જ નહિ પણ હકીકતમાં પણ, રાખવાની હોય તો, આવી પરિસ્થિતિ અનિષ્ટકારક છે અને તેને ભવિષ્યમાં ચાલુ રાખી શકાય નહિ. એ એક અફસોસની વાત ગણાય કે સુધારાની માગણી કરવામાં સૌથી વધુ બોલકા વર્ગે મતાધિકારના પ્રશ્ન પર પૂરતું દબાણ કર્યું નહિ. લોકશાહી તે વર્ગનો ઉદ્દેશ કહેવાય છે પરંતુ સાચું કહીએ તો, બર્માની સરકારના શબ્દો છે: "તેઓ લોકશાહી સંસ્થાઓની તરફેણમાં છે તેનું મુખ્ય કારણ એ છે કે તેઓ લોકશાહી રાષ્ટ્રને અપીલ કરે છે. તેઓ લોકશાહી માટેની

માગણી કરી શક્યા નહિ અને લોકોને બહાર રાખી શક્યા નહિ. તેમના સુધારા અંગેનાં મુખ્ય હિતો તેઓ કારોબારી પર સરસાઈ મેળવવા માટે ઈચ્છે છે તેવી સત્તાઓમાં કેન્દ્રિત થયાં છે. ગ્રામ મતદારો દ્વારા વિસ્તૃત મતાધિકાર અને સાચા અર્થમાં જવાબદાર મતદાન એ તેમની માગણીનો મધ્યવર્તી વિચાર છે જ નહિ. જયાં સુધી તેમનો પોતાનો વર્ગ વૈધાનિક કાઉન્સિલરો આપતો રહેશે- જેઓ ઈચ્છિત નિયંત્રણ રાખશે ત્યાં સુધી આ લોકો ઓછા કે વધુ મતદારોનું પ્રતિનિધિત્વ કરે છે કે કેમ તે તેમના મન બિનમહત્ત્વનું છે. "ભારતીય રાજકારણીઓના મતાધિકારના મહત્ત્વના પ્રશ્ન પ્રત્યેના સાચા નિદાનમાં તફાવત છે કે નહિ તેમ છતાં હકીકત તો એવી રહે છે કે કોંગ્રસના રાજકારણમાં મતાધિકારનું સ્થાન, સત્તાઓની તબદીલીના પ્રશ્ન સાથે સરખાવતાં બહુ ગૌણ બની જાય છે. સભાના અભિપ્રાય મુજબ કોંગ્રેસી રાજકારણીઓનું વલણ, મતાધિકારના પ્રશ્ન અને સત્તાની તબદીલીના પ્રશ્ન વચ્ચેના સાચા સંબંધની પીછેહઠ છે. હમણાં વહીવટ પર કાબૂ જમાવી બેઠેલા પરિબળોને, તેમના સ્થાને સંતોષકારક અવેજી પરિબળ મૂકવામાં ન આવે ત્યાં સુધી, એક સાથે પાછાં ખેંચી લઈ શકાય નહિ એવો ભારત સરકારનો સિધ્ધાંત, યોગ્ય દ્રષ્ટિકોણથી પરિસ્થિતિને જોવા રાજી હોય તેવા તમામ વર્ગો સ્વીકારશે એમ કબૂલ કરવું જોઈએ. હવે આવાં અવેજી પરિબળો એટલે દેખીતી રીતે મતદારો જ; તેથી એવું ફલિત થાય છે કે દેશની સરકારમાં દાખલ કરી શકાય તેવી જવાબદારીનું પ્રમાણ અને પ્રકારનો આધાર મતદારોની સંખ્યા પર રહેશે. મતાધિકારનો આ પ્રશ્ન એટલો મહત્ત્વનો છે કે એકલા તેના નિર્ણય પર જ રાજકીય સત્તાની તબદીલીના પ્રમાણનો આધાર હોઈ શકે. તેથી, મતાધિકાર કેવો હોવો જોઈએ એ સૌથી મહત્ત્વનો પ્રશ્ન છે. જે રીતે હાલમાં તેનો નિર્ણય કરાય છે તે તે અંગે સભા એવું બતાવવા ઈચ્છે છે કે પ્રતિનિધિ સરકારનો મુખ્ય ઉદ્દેશ સાવ ભુલાઈ ગયો છે. મતાધિકાર એટલે સંકળાયેલો જીવનની શરતો નક્કી કરવી. મતાધિકારનો બીજો કશો જ અર્થ હોઈ શકે નહિ. જો મતાધિકારનો એ જ અર્થ હોય તો એવું ફલિત થાય છે કે તે એવા લોકોને આપવો જોઈએ કે જેઓ સોદાબાજી પોતાની નબળી સત્તાના કારણે તેમને પ્રતિકૂળ હોય તેવી રીતે ઉપલાં પરિબળો દ્વારા નિયત કરાતી સંકળાયેલા જીવનની શરતો અપનાવવાના જોખમનો ભોગ બની જાય છે. જો આ સાચું હોય તો પ્રતિનિધિ સરકારની અત્યંત આવશ્યક બાબતોની એવી માંગ છે કે જો મતાધિકારની યોગ્ય સમજ પડી હોય તો મતાધિકાર એટલો નીચે નિયત કરવો જોઈએ કે તેની પહોંચની અંદર સમાજનાં

ગરીબ અને પીડિતની ભારે બહુમતી આવી જાય. વાસ્તવમાં, પુખ્ત મતાધિકાર એ જ એકમાત્ર મતાધિકારની એવી પધ્ધતિ છે કે જેને તે શબ્દના સાચા અર્થ સાથે સુસંગત ગણી શકાય. તેમ છતાં, સભાને સંતોષ થશે જો વિધાન પરિષદ માટેના મતાધિકારને ગ્રામ વિસ્તારોમાં તાલુકા લોકલ બોર્ડ માટે છે તે જ કક્ષાએ નિયત કરવામાં આવે અને ઈલાકાના ગ્રામ વિસ્તારોમાં માસિક રૂ. ૩ ના ભાડા પર નિયત કરવામાં આવે મતાધિકારને આટલો નીચે ઉતારવામાં આવે તેનાથી મોટા ભાગના અબુધ લોકો ચુંટાઈ આવશે એવો સરકાર પક્ષને સેવાતો ભય બિનપાયાદાર છે. મોટી સંપત્તિ એ અજ્ઞાનની વિરોધી નથી; તેમ જ અધમ ગરીબી એ ઉચ્ચ કક્ષાની બુદ્ધિમત્તાની વિરોધી નથી. ગરીબી ઘણીવાર બુદ્ધિશક્તિની ધાર બુઠ્ઠી બનાવી દઈ શકે. બીજી બાજુ ગરીબી ઘણીવાર બુધ્ધિપ્રતિભાને સતેજ પણ બનાવતી હોય છે. પરિણામે, સરકાર ઉચ્ચ મિલકતની લાયકાતને અજ્ઞાન સામેના વીમા તરીકે વળગી રહે છે તે બાબત બીજું કંઈ નહિ પણ એક વહેમ છે જેનો વર્ગોએ વિકાસ કર્યો છે અને સરકારે પાળીપોષીને મોટો બનાવ્યો છે જેથી કરીને જનતાને પોતાની સરકાર રચવાના અધિકારથી વંચિત રાખી શકાય.

૧૩. ચૂંટણીની પધ્ધતિ.- સભાના અભિપ્રાય મુજબ સામાન્ય મત વિસ્તારોમાં મુક્ત ચૂંટણીનો પ્રશ્ન દલિતો પૂરતો રહેતો નથી. બીજી બાજુ સભા કોમી મતદાર મંડળોની માગણી કરવાનું ઈચ્છતી નથી. તેના મતે, જો દલિતોને સામાન્ય મતવિસ્તારોમાં અનામત બેઠકો અપાય તો તે પૂરતું ગણાશે. દલિતોમાંથી ચૂંટણી માટેના ઉમેદવારોની બાબતમાં સભા, નિવાસી લાયકાતને સંપૂર્ણ છોડી દેવાનો અને અનામત અંગેની શરતને અંશતઃ હળવી બનાવવાનો આગ્રહ રાખે છે.

૧૪. વિધાનસભામાં પ્રતિનિધિત્વ.- ૧૯૧૯માં વિધાનસભામાં દલિતોના અધિકારની અમાન્યતા સામે સભા વિરોધી નોંધાવે છે. ભારત સરકાર તેના સીધેસીધા નિયંત્રણ હેઠળની અથવા પ્રાંતિક સરકારોના અનામત અડધા ભાગ હેઠળની મહત્ત્વની બાબતોમાં હજી સર્વોપરિ છે. તબદીલ વિષયોની બાબતોમાં પણ તેની દેખરેખની સત્તા ચાલુ રહે છે. તેથી, એ દેખીતું છે કે આવી મોટી સત્તાઓની દિશામાં દલિતોનો કંઈક અવાજ હોવો જોઈએ અને તેથી સભા એવો દાવો કરે છે કે મુંબઈ ઈલાકાના દલિતોમાંથી ત્રણ સભ્યોની ચૂંટણી, સ્થાનિક વિધાન પરિષદમાંના તેમના પ્રતિનિધિઓ દ્વારા વિધાનસભામાં થવી જોઈએ.

## ૨. બાંયધરીઓ મારફત રક્ષણ.

૧૫. પૂરતા પ્રતિનિધિત્વ માટેની માગણી ઉપરાંત સભાને લાગે છે કે તેણે, મુંબઈ ઈલાકામાં લઘુમતી તરીકે દલિત વર્ગોને નાગરિક અધિકારોની બાંયધરી આપતી કલમોને દેશના બંધારણમાં મૂળભૂત અધિકારો તરીકે સમાવિષ્ટ કરવાની માગણી પણ કરવી જોઈએ. આવી બાંયધરીઓમાં, દલિતોનાં હિતોને લગતી નીચેની દરખાસ્તની માન્યતાઓનો સમાવેશ થવો જોઈએ :-

(૧) દલિતોના શિક્ષણને પ્રાંતના મહેસૂલ પરનો પ્રથમ બોજ ગણવો જોઈએ અને શિક્ષણ માટેની કુલ ગ્રાન્ટનો વાજબી પ્રમાણનો હિસ્સો દલિતોના લાભ માટે અંકિત કરવો જોઈએ.

(૨) લશ્કર, નૌકાદળ અને પોલીસમાં અનિયંત્રિત ભરતીનો દલિતોનો અધિકાર, જ્ઞાતિ અંગેની કશીય મર્યાદા વગર માન્ય કરવો જોઈએ.

(૩) તમામ મુલકી સેવાઓમાં રાજપત્રિત તેમજ બિન-રાજપત્રિત તમામ જગ્યાઓ પર કરવાની બાબતમાં અગ્રતા માટેનો દલિતો અધિકાર ૩૦ વર્ષ સુધી માન્ય રાખવો.

(૪) દરેક જિલ્લા માટે દલિતોમાંથી ખાસ પોલીસ ઇન્સ્પેકટરની નિમણૂકનો દલિતોનો અધિકાર માન્ય કરવો.

(૫) સ્થાનિક સંસ્થાઓમાં (ઉપર વ્યાખ્યા કર્યા પ્રમાણે) અસરકારક પ્રતિનિધિત્વ માટેનો દલિતોનો અધિકાર પ્રાંતિક સરકારે માન્ય કરવો.

(૬) પ્રાંતિક સરકારો દ્વારા આ અધિકારોના ઉલ્લંઘનના કેસોમાં ભારત સરકારને અપીલ કરવાનો દલિતોનો અધિકાર માન્ય રાખવો અને પ્રાંતિક સરકારને આ બાબત અંગે કાયદાનું પાલન કરવાની ફરજ પાડવાની ભારત સરકારને સત્તા આપવી.

૧૬. **આવી બાંયધરીઓનું વાજબીપણું :-** એવી દલીલ કરી શકાય કે દલિતોને પરિષદમાં પૂરતું પ્રતિનિધિત્વ આપ્યું હોવાથી, પ્રતિનિધિત્વ નહીં ધરાવતી લઘુમતીની બાબતમાં હોઈ શકે તેમ, તેઓના અધિકારોને કોઈ ભય હોઈ શકે નહિ તો પછી આ બાંયધરીઓ શા માટે હોવી જોઈએ? લઘુમતીને બહુમતિના જુલમ સામે

અસરકારક રક્ષણ આપવાની પ્રતિનિધિ સ્વરૂપની સરકારની અસરકારકતામાં આવા વધુ પડતા વિશ્વાસ સામે સભા વાંધો ઉઠાવે છે. આ સંબંધમાં સભા કમિશનનું લક્ષ જહોન સ્ટુઅર્ટ મિલનાં મંતવ્યો તરફ દોરે છે જેણે કહ્યું છે કે, "લોકોએ તેમના પોતાના પરની સત્તા મર્યાદિત કરવાની જરૂર નથી એવો ખ્યાલ કદાચ મૂળભૂત લેખાશે, જયારે લોકપ્રિય સરકાર જેવી વસ્તુ તો કેવળ સ્વપ્ન જ હતી અથવા તો જે કંઈક ભૂતકાળની લાંબી મુદતમાં અસ્તિત્વમાં હોવાનું વાંચ્યું હતું. હવે એમ સમજવામાં આવે છે કે સ્વરાજ અને લોકોની તેમના પોતાના પરની સત્તા એવી વાક્યરચનાઓમાં સાચી સ્થિતિ વ્યક્ત થતી નથી. જે લોકો સત્તાનો ઉપયોગ કરે છે તે લોકો હંમેશા એકસરખા લોકો હોતા નથી જેમના પર સત્તાનો ઉપયોગ કરવામાં આવે છે; અને સ્વરાજ એ કંઈ દરેકની પોતાની સરકાર નથી પરંતુ દરેકની બાકીની સૌ દ્વારા ચલાવાતી સરકાર હોય છે. વધુમાં, લોકોની ઈચ્છાનો વ્યવહારૂ અર્થ એ કે સૌથી વધુ સંખ્યાના લોકોની અથવા લોકોના સૌથી વધુ સક્રિય ભાગની ઈચ્છા, એટલે કે બહુમતીની અથવા બહુમતી તરીકે પોતાને સ્વીકાર્ય બનાવવામાં જેઓ સફળ થાય તે લોકોની ઈચ્છા, આની સામે પણ સાવચેત રહેવાની એટલી જ જરૂર છે જેટલી સત્તાના બીજા કોઈ પ્રકારના દુરૂપયોગ સામે રહેવાની હોય. તેથી, વ્યક્તિઓ ઉપરની સરકારની સત્તાનું મહત્ત્વ. ઓછું થતું નથી જયારે સત્તાના ધારકો નિયમિત રીતે સમાજને જવાબદાર હોય એટલે કે તેમ સૌથી મજબૂત પક્ષને જવાબદાર હોય.

૧૭. આના પરથી એ દેખીતું છે કે પ્રતિનિધિ સરકાર, રાષ્ટ્રમાં લઘુમતિઓન હિતોના રક્ષણ આટેની આવી બાંયધરીઓની જરૂરીયાતને એકદમ ફગાવી દઈ શકે નહિ વાસ્તવમાં પ્રતિનિધિ સ્વરૂપની સરકાર લઘુમતીઓને રક્ષણ આપવાનું એક સાધન છે જ પણ તેણે તે હેતુ માટે એટલું બધું અપર્યાપ્ત ન હોવું જોઈએ કે બાંયધરીઓન પધ્ધતિ વગર તેને દાખલ કરવાની બાબતમાં એક સૌથી વધુ ભયંકર અખતરો બન જાય. યુરોપના યુધ્ધોત્તર ઈતિહાસમાં આવા કેસો છે. એ હકીકત છે કે લઘુમતીઓ પ્રતિનિધિ સ્વરૂપની સરકાર પર આધાર રાખી શકે નહિ પરંતુ તેમણે તેમના અધિકારોન બાંયધરીઓ રૂપે રક્ષણ માગવું જોઈએ.

૧૮. જો પ્રતિનિધિ સરકાર, યુરોપિયન લોકોમાં, જયાં રાજકારણને બિનસાંપ્રદાયિ બનાવવાની પ્રક્રિયા ખૂબ આગળ વધી ગઈ છે ત્યાં કામ કરવામાં આટલી નબળ

બની જાય છે તો, ભારતમાં જ્યાં રાજકારણ એ બીજું કંઈ નહિ પણ સક્રિય ધર્મશાસ્ત્ર જ છે ત્યાં એ કેટલી બધી નબળી બની ગઈ હોવી જોઈએ ? એ આ જ ધર્મશાસ્ત્ર છે જેની સામે દલિતોએ રક્ષણ માગવાનું છે. આ ધર્મશાસ્ત્ર સાચી નાગરિકતા માટે કેટલું વિનાશક છે તેનું વર્ણન માનનીય સર એલેકઝાંડર કારડયુંની નોંધમાંના નીચેના ઉતારાઓ પરથી નીચે મુજબ છતું થાય છે:

૨. સૌ પ્રથમતો એ પૂછવું જોઈએ કે લોકશાહી વિચાર ભારતના લોકોની પ્રવર્તમાન ફિલસૂફી સાથે સુસંગત છે કે કેમ. આધુનિક લોકશાહી રાજયનો મૂળભૂત સિધ્ધાંત વ્યક્તિના મુલ્યની પિછાણ, અને એવી માન્યતા કે દરેક વ્યક્તિની જિંદગી એક જ હોવાથી, દરેકને તેની જિંદગીમાં તે અધિકત્તમ વિકાસ સિધ્ધ કરી શકે તેવી પૂરી તક આપવી જોઈએ, ભારતની ફિલસૂફીમાં આમાંથી કોઈ પણ દરખાસ્ત સ્વીકારવામાં આવી નથી. આનાથી ઊલટું એમ નક્કી થાય છે કે દરેકની જિંદગી દરેક માટે અસ્તિત્વની શૃખલામાંની એક જીંદગી છે, દરેક વ્યક્તિની જિંદગીમાંની તેની સ્થિતિ તેના અગાઉના જન્મોમાં તેણે કરેલાં કૃત્યોના ગુણદોષના આધારે નક્કી થાય છે. અને તેથી, સામાજિક વ્યવસ્થામાં તેનું સ્થાન અટલ રીતે નિયત કરેલું છે અને તેમાં ફેરફાર કરી શકાય તેમ નથી. તેથી એવું કરી શકાય કે લોકશાહીના મૂળ વિચારો, ભારતમાં હજારો વર્ષથી ઘડાયેલા પ્રચલિત માન્યતાના સામાન્ય બંધારણના તમામ વિચારોની વિરુધ્ધ છે.

૩. દરેક માનવીનું હાલના જન્મમાં સ્થાન ભૂતકાળના જન્મોમાં તેણે કરેલા કાર્યો પરથી નક્કી થાય છે એ સિધ્ધાંતની સાથે ગાઢ સંકળાયેલો ખ્યાલ છે જ્ઞાતિનો, જેની અસર દરેક માનવીની સામાજિક શ્રેણીમાંની સ્થિતિ પર એવી થઈ છે કે જ્ઞાતિ પ્રમાણે તેનું સ્થાન એકધારૂ અને અફર રીતે નક્કી થઈ ગયું છે. આ દ્રષ્ટિએ જોતાં બ્રાહ્મણ તરીકે જન્મેલો માનવી બ્રાહ્મણ સિવાય બીજો કોઈ માનવી બની શકે નહિ અને નીચલી જ્ઞાતિમાં જન્મેલો માનવી નીચલી જ્ઞાતિના માનવી સિવાય બીજો જ્ઞાતિમાં જન્મેલો માનવી નીચલી જ્ઞાતિના માનવી સિવાય બીજો કોઈ માનવી બની શકે નહિ. આવી પરિસ્થિતિ હેઠળ તકની સમાનતા અશક્ય બની જાય છે અને ભારતીય લોકોના અભિપ્રાય દ્વારા તેને માન્ય કરવામાં આવી નથી. તેમજ તેની ઈચ્છા પણ કરવામાં આવી નથી.

૪. જ્ઞાતિના પિરામિડની ટોચે બ્રાહ્મણ ઊભો છે. આ જ્ઞાતિએ લાંબા સમયથી બીજી તમામ જ્ઞાતિઓ પર સંપૂર્ણ સર્વોપરિતા સ્થાપી દીધી છે. બ્રાહ્મણની સર્વોપરિતાનો

દાવોમાત્ર જાતિ અને બુદ્ધિ પર જ આધારિત નથી પરંતુ ધર્મના આદેશો પર પણ આધારિત છે. બ્રાહ્મણના વ્યક્તિત્વને અને તેના ધર્મની ગુણવત્તાને જાળવી રાખવા માટે તેને જમવાનું આપવામાં આવે છે, તેના શિક્ષણ માટે નાણાં ચૂકવવામાં આવે છે, તેની પુત્રીઓના લગ્ન માટે નાણાંની જોગવાઈ કરવામાં આવે છે, તેને જમીન અર્પણ કરવામાં આવે છે અને આવી માન્યતા તો ભારતમાં સદીઓથી સ્થપાઈ ગઈ છે. બ્રાહ્મણોને અસંખ્ય વિશેષાધિકારો હોય છે.

૬. જીવનનાં મોટા ભાગનાં ક્ષેત્રોમાં આવું પ્રભુત્વ હોવાથી એમાં આશ્ચર્ય નથી કે બ્રાહ્મણે રાજકારણમાં અહેવાલથી નિયંત્રણ મેળવી લીધું છે. નીચલી બહુસંખ્ય કોમના અથવા ખ્રિસ્તી કોમના કોઈ પણ પ્રતિનિધિઓમાનાં એક પણ મત વિસ્તારમાં કદી બેઠા નથી કે બેસવાની તેમને કદી તક પણ મળે નહિ. આ અનુભવ સૂચવે છે કે રાજકીય તંત્ર ભૂતકાળમાં હતું તેમ ભાવિમાં પણ બ્રાહ્મણોના નિયંત્રણ હેઠળ રહેશે, સિવાય કે બીજા વર્ગોનું પૂરતું પ્રતિનિધિત્વ મેળવવાના ખાસ ઉપયોગનો આશરો લેવામાં આવે.

૮. બ્રાહ્મણ પછી હિંદુ- જ્ઞાતિઓનું મોટું જૂથ આવે છે:- જેમાં અમુક ઊંચી, અમુક નીચી એવી જ્ઞાતિઓનું સામાન્ય રીતે અબ્રાહ્મણો તરીકે જૂથ બનાવવામાં આવ્યું છે. પરંતુ તે તમામ એક સરખી રીતે અલગ છે અને પરસ્પર ભારે વિરોધી છે. એ બહુ વિચિત્ર છે કે જો આમાંની એક જ્ઞાતિનો સભ્ય લાગવગના પદે પહોંચી જાય તો તે તેના જ્ઞાતિબંધુઓને પદો પર ગોઠવી દઈને લહાણી કરતો હોય છે. સરકારના સ્થાયી હુકમોમાં આ વૃત્તિને ઓળખવામાં આવી છે અને તેને કાબૂમાં રાખવા અંગે સૂચનાઓ આપવામાં આવી છે. સંયુક્ત અહેવાલ આ બાબતથી અજાણ નથી, કારણ કે તેમાં જણાવાયું છે કે, સમગ્ર ભારતીય સમાજમાં ધર્મના અને જાતિની અને જ્ઞાતિની શ્રેણીબંધ ફાટફૂટો રહેલી છે જે તેની અખંડિતતાને સતત ભય રૂપ બની રહે છે.' આવા જ્ઞાતિએ અંગેના ભેદભાવ ભારતીય સમાજની અખંડિતતાને ભયરૂપ છે એટલું જ નહિ- તેવ ભેદભાવ તેવી અખંડિતતાને અસ્તિત્વમાં આવતી રોકે છે.

૯. બ્રાહ્મણ અને અબ્રાહ્મણ સવર્ણ હિંદુઓએ બંને પછી નીચલી જ્ઞાતિઓ આવે છે વધુ સાચી રીતે કહીએ તો એવી વ્યક્તિઓ આવે છે જેમની કોઈ જ્ઞાતિ નથી હોતં અને જેઓની સંખ્યા આ ઈલાકામાં એટલે કે મદ્રાસમાં લગભગ એક કરોડ જેટલ

થવા જાય છે. અનુકૂળતા ખાતર તેમનો ઉલ્લેખ પંચમા અથવા પારિયા કોમ તરીકે કરાય છે.આ લોકો ને માત્ર નીચલા વર્ગના લોકો તરીકે ગણવામાં આવે છે એટલું જ નહિ બલકે એવું માનવામાં આવે છે કે જે તેમની હાજરીથી ખરેખર પ્રદૂષણ થાય છે જે પવિત્ર કરવા માટે શુદ્ધિકરણ અંગેની ધાર્મિક વિધિઓ કરવી જરૂરી બની જાય છે. ૧૩. આવો સમાજ જયાં લોકો અભણ હોય, જડબેસલાક જ્ઞાતિઓમાં વિભાજિત હોય, બ્રાહ્મણો ટોચે હોય, જુદી જુદી અબ્રાહ્મણ જ્ઞાતિઓ વચ્ચે હોય અને સૌથી નીચલી જ્ઞાતિઓ બંને દ્વારા તટસ્થરીતે સતાવાતી હોય અને તળિયે હોય એવા સમાજમાં લોકશાહી સંસ્થાઓ શરૂ કરવાની મુશ્કેલી અત્યંત મોટી હોવી જોઈએ. વળી, સંયુક્ત અહેવાલના ઘડવૈયાઓએ આ મુશ્કેલીને પૂરતી ઓળખી લીધી નથી. ખરેખર, સુધારાની કોઈ પણ યોજનાની પ્રથમ આવશ્યકતાઓ એ છે કે વસતીની મૂગી જનતાની સારી સરકાર માટે પૂરતી સલામતીઓની જોગવાઈ કરવી જોઈએ.

૧૯. હાલની પરિસ્થિતિનું જો સાચું બયાન હોય તો યુરોપની લઘુમતીઓનો કેસ, તેઓના અધિકારીઓની બાંયધરીઓ મેળવવા માટે દલિતો કરતાં સારો કહી શકાય નહિ. વિશ્વમાં ઘણા લોકો સંજોગોના માર્યા નીચે પડી ગયા હોય છે. પરંતુ પડી ગયા તોય ઊભા થવા તેઓ મુક્ત છે. બીજી બાજુ દલિતોનો કેસ એ એવા એકલવાયા લોકોનો કેસ છે જેઓ પડેલા જ રહ્યા કારણ કે તેમના જ દેશવાસીઓની બહુમતીના ધાર્મિક વિચારો તેમના ઊભા થવાના વિરોધી છે. મડીમન સમિતિ પહેલાં અમુક વ્યક્તિઓએ વિવિધ પરિષદો દ્વારા પસાર કરાયેલા ઠરાવોથી ઘણું કર્યું હતું જેમ કે દલિતો માટે કૂવા, દવાખાના,ધર્મશાળાઓ વગેરે ખુલ્લાં મૂકવામાં આવ્યાં હતાં. શિક્ષણ મંત્રીએ બહાર પાડેલા પરિપત્રો દ્વારા દલિતોનાં બાળકોને બાકીના સમાજનાં બાળકોની સાથોસાથ શાળામાં પ્રવેશ આપવાનું જરૂરી બનાવાયું હતું. પરંતુ આવા ઠરાવો અને પરિપત્રો કેવી મજાક છે તે આ નિવેદનના પરિશિષ્ટ -ક જોવાથી કમિશન સમક્ષ છતી થશે. તેમાં દેશમાં જુદાં જુદાં છાપાંમાં વખતોવખત છપાયેલા બનાવો પરથી જણાશે કે બહુમતીએ દલિતો તરફ કેવું વલણ અપનાવ્યું છે (બાબતોનં: ૧ અને ૧૦) આ સમાચારની બાબતો જોઈ જવાથી ખ્યાલ આવશે. કે દલિતોને લશ્કર, નૌકાદળ અને પોલીસમાં નોકરીએ રાખી શકાય નહિ કારણ કે એવી નોકરી બહુમતીના ધાર્મિક ખ્યાલોથી વિરુદ્ધ છે (બાબત નં-૮) દલિતોને શાળાઓનાં પ્રવેશ આપી શકાય નહિ કારણ કે તેમનો પ્રવેશ બહુમતીના ધાર્મિક વિચારોથી વિરુદ્ધ છે (બાબત નં ૧૨).

દલિતો સરકારી દવાખાનાંનો લાભ લઈ શકે નહિ કારણ કે ડોકટરો તેમનાં દવાખાનામાં કે તેમનાં શરીરોને દલિતો પ્રદૂષિત કરી નાખે એવું નહિ ઈચ્છે (બાબત નં-૨ અને૫). દલિતો સ્વચ્છ અને ઉચ્ચ જીવન જીવી શકે નહિ કારણ કે તેમની નિયત સ્થિતિ કરતાં ઉચ્ચજીવન જીવવું બહુમતીના ધાર્મિક વિચારોથી વિરુદ્ધ છે. (બાબતો નં ૧ અને૬). દલિતો વિરુદ્ધ સામાજિક નિયમોનો અમલ એટલો સખ્તાઈથી કરવામાં આવે છે કે દલિતો જો નાગરિક તરીકેના તેઓના પ્રાથમિક અધિકારોનો ઉપયોગ કરે તો તેનું પરિણામ માત્ર એવું જ આવે કે બહુમતી ઉશ્કેરાઈ જાય અને ઈતિહાસમાં પરિચિત એવા સૌથી ખરાબ સ્વરૂપના સામાજિક જુલમનો વ્યવહાર કરવામાં આવે (બાબતો નં. ૪,૭ અને ૧૧) એ કબૂલ કરવું પડશે કે જયારે ખુદ સમાજ જ જુલમગાર હોય તો તેનાં જુલમ કરવાનાં સાધનો, તેના કાર્યકર્તાઓના હાથે તે કરી શકે તેવાં કૃત્યો પૂરતાં મર્યાદિત રહેતાં નથી અને તેઓનાં જીવનમાં ઊંડે સુધી ખૂંપી જનારાં અને તેઓના ખુદ આત્માને ગુલામ બનાવનારાં બહુ ઓછાં સાધનો સમાજની નજરમાંથી છટકી જઈ શકે છે. આવા જુલમ સામે રક્ષણ આપનાર સામાન્ય રીતે રાજયની પોલીસ સત્તા હોય છે. પરંતુ દુર્ભાગ્યે કોઈપણ સંઘર્ષમાં જયાં એક બાજુ દલિતો હોય અને બીજી બાજુ ઉપલા વર્ગના હિંદુઓ હોય ત્યાં પોલીસ સત્તા હંમેશાં જુલમગાર બહુમતી સાથે મળી ગયેલી હોય છે. (બાબત નં. ૧૧). અને એનું સાદું કારણ એ છે કે દલિતોને કોઈપણ રીતે દેશની પોલીસમાં અથવા ન્યાયતંત્રમાં સ્થાન મળ્યું નથી.

૨૦. આ જોતાં દલિતોની તરફેણ કરતા ઠરાવો અમુક પરિષદોએ પસાર કર્યા છે અને પરિપત્રો અમુક મંત્રીઓએ બહાર પાડયા છે એ કારણસર તેઓના દેશવાસીઓના હાથમાં તેઓનાં હિતો સુરક્ષિત રહેશે એવી માન્યતામાં રચીને શાંત પડયારહેવું, દલિતો માટે અનુચિત ગણાય. હિંદુ બહુમતીના શ્રેષ્ઠ દ્રષ્ટાંતો પરથી હિંદુ બહુમતી અંગે વધુ સારો અભિપ્રાય બાંધવાના પ્રલોભન સામે સભા કમિશનને સાવધાન કરે છે. એક બાજુ સત્તાનો સ્નેહાળ ઉપયોગ બીજી બાજુ તેને સ્નેહાળ સમર્પણ, આશ્રિતોના સૌથી મોટા કલ્યાણ માટે તમામ બાબતોને વ્યવસ્થિત કરવાનું. ઉચ્ચ ડહાપણે તમામ અંગેનાં ચિત્રો વાંચવાં ગમે એવાં છે. પરંતુ આવાં ચિત્રોનો હેતુ માત્ર ત્યારે જ સરે જો દલિતોમાંથી કોઈ વ્યક્તિ હિંદુ સમાજનાં સારા માણસોના અસ્તિત્વનો ઇનકાર કરે. દલિતોમાંથી કોઈપણ વ્યક્તિને શંકા નથી કે સારા હિંદુની સરકાર હેઠળ મોટું અને સાર્વત્રિક સુખ મળી રહેશે. પરંતુ હકીકત એવી છે કે કાયદાઓ અને સંસ્થાઓ સારા

માણસો સાથે નહિ પરંતુ ખરાબ માણસો સાથે અનુકૂળ થઈ જાય છે. આ દ્રષ્ટિકોણથી, લઘુમતી પ્રત્યે હમદર્દ એવા થોડાક સારા માણસો જુલમી બહુમતીમાં છે એવા તરંગી કારણસર લઘુમતીને અરક્ષિત છોડી દેવા કરતાં, બાંયધારીની કલમોનો સમાવેશ કરીને લઘુમતીને જરૂરી રક્ષાણ આપવું વધુ સુરક્ષિત ગણાય. આવી બાંયધરીઓ બિનજરૂરી છે એવું દલિતો સિવાયની વ્યક્તિઓને દેખાય; પરંતુ દલિતોના દ્રષ્ટિકોણથી જોતાં તે એક આવશ્યક સલામતી છે. દલિતોમાં પ્રવર્તમાન સુધારાનો એવો ભયાનક હાઉ ઊભો થયો છે કે તેમણે શરૂઆતથી જ તે દાખલ થવા સામે વાંધો ઉઠાવ્યો છે. સુધારા વિરુદ્ધની તેમની લાગણી એટલી બધી તીવ્ર હતી કે દલિતોએ મી.મોન્ટેગ્યુ લખેલા એક પત્રમાં દલિતોએ જણાવ્યું કે," આ દેશમાં બ્રિટિશ સત્તાને કહેવાતા ઉચ્ચ વર્ગના હિંદુઓના હાથમાં સોંપાશે તો તેવા સત્તા તબદીલીના કોઈપણ પ્રયાસ સામે અમે અમારા લોહીના છેલ્લા ટીપા સુધી લડી લઈશું. બાંયધરીઓ પદ્ધતિ સિવાય આવા ભયને શાંત કોઈ કરી શકે નહિ. સરકારનો આધાર તર્ક પર નહિ વિશ્વાસ પર છે. જો દલિતોને નવા બંધારણમાં વિશ્વાસ ન હોય તો, અહીં માગવામાં આવેલી બાંયધારીઓની છૂટછાટ આપીને જો તેવો વિશ્વાસ ખરીદાય તો તે મુત્સદ્દીગીરી ગણાય.



# પરિશિષ્ટઃ ક

## બાબત નં. ૧
## (તા.૮ મી ફેબ્રુઆરી ૧૯૨૮ના ટાઈમ્સ ઓફ ઈન્ડિયામાંથી)

### અંત્યજો માટે કોઈ ઉદ્ધાર નથી.

ભારતીય સામાજિક સુધારાની ઝડપી પ્રગતિમાં સીમાચિહ્ન ગણાય એવું પ્રવચન ગયા મહિને મહામહોપાધ્યાય પંડિત અનંત કૃષ્ણ શાસ્ત્રી ( પ્રોફેસર, કલકત્તા યુનિવર્સિટી) એ મુંબઈના સનાતની અગ્રવાલ મારવાડીઓ સમક્ષ સ્થાનિક નરનારાયણ મંદિરમાં આપ્યું જે અવિસ્મરણીય ગણી શકાય એવું હતું. પ્રવચનનો વિષય હતો " પતિતોના ઉદ્ધારનો માર્ગ, અને મુંબઈના નવા વૈષ્ણવ મંદિરના શ્રી. જગદ્‌ગુરુ અનંતાચાર્ય મહારાજ અધ્યક્ષસ્થાને હતા. પ્રવચનકારે શાસ્ત્રોમાંથી દાખલા ટાંકીને સાબિત કરી આપ્યું હતું કે જુદી જુદી જ્ઞાતિઓનું અસ્તિત્વ હંમેશાં રહ્યું છે અને એ જ રીતે સર્વકાળ અંત સુધી રહેશે. તેમણે ઉમેર્યું હતું કે જેઓ અંત્યજોનો ઉદ્ધાર કરવાની વાતો કરે છે તેઓ કેવળ વાતો જ કરે છે અને હકીકતમાં અંત્યજોને ચાર જ્ઞાતિઓમાંની કોઈપણ એક જ્ઞાતિમાં પ્રવેશ આપીને અથવા તેઓને તેમની હાલની સામાજિક સ્થિતિમાંથી બહાર લાવીને તેઓના ઉદ્ધારનો કોઈ માર્ગ નથી.

### રૂઢિચુસ્ત ઉદારતા

વિદ્વાન પ્રવચનકારે "ઉદ્ધાર કરી ન શકાય તેવા પતિતો ના ઉદ્ધારનો એકમાત્ર શકય માર્ગ એ સૂચવ્યો કે તેઓને તેમના કેટલાક બીજાને ન આપી શકીયે એવા અને હાલમાં અવિચારી અને રૂઢિચુસ્ત નહિ એવા સવર્ણ લોકોએ પચાવી પાડેલા વ્યવસાયો પાછા સોંપી દેવા. મહામહોપાધ્યાયે કહ્યું કે, " આ ૨૦મી સદીમાં લોકો સવારે ઉઠતાંવેંત, પોતાની મુકરર કરેલી પ્રાતઃધર્મવિધિઓ કરવાને બદલે પોતાના મોંઘા જોડા ચમકાવતા

મંડી પડતા હોય છે. બીજું, એ લોકો જાતે હજામત કરવા બેસી પડે છે, અને સ્વદેશી પધ્ધતિએ તેમના દાંત સાફ કરવાને બદલે (એટલે કે દાતણ વગેરે વડે) બ્રશ વડે દાંતે પાવડર ઘસવા બેસી જાય છે. આ બધું કરીને તેઓ ઘાંચીને, હજામને અને દાતણિયા પાસેથી તેમની આજીવિકા ખૂંચવી લે છે. સૌને સૌના ધર્મ પ્રમાણે પોતપોતાની ફરજ બજાવવા દો. અને સંતોષમાં રહો. અંત્યજોનાં ઉધ્ધાર કરવાનો આ જ એક માર્ગ છે - જે લોકોએ આ પતિત લોકોની આજીવિકાનાં સાધન ઝૂંટવી લીધાં હોય તેઓ તેમને એ પાછાં સોંપી દે.

## બાબત નં ૨
## (તા. ૨જી માર્ચ ૧૯૨૮ના ટાઈમ્સ ઓફ ઈન્ડિયામાંથી)

### ભારતમાં અંત્યજો

પરંતુ દેશભકતો આનો વિરોધ કરશે કે આ બધું બ્રિટિશ ભારતમાં બન્યું, ભારતીય ભારતમાં નહિ. ઠીક છે. આપણે જાણીએ છીએ કે મધ્યભારતના મોટા દેશી રાજયમાં તે દિવસે જ બલાઈઓને શું થયું ? સોનાચાંદીનાં ઘરેણાં પહેરીને સ્પૃશ્ય સવર્ણ હિન્દુની જેમ વર્તન કરવાનો ખોટો ચાળો કરવાના પરિણામે શું બન્યું હતું અને 'સૌરાષ્ટ્ર' માં વડોદરા પ્રદેશમાં અંત્યજો અંગે લખાયું છે કે મહારાજા પોતે આ કમનસીબ લોકો પ્રત્યે ઊંડી હમદર્દી ધરાવે છે : અંત્યજ છોકરાઓને ગુજરાની શાળાઓમાં દાખલ કરવાનો હુકમ માત્ર કાગળ પર જ છે. લગભગ ૯૫ ટકા શાળાઓમાં અંત્યજ બાળકોને શાળાની બહાર ઠંડીમાં, તાપતડકામાં કે વરસાદમાં બેસાડવામાં આવે છે અને તેમને છાણ,બળતણ, અઘાર, માટી વગેરે લેવા મોકલવામાં આવે છે. ૧૯૨૭માં એક અંત્યજ દામનગરના દવાખાનામાં દવા લેવા ગયો હતો. ડોકટરે તેને બાર કલાક સુધી વાટ જોવડાવી હતી અને પછી તેને દૂરથી તપાસીને દૂરથી જ દવા આપી હતી. વડોદરા વિધાનસભાના અંત્યજ સભ્યની હાજરીમાં આ બન્યું હતું. "સુરતના 'પ્રતાપ'માં લખાયું છે કે જયારે નવસારીના અંત્યજ આશ્રમમાંના એક શિક્ષક માંદા છોકરાને સ્થાનિક ઈસ્પિતાલમાં લઈ ગયા ત્યારે ત્યાંના ડોકટરે તે બંનેને આવા શબ્દોથી નવાજીને તગેડી મૂક્યાં, "ચાલ્યા જાઓ આ ગાંધીનું રાજ નથી, વડોદરા સરકારનું રાજ છે !"

## બાબત નં. ૩
## (તા. ૧૧મી મે ૧૯૨૬ના 'ઈવનિંગ ન્યુસ'માંથી)

### જંબુસર મ્યુનિસિપાલિટીમાં અસ્પૃશ્ય ચાર હિંદુઓનું રાજીનામું .

જંબુસર મ્યુનિસિપાલિટીમાં અસ્પૃશ્ય ચૂંટાયો તેથી જંબુસરમાં સનસનાટી મચી ગઈ છે. ચાર હિંદુ સભ્યોએ રાજીનામાં આપ્યાં છે, જ્યારે બાકીના સભ્યોએ વચન આપ્યું છે કે તેઓ અસ્પૃશ્ય સભ્યને અડશે નહિ અને જો તેઓ તેને કદીય અડી જશે તો સ્નાન કરશે.

## બાબત નં. ૪
## ('બોમ્બે ક્રોનિકલ'માંથી)

### કોલાબાના દલિતોનું સંમલેન
### ઉપલા વર્ગના હિંદુઓની ગુંડાગીરી

ટાઈમ્સ ઓફ ઈન્ડિયાએ તેના તા.ર૪મી ના અંકમાં મહાડ ખાતે થયેલા હુલ્લડ અંગે બયાન છાપ્યું છે પરંતુ તે બયાન અધૂરુ છે અને જે બન્યું તેનો સાચો ચિતાર આપી શકતું નથી તેથી હુલ્લડનો સંપૂર્ણ અને સાચો અહેવાલ આપવો જરૂરી છે.

ડૉ. બી.આર. આંબેડકર, બાર-એટ-લૉના પ્રમુખપદે તા.૧૯ અને૨૦ મી માર્ચ, ૧૯૨૭ના રોજ મહાડ ખાતે કોલાબા જિલ્લાના દલિતોનું એક સંમેલન યોજાયું હતું તેમાં ૨,૫૦૦થી વધુ દલિતો હાજર રહ્યા હતા અને ભારે ઉત્સાહ પ્રવર્તતો હતો.પરંતુ સંમેલનની કામગીરીને હુલ્લડે ભારે નુકસાન પહોંચાડયું હતું જેની સંપૂર્ણ જવાબદારી મહાડનગરના ઉપલા વર્ગના હિંદુ રહેવાસીઓ પર છે. સંમેલનના પહેલા દિવસે પ્રમુખે તેમનું પ્રવચન કર્યું ત્યાર પછી કેટલાય ઉપલા વર્ગના હિંદુઓએ સંમેલનને સંબોધ્યું હતું અને દલિતોને એવી ખાતરી આપી હતી કે તેઓ તેમને બધી રીતે મદદ કરવા રાજી છે અને ભારપૂર્વક વિનંતી કરી હતી કે દલિતોએ ઉપલા વર્ગના હિંદુઓ પ્રત્યે તિરસ્કારની ભાવના કેળવવી જોઈએ નહિ. આના પરિણામે વિષયવિચારણી સમિતિએ એક ઠરાવનો મુસદ્દો ઘડી કાઢયો હતો અને તેમાં જણાવાયું હતું કે ઉપલા વર્ગના હિંદુઓએ દલિતોના ઉદ્ધાર માટે શું શું કરવું જોઈએ. વિષયવિચારણી સમિતિમાં કેટલાક

લોકોએ એ હકીકત પ્રત્યે લક્ષ દોર્યું હતું કે મહાડમાં દલિતોને પીવાનું પાણી મેળવવામાં ભારે મુશીબત પડતી હતી અને આવી મુશ્કેલીનો અનુભવ માત્ર મહાડમાં વસતા દલિતોને જ થતો હતો એમ નહિ પણ ખાનગી કામે અથવા સરકારી કામે મહાડમાં આવતા ગામડાંના દલિતોને પણ આવો જ અનુભવ થતો હતો. પાણીની અછત એટલી ભારે હતી કે સંમેલનની જરૂરિયાતો સંતોષવા માટે રોજ રૂ.૧૫/-નું પાણી વેચાતું લાવવું પડતું હતું. મહાડની મ્યુનિસિપાલિટીએ થોડાક સમય પહેલાં ઠરાવ પાસ કરીને નગરમાંનાં તળાવોને જનતા માટે ખુલ્લાં મૂકવાનું જાહેર કર્યું હતું પણ ત્યાં બોર્ડ મૂકવામાં આવ્યું ન હોવાના કારણો લોકો ત્યાં જતાં ડરતા હતા. તેથી, વિષયવિચારણી સમિતિએ, સંમેલનમાં આવેલા ઉપલા વર્ગોનો આ બાબતમાં અભિપ્રાય લઈને એવો નિર્ણય કર્યો હતો કે સંમેલનમાંથી એક સમૂહે ચવદાર તળાવ પાસે જઈને દલિતોને પાણી લેવાનો તેમનો અધિકાર સ્થાપવામાં મદદ કરવી જોઈએ.

## ખોટી અફવા

તેથી જયારે સંમેલન ૨૦મી તારીખે સવારે યોજાયું અને ઉપલા વર્ગોએ દલિતો માટે શું કરવું જોઈએ એ જાહેર કરતાં પહેલો ઠરાવ દલિત સભ્યોએ સંમેલન સમક્ષ રજૂ કર્યો ત્યારે પ્રમુખે શ્રી. પુરુષોત્તમ પ્રભાકર જોષીને અને ગોવિંદ નારાયણ ધારિયા (બંને ઉપલા વર્ગોના પ્રતિનિધિઓ)ને ઠરાવ વિશે બોલવાની વિનંતી કરી. તે બંને જણાએ ઠરાવમાંના આંતર-લગ્નો અંગેની એક કલમને બાદ કરતાં ઠરાવ સ્વીકાર્યો હતો. સંમેલનને પોતાની પાછળ વ્યાપક સમર્થન હતું એવી આ રીતે ખાતરી થયા પછી, બેઠક પૂરી થયા બાદ સંમેલનનું એક જૂથ તે તળાવ તરફ ગયું હતું. આ આખુંય સરઘસ શાંતિપૂર્ણ હતું અને બધું શાંતિથી પતી ગયું. પરંતુ આશરે બે કલાક પછી નગરના કેટલાક દુષ્ટ નેતાઓએ એવી ખોટી અફવા ફેલાવી કે દલિતો વિરેશ્વરના મંદિરમાં પ્રવેશવાનો મનસૂબો ઘડી રહ્યા છે, જે સાંભળીને હાલીમવાલીઓનું મોટું ટોળું લાઠીઓ લઈને જમા થઈ ગયું હતું. ટોળું તરત આક્રમક બની ગયું અને આખું નગર એકદમ ગુંડાઓના ત્રાસથી ભયભીત બની ગયું, જાણે કે તેઓ દલિતોના લોહીના પ્યાસા બની ગયા હોય.

## વીસ ઘાયલ

દલિતો પોતાનાં ગામ જતાં પહેલાં જમી રહ્યા હતા. તેઓમાંના થોડાક તો નગર બહાર જતા રહ્યા હતા. ત્યારે ગુંડાઓ દલિતો જયાં જમી રહ્યા હતા ત્યાં રસોડામાં ધસી આવ્યા. બંને ટોળીઓ વચ્ચે રીતસરનું યુદ્ધ મચી ગયું હોત, પરંતુ દલિતોને તેમના નેતાઓએ અટકાવી રાખ્યા હતા અને વધુ ગંભીર હુલ્લડ આમ ટાળી શકાયું હતું. ગુંડાઓને ઉશ્કેરાટનું કોઈ બહાનું ન જણાતાં તેઓ મુખ્ય મહોલ્લામાં રખડવા માંડયા અને પોતાનાં ગામ જઈ રહ્યા હતા તેવા છૂટક છૂટક જૂથમાં ચાલતા દલિતો પર હુમલા કરવા માંડયા હતા અને કેટલાય દલિતોનાં ઘરમાં અનધિકૃત પ્રવેશ કર્યો હતો અને તેમના પર ગંભીર હુમલા કર્યા હતા. દલિતોમાં લગભગ ૨૦ જણા ઘવાયા હોવાનું મનાય છે. આ ઘટનામાં દલિતોનું વલણ પ્રશંસનીય રહ્યું હતું જયારે મોટા ભાગના ઉપલા વર્ગના માણસોનું વલણ અશોભનીય હતું. સંમેલનમાં ભેગા થયેલા દલિતોની સંખ્યા ઉપલા વર્ગો કરતાં વધુ હતી. પરંતુ, તેઓના નેતાઓનો ઉદ્દેશ બધુ અહિંસક રીતે અને સંપૂર્ણ બંધારણીય રીતે કરવાનો હોવાથી દલિતો પરના આક્રમણ સામે તેઓ ટકી રહ્યા. દલિતોના પક્ષે આ ભારે મોટી વળ ગણાય કે તેમને ઉશ્કેરાવાનું આવું મોટું કારણ મળ્યા છતાં તેઓએ આત્મસંયમ જાળવ્યો. મહાડ સંમેલને એ બતાવી આપ્યું છે કે જાહેર જલસ્થાનોમાંથી પાણી લેવાના આવા પ્રાથમિક નાગરિક અધિકાર દલિતો ભોગવે તેમાં ઉપલા વર્ગો રાજી નથી.

મહાડમાં અને કોલાબા જિલ્લામાં ઉપલા વર્ગના હિંદુઓનું સૌથી વધુ નિંદનીય વર્તન એ હતું કે સંમેલનમાં આવેલા દલિતો પોતપોતાના ગામ પાછા જાય ત્યારે તે તે ગામના ઉપલા વર્ગના લોકો દલિતોને શિક્ષા કરે એવા સંદેશા તરત મોકલવામાં આવ્યા હતા.આવા આદેશને માન આપીને, સંમેલનમાંથી પોતપાતાનાં ગામે પાછા જઈ રહેલા મહાર લોકો પર તેઓ ગામમાં પહોંચે એ પહેલાં અને ગામમાં ગયા પછી ત્યાંના ઉપલા વર્ગના લોકોએ હુમલા કર્યા હતા. આમાં દલિતોના પક્ષે સૌથી મોટો ગેરફાયદો એ હતો કે તેઓના કરતાં સવર્ણોની સંખ્યા કંઈ કેટલાય ગણી વધારે હતી. દલિતોના નેતાઓએ રક્ષણ માટે સત્તાધિકારીઓને અપીલ કરી છે અને ડી.એસ.પી. સહિતના જિલ્લા અધિકારીઓ સ્થળ પર તપાસ કરી રહ્યા છે. તેમ છતાં એ જણાવવું જોઈએ કે જો નિવાસી મેજિસ્ટ્રેટે કશુંય કર્યા વિના કીમતી બે કલાક જવા દીધા ન હોત તો કદાચ હુલ્લડને નિવારી શકાયું હોત.

## બાબત નં. ૫
## (તા.૫મી મે ૧૯૨૭ ના'યંગ ઈન્ડિયા'માંથી)
## માનવી પ્રત્યે માનવીની ક્રૂરતા
## (એમ.કે.ગાંધી દ્વારા)

'નવજીવન'માંના ઉતારામાં બીજી એક કટારમાં તબીબી માણસોની કાઠિયાવાડના એક ગામમાં એક દલિતની મૃતપ્રાય પત્નીપ્રત્યેની ગણતરીપૂર્વકની ક્રૂરતાનો સૌથી વધુ નિંદનીય કેસ જોવા મળે છે. કેસની વિગતો આપવા માટે જવાબદાર શ્રી અમૃતલાલ ઠક્કરે, તબીબી માણસો ગરીબ દલિત શાળાના શિક્ષકને વધુ હેરાન કરે એવા ભયથી સ્થળ અને પક્ષકારોનાં નામ આપ્યાં નથી. તેમ છતાં, મને આશા છે કે નામો જાહેર કરવામાં આવશે. એવો સમય આવવો જોઈએ કે જ્યારે આપણે દલિત લોકોને પ્રોત્સાહન આપવું જોઈએ જેથી તેઓ આવી મુશ્કેલીઓ અને જુલમનો સામનો કરવાની હિંમત કેળવે. તેઓની યાતનાઓ એટલી મોટી છે કે હવે તેઓ વધારે સહન કરી શકે એમ નથી. જેની સાબિતી ન હોય અને જે શોધી ન શકાય તેવી ફરિયાદો તરફ લોકમત જાગૃત કરી શકાતો નથી. મુંબઈમાં તબીબી પરિષદના નિયમોની મને ખબર નથી. હું જાણું છું કે બીજાં સ્થળોએ જે દાક્તર પોતાની ફી ચૂકવાય તેના પહેલાં સારવાર કરવાની ના પાડે તે પરિષદને જવાબદાર ઠરે છે અને તેનું નામ પરિષદની યાદીમાંથી કાઢી નાખવાને પાત્ર બને છે. અને તે શિસ્તનાં પગલાં માટે પાત્ર બને છે. બેશક ફી તો લેવી જ જોઈએ પરંતુ દાકતરની પહેલી ફરજ દર્દીઓને યોગ્ય સારવાર આપવાની છે જો હકીકતો સાચી હોય તો દાક્તરની પહેલી ક્રૂરતા તો એ છે કે તેમણે અસ્પૃશ્યના ઘરમાં પ્રવેશ કરવાનો, દર્દીને જોવાનો અને તેને થર્મોમીટર મૂકવાનો ઈન્કાર કર્યો. બીજા કોઈ સંજોગોમાં અસ્પૃશ્યતાનો સિદ્ધાંત જો લાગુ પાડી ન શકાય તો પણ આ વ્યવસાયના સભ્યને તો તે લાગુ પાડી જ શકાય જેમણે પોતાના વ્યવસાયને લાંછન લગાડયું છે. પણ મને આશા છે કે શ્રી ઠક્કરના સંવાદદાતાએ વિધાનમાં અતિશયોક્તિ કરી છે અને દાક્તર પોતે જ આગળ આવી પોતાની ક્રૂર વર્તણૂકથી સમાજનો ઉપહાસ કર્યો છે તે સુધારી લેશે.

## વાંચો, વિચારો અને રડો

કાઠિયાવાડના એક ગામમાં દલિતોનાં બાળકોની શાળા છે. શિક્ષક સંસ્કારી, દેશભક્ત અને વણકર કોમના છે. તે શ્રીમંત મહારાજા ગાયકવાડની ફરજિયાત શિક્ષણની નીતિને

વરેલા છે અને પોતાની કોમના ઉત્કર્ષ માટે કાર્યરત છે. તેમનું જીવન સ્વચ્છ છે અને રીતભાત સુધરેલી છે જેથી કોઈ એમ ન માની શકે કે તે અસ્પૃશ્ય છે. પણ તેમનું દુર્ભાગ્ય એટલું જ કે તેમને કાઠિયાવાડના રૂઢિચુસ્ત ગામમાં પોતાની કોમનાં બાળકોને ભણાવવાનું આવ્યું. સૌ તેમને અસ્પૃશ્ય ગણે છે. પણ તેના તરફ લક્ષ આપ્યા વગર તે શાંતિથી પોતાનું કર્તવ્ય બજાવે છે. તેમ છતાં, એવી ક્ષણો આવે છે જ્યારે માનવીની સહિષ્ણુતાની હદ આવી જાય છે અને માનવી પોતાની અસહ્ય સ્થિતિને દુ:ખ અને રોષ સાથે વાચા આપે છે, જેનું દર્શન શિક્ષણના નીચેના પત્ર પરથી સ્પષ્ટ થાય છે.

નમસ્કાર. મારી પત્નીએ બાળકને જન્મ આપ્યો છે. તે માંદી થઈ ગઈ. તેને ઝાડા થઈ ગયા, તે મૂંગી થઈ ગઈ. તેને શ્વાસની બીમારી થઈ ગઈ, છાતી ફૂલી ગઈ અને તેને પાંસળીઓમાં તીવ્ર પીડા ઊભી થઈ. હું ડૉકટરને બોલાવવા ગયો. તેમણે કહ્યું, હું અસ્પૃશ્યના ઘરે નહિ આવું. હું તેને તપાસું પણ નહિ." પણ હું નગરશેઠને ત્યાં અને ગરાસિયા દરબારને ત્યાં ગયો અને મારાવતી વગ વાપરવાની તેમને મેં વિનંતી કરી. તેઓ આવ્યા અને નગરશેઠે મારા જામીન તરીકે રૂ.૨/- દાકતરીની ફી આપી અને શરત કરી કે દર્દીને અસ્પૃશ્યના ઘરની બહાર લાવવી. દાક્તર આવ્યા, અમે દર્દીને બહાર લાવ્યા. દાક્તરે થર્મોમીટર મુસ્લિમને આપ્યું જેણે તે મને આપ્યું. મેં થર્મોમીટર મૂકયું અને પાછું મુસ્લિમને આપ્યું જેણે તે દાક્તરને આપ્યું. દાક્તરે કહ્યું,'તેને ન્યુમોનિયા અને મૂંઝવણ થાય છે'. એમ કહી દાક્તર ચાલ્યા ગયા અને દવા મોકલી. દાક્તરે તેને તપાસી પણ નહિ, માત્ર તેના તરફ આઘેથી જોયું. મેં તેમની ફીના રૂ.૨/- આપ્યા હતા. આવી ગંભીર માંદગીમાં બધું ઈશ્વરના હાથમાં છોડી દીધું !

૨

મારા જીવનમાં અંધારું થઈ ગયું. તે બપોરે મૃત્યુ પામી.

કંઈ કહેવાની જરૂર ખરી ? આવા દાક્તરની ક્રૂરતાનું શું કહેવું ? આવી ક્રૂરતા ને સાંખી લેતા સમાજને શું કહેવું ? વિચારો અને રડો.

એ.વી. ઠક્કર.

## બાબત નં. ૬

## (તા.૧-૪-૨૮ થી ૧૦-૨-૨૮ સુધીના ટાઇમ્સ ઓફ ઇન્ડિયામાંથી)

### હિંદુઓનો જુલમ
### બાલાઈઓ માટેના નિયમો - નિયત કરેલી જીવન પધ્ધતિ

ઈંદોર જિલ્લાનાં આશરે ૧૫ ગામોના કલોટા, રાજપૂત, હિંદુ, પટેલ અને પટવારી કોમના હિંદુઓએ તેમના પોતપોતાનાં ગામોના બાલાઈઓને જાણ કરી દીધી કે જો તેઓને તેઓની વચ્ચે જીવવું હોય તો નીચેના નિયમોનું તેમણે પાલન કરવું જોઈશે :

૧. બાલાઈએ સોનેરી કિનારીવાળી પાઘડી પહેરવી નહિ ; ૨.રંગીન કિનારીવાળી ધોતી પહેરવી નહિ; ૩. કોઈપણ હિંદુનું મૃત્યુ થાય ત્યારે તેના સગાંને તેણે જાણ કરવા જવું પછી ભલે તે સગાં ગમે તેટલા દૂરના ગામે રહેતાં હોય. ૪. તમામ હિંદુ લગ્નમાં બાલાઈઓએ સંગીત વગાડવું; ૫. બાલાઈ સ્ત્રીઓએ સોનાચાંદીનાં ઘરેણાં પહેરવાં નહિ. ૬. બાલાઈ સ્ત્રીઓએ હિંદુ સ્ત્રીઓની પ્રસૂતિ વખતે સારવારમાં રહેવું; ૭. બાલાઈએ મહેનતાણા વગર સેવાઓ આપવી અને હિંદુ જે આપે તે ખુશીથી લઈ લેવું. ૮. જો બાલાઈઓને આ મંજૂર ન હોય તો તેમણે ગામ છોડી જતા રહેવું.

### બાલાઈઓનો પાલનનો ઇનકાર

બાલાઈઓએ આ શરતોનું પાલન કરવાનો ઈનકાર કર્યો; અને હિંદુઓએ તેમની સામે પગલાં ભર્યાં. બાલાઈઓને ગામકૂવેથી પાણી લેતા અટકાવ્યા. બાલાઈઓનાં ઢોરને ચરવા જવા દીધાં નહિ. બાલાઈઓને હિંદુઓ પોતાની જમીનમાં થઈને પસાર થવા દેતા નહિ જેથી, જો બાલાઈના ખેતરની આસપાસ હિંદુઓનાં ખેતર આવેલાં હોય તો બાલાઈ પોતાના ખેતરમાં જઈ શકતા નહિ. હિંદુઓ પોતાનાં ઢોર બાલાઈઓનાં ખેતરમાં ચરવા માટે છોડી મૂકતા. બાલાઈઓએ આવા ત્રાસ સામે દરબારને અરજી કરી પણ તેઓને સમયસર રાહત ન મળવાથી અને ત્રાસ ચાલુ રહ્યો તેથી કેટલાય બાલાઈઓ તેમની સ્ત્રી તથા બાળકો સાથે તેમનાં વર્ષોથી પોતાનાં એવાં બાપદાદનાં ઘર છોડીને બાજુનાં રાજયોમાં જતા રહ્યા.

## ફરજિયાત કરાર

થોડા દિવસો પહેલાં ઈંદોર શહેરથી ૭ માઈલ દૂર આવેલા રેવની ગામના હિંદુઓએ બીજા ગામોના હિંદુઓ દ્વારા બાલાઈઓ વિરુદ્ધ કરાયેલા નિયમો મુજબના એક કરાર પર સહી કરવાનો બાલાઈઓને હુકમ કર્યો. બાલાઈઓએ તેમ કરવાની ના પાડી. હિંદુઓએ કેટલાક બાલાઈઓને માર્યા. એક બાલાઈને થાંભલા સાથે બાંધી દીધો અને કરાર પર સહી કરે તો જ છોડવાનું જણાવ્યું. તેણે સહી કરી આપી. તેને છોડી મૂકયો. આ ગામના કેટલાક બાલાઈઓ મુખ્યમંત્રી પાસે દોડી ગયા. બીજા દિવસે, રેવની ગામના હિંદુઓએ તેમના પર કરેલા જુલમની ફરિયાદ આપી. તેમને જિલ્લાના સુબા પાસે મોકલવામાં આવ્યા. આ અધિકારીએ પોલીસની મદદથી ગામમાં તપાસ કરી, અને ભલામણ કરી કે હિંદુઓ સામે ભારતીય ફોજદારી અધિનિયમની કલમો ૩૪૨ અને ૧૪૭ હેઠળ કાર્યવાહી કરવી અને બાલાઈઓ સામે કલમ ૧૪૭ હેઠળ કાર્યવાહી કરવી.

## હિંદુઓના ત્રાસથી બાલાઈઓ ગામ છોડે છે
## કાયદાનું અજ્ઞાન - એક અવરોધ

અમુક ગામોમાં હિંદુઓ દ્વારા બાલાઈઓની થતી પજવણીમાં સુધારો થયો નથી. ઈંદોર જિલ્લાના દેપાલપુર પરગણામાંથી જ બાલાઈઓની મોટી સંખ્યા હિંદુઓના ત્રાસથી કંટાળીને પડોશી રાજયોમાં આશ્રય લેવા પોતાનાં ઘરબાર છોડીને જતી રહી છે. બડોલી, અહીરખેરલ, પીપલોદા, મૂરખેરા, પામલપુર, કરોડા, ચટવાડા, નેવરીપાન, સનૌડા, અજનોતી, ખતેડી અને સનાવાડા ગામો ઉજજડ થઈ ગયાં છે અને ત્યાં એક પણ બાલાઈ પુરુષ, સ્ત્રી કે બાળક શોધ્યાં જડતાં નથી. ઉપરના એક ગામમાં નંદા બાલાઈને સખત માર માર્યો હતો અને એક ગામમાં હિંદુઓએ બાલાઈઓનાં ઘરો બાળી મૂકયાં હતાં પણ ગુનેગારો હજી પકડાયા નથી.

બાલાઈઓ અબુધ ગામડિયા છે જેમને કાનૂની કાર્યવાહીની ખબર નથી. તેઓ તો માને છે કે સરકારને અરજી કરવાથી બધું થાળે પડી જશે. તેઓ પોતાના આક્ષેપોના સમર્થનમાં સાક્ષીઓ રજૂ કરી શકતા નથી એટલે મેજિસ્ટ્રેટને તેમની ફરિયાદ કાઢી નાખ્યા વગર છૂટકો થતો નથી.

## બાબત નં.૭

### (તા. ૨૫મી ફેબ્રુઆરી ૧૯૨૮ના 'બોમ્બે ક્રોનિકલ'માંથી)

### રૂઢિચુસ્તતાનું ગાંડપણ.
### અસ્પૃશ્યો" સામે જંગલી વર્તન - મહાર હોવાનો ગુનો

અમદાવાદના શ્રી. કેશવજી રણછોડજી વાઘેલાએ બહિષ્કૃત હિતકારિણી સભાના પ્રમુખ ડૉ. બી. આર. આંબેડકરને નીચે પ્રમાણે જણાવ્યું છે :

બાપુરાવ લક્ષ્મણ અને તેનો ભાઈ છેલ્લાં છ વર્ષથી અમદાવાદમાં રહે છે. તેઓ કેટલાક મરાઠા જ્ઞાતિના લોકો સાથે હળીમળીને મરાઠાઓની ભજનમંડળીમાં ભાગ લેતા હતા. મરાઠાઓને પાછળથી જાણ થઈ કે તેઓ મહાર જ્ઞાતિના હતા. મરાઠાઓએ તેમને મધરાતે કાલુપુર, ભંડેરીની પોળમાં ભજનમંડળીમાં બોલાવ્યા. તેમણે તેમની જ્ઞાતિ પૂછી તો તેમણે કહ્યું કે તેઓ સોમવંશી છે. આથી મરાઠાઓ ઉશ્કેરાયા અને તેમને ખૂબ ગાળો ભાંડી કે તેમણે તેમનાં શરીર અને સ્થળોને અભડાવ્યાં હતાં. મરાઠાઓએ તેમના પર હુમલો પણ કર્યો હતો. મહાર ભાઈઓ પાસે સોનાની વીંટી હતી તે મરાઠાઓએ લઈ લીધી હતી અને રૂ.૧૧/-માં વેચી દીધી હતી. આમાંથી રૂ.૬/- સૂરતથી આવેલા મહારોને આ મહારોને ઓળખી બતાવવા બદલ આપી દીધા. આ બંને મહારભાઈઓએ પોતાને જવા દેવાની મરાઠાઓને વિનવણી કરી પણ મરાઠાઓએ તેમને કહ્યું કે રૂ. ૫૦૦/-આપો તો જવા દઈએ. આ મહાર ભાઈઓએ પોતાની અશક્તિ બતાવી તો મરાઠાઓએ તેમનો રૂ.૧૨૫/- દંડ કર્યો. એક મરાઠાએ તેનો વિરોધ કર્યો અને કહ્યું કે દંડ પૂરતો નથી પણ મહારોએ પોતાની જ્ઞાતિ છુપાવી એ બદલ તેમને શિક્ષા કરવી જોઈએ. મહાર ભાઈઓને રાતના રોકી રાખીને તેમના પર મરાઠાઓએ જંગલી ત્રાસ ગુજાર્યો. મહારભાઈઓની ડાબી તરફથી મૂછ અને જમણી તરફનાં ભવાં મૂંડી નાખ્યાં. તેમના શરીર પર ગંદકી ચોપડી અને જૂનાં ખાસડાંના હાર તેમને પહેરાવ્યા. એકને ઝાડું પકડાવ્યું અને બીજાને પાટિયું પકડાવ્યું. પાટિયા પર લખ્યું હતું કે ઉચ્ચ જ્ઞાતિના લોકોને અડકવાની હિંમત કરવાની ગુનેગારોને સજા કરવામાં આવી હતી. બંને મહારભાઈઓને ૭૫ માણસોના સરઘસ સાથે ફેરવવામાં આવ્યા હતા અને આગળ નગારું વગાડવામાં આવ્યું હતું.

આ બંને મહારભાઈઓએ પોલીસમાં ફરિયાદ નોંધાવી છે. આરોપીઓએ ગુનો કબૂલ કર્યો પણ દલીલ કરી કે ફરિયાદીઓએ રાજીખુશીથી આ શિક્ષા વહોરી લીધી હતી. આ બનાવે અસ્પૃશ્ય જ્ઞાતિઓના લોકોમાં સનસનાટી ફેલાવી દીધી છે અને ફરિયાદીઓને યોગ્ય કાનૂની સહાય આપવાના પ્રયાસ કરાઈ રહ્યા છે.

### બાબત નં. ૮
### (મુંબઈ વિધાન પરિષદની ચર્ચાઓ, ૧૯૨૭, વોલ્યુમ ૨૦)
### (ભાગ ૧૬, પૃ.૧૩૭૩) પોલીસમાં મહારોની ભરતી.

ડૉ.બી.આર.આંબેડકર : શું સરકાર એ જણાવશે કે ઈલાકાના પોલીસ કોન્સ્ટેબલ દળમાં દલિતોની ભરતીનો નિષેધ કરતા કોઈ નિયમ છે કે કેમ ?

માનનીય મી.જે.ઈ.બી. હોટસન : એવો કોઈ નિયમ નથી. ડૉ.બી.આર. આંબેડકર શું માનનીય સભ્ય મને જણાવશે કે જો એવો નિયમ ન હોય તો શા માટે મુંબઈના પોલીસ કમિશનર પોલીસ કોન્સ્ટેબલ દળમાં દલિતોની ભરતી કરવાની ના પાડે છે?

માનનીય મી.જે.ઈ.બી.હોટસન :આ એક બહુ મોટા વિષયને છેડવા બરાબર ગણાશે. પણ હું એટલું જ કહી શકીશ કે વ્યવહારુ મુશ્કેલીઓ છે જેની આ ગૃહના સભ્યોને જાણ છે, અને તે મુશ્કેલીઓ પોલીસમાં આ વર્ગોની ભરતી કરવામાં આડે આવે છે. તેની વિરુદ્ધ કશો નિષેધ નથી.

તા.ક. - મી.હોટસને ઉલ્લેખેલી વ્યવહારુ મુશ્કેલીઓ સ્પષ્ટ રીતે અસ્પૃશ્યતામાંથી ઊભી થતી મુશ્કેલીઓ છે.

### બાબત નં. ૯
### (મુંબઈ વિધાન પરિષદની ચર્ચાઓ, ૧૯૨૮, વોલ્યુમ ૨૨)
### (ભાગ ૨, પૃ. ૯૬-૯૭)
### સરકારી નોકરીમાં કારકુનો

શ્રી આર. એસ. આસરલે : શું સરકાર એ જણાવશે કે સરકારનાં જુદાં જુદાં ખાતાંની કચેરીઓમાં કારકુનોની કુલ સંખ્યા કેટલી છે ?

માનનીય સર ચુનીલાલ મહેતા : પરિષદના ટેબલ પર જરૂરી માહિતી દર્શાવતો કોઠો મૂક્યો છે :

નિવેદન....

| | મરાઠાઓ અને સંલગ્ન જ્ઞાતિઓ | મુસ્લિમો | દલિતો | પ્રગતિ શીલ હિંદુઓ | પારસીઓ | ખ્રિસ્તીઓ અને યહુદીઓ | બીજા | કુલ |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧. સચિવાલય | ૩૧ | ૧૧ | - | ૨૬૮ | ૩૮ | ૮૧ | ૧૧ | ૪૪૦ |
| ૨. જા.બા.ખા | ૬ | - | - | ૬૪ | ૮ | ૧૦ | ૩ | ૯૧ |
| ૩. મુંબઈના કલેકટર | ૩ | ૮ | - | ૨૮ | - | ૪ | ૧ | ૪૪ |
| ૪. આબકારી કમિશનર | ૧ | - | - | ૧૨ | ૫ | - | - | ૧૮ |
| ૫. સ્મોલ કોઝ કોર્ટ | ૯ | ૭ | - | ૫૮ | ૧ | ૫ | ૮ | ૯૭ |
| ૬. હાઈકોર્ટ | ૪ | ૧૫ | - | ૧૨૫ | ૨૨ | ૨૩ | ૯ | ૧૯૮ |
| ૭. મુંબઈ પોલીસ કોર્ટો | ૭ | ૪ | - | ૩૨ | - | ૪ | - | ૪૭ |
| ૮. મુંબઈ પોલીસ કમિશનર | - | ૭ | - | ૫૯ | - | ૪ | - | ૮૭ |

## બાબતનં. ૧૦
## (તા.૩૦મી મે, ૧૯૨૮ના ટાઈમ્સ ઓફ ઈન્ડિયામાંથી)

### ભારતીય નજરે
### ચમારડાઓ અને મહારડાઓ

રાજકીય સિંહો અસ્પૃશ્યોની અશકતતાઓ અને યાતનાઓ વિશે ગર્જના કરે છે યારે કેટલા સાચા હોય છે તે, મહારાષ્ટ્ર સંમેલનમાં જયારે અસ્પૃશ્યતા દૂર કરવાનો શ્ન ચાલાકીથી અભરાઈ પર ચઢાવી દેવાયો હતો ત્યારે સ્પષ્ટ રીતે બહાર આવ્યું તું. આ ચાલાકીનો વિરોધ કરનારા અડધો ડઝન માણસો સ્વરાજયવાળા હતા. તેમાંના

એકે સામાન્ય હિંદુનો દ્રષ્ટિકોણ આ કાંટાળા પ્રશ્ન અંગે કેવો હતો તે અંગે બેધડક લેખ લખ્યો અને મહારાષ્ટ્ર સંમેલનને શું કર્યું હતું તેના પર પ્રકાશ નાખ્યો હતો. પૂનાના સમતા સંઘ વિશે લેખક કહે છે કે, એક દિવસ મારી સાથે વાત કરતાં મારા મિત્રે કહ્યું : 'તમારા જેવા લોકો તેમની સાથે જોડાવ છો તેથી આ ચમારડાઓ અને મહારડાઓ ફાટી જાય છે.' આના પરથી ખ્યાલ આવશે કે ઉપલા વર્ગોમાં અસ્પૃશ્યો તરફ કેટલો ભયંકર તિરસ્કાર હજી પ્રવર્તે છે.

## ઠરાવો અને કાર્યો

દુઃખી સુધારક કહે છે : "મહાત્માજીએ ઘોષણા કરી કે અસ્પૃશ્યતા હિંદુ ધર્મનું કલંક છે ; સ્વામી શ્રધ્ધાનંદે અને લાલા લજપતરાયે કહ્યું છે કે હિંદુ સમાજમાંથી અસ્પૃશ્યતા દૂર નહિ થાય તો આપણે કદીય સ્વરાજ મેળવી શકીશું નહિ; છેલ્લાં સોળ વર્ષથી કોંગ્રેસ તેનો દૂર કરવાના ઠરાવો કરતી આવી છે; પણ આ બધી પ્રવૃત્તિઓનું પરિણામ શું આવ્યું ? આપણે કોંગ્રેસમાં ઠરાવો કરીએ છીએ અને હિંદુસભા અસ્પૃશ્યોને મંદિરપ્રવેશ કરાવવાની અને તળાવો, કૂવા તેમના માટે ખુલ્લાં મૂકવાની હિમાયત કરે છે પણ જ્યારે તેનો અમલ કરવાનો આવે છે ત્યારે આપણે તેમના પર હુમલા કરીએ છીએ.

## બાબત નં. ૧૧

દાપોલી (જિ. રત્નાગિરિ)માં યોજાયેલા દલિત સંમેલનમાં પસાર કરાયેલા ઠરાવો

૧. (એ) આ જિલ્લામાં દલિતોએ મરેલાં ઢોરનું માસ ખાવાની ના પાડતાં તેમના સામે હિંદુઓએ કરેલી ત્રાસની ઝુંબેશ પ્રત્યે આ સંમેલન પ્રકોપ વ્યક્ત કરે છે.

(બી) હિંદુઓ દલિતોનાં ઢોરને ડબ્બામાં પૂરી દઈને, તેમના પર હુમલા કરીને અને તેમનો કડક સામાજિક બહિષ્કાર કરીને તેમના પર ત્રાસ અને અન્યાય ગુજરે છે તે સામે તેમને રક્ષણ આપવાને બદલે જિલ્લાના પોલીસ અધિકારીઓ અને મેજિસ્ટ્રેટો દલિતોને રીતસર ગાળો ભાંડે છે તે જાણીને સંમેલન અત્યંત ખેદ વ્યક્ત કરે છે.

(સી) વતનદાર મહારોએ મરેલાં ઢોરને લઈ જવાની, તેમનું માંસ ખાવાની, ભીખ માગવાની અને બીજા અસ્વચ્છ વ્યવસાય કરવાની ના પાડવાથી હિંદુઓએ તેમને હંમેશની જેમ બાલુટા મહેનતાણું નહિ આપવા સામે પગલાં લેવા આ સંમેલન સરકારને અપીલ કરે છે.

૨. (એ) સંખ્યાબંધ ગામોમાં પોલીસ પટેલ દલિતોને ત્રાસ આપવાની ઝુંબેશને પ્રોત્સાહન આપી રહ્યા છે એવું જાણવાથી આ સંમેલન આવા પોલીસ પટેલો સામે કાર્યવાહી કરવાની સરકારને વિનંતિ કરે છે.

(બી) દરેક જિલ્લામાં દલિતોના રક્ષણ માટે દલિતોમાંથી ખાસ પોલીસ ઈન્સ્પેકટર નીમવાની અને પોલીસ સેવામાં દલિતોમાંથી ભરતી કરવાની આ સંમેલન સરકારને વિનંતી કરે છે.

(સી) વડવલ, માટવેણ, તુલસી, દેગાંવ, માંડણગઢ, સતારા વગેરે ગામોમાં દલિતો પર ખુલ્લા હુમલા થાય છે. તેમનો સામાજિક બહિષ્કાર થાય છે તેના કારણે દલિતો આ ગામોમાં રહી શકતા નથી. એ હકીકત જોતાં, આ ગામોમાં રહેતા હિંદુઓના ખર્ચે, દલિત કોમના લશ્કરી પેન્શનરોના તાબા હેઠળ શિક્ષાત્મક પોલીસ તરત મૂકવી જોઈએ એવી આ સંમેલન સરકારને વિનંતી કરે છે.

૩. આ સંમેલન ભારપૂર્વક માને છે કે દલિતોનાં હિતો માટે યોગ્ય સાવચેતીઓ સિવાય ભારતને સ્વરાજના વધુ હપ્તા આપવા જોઈએ નહિ.

## બાબત નં. ૧૨

### (તા.૨૦-૧૦-૨૭ના 'બોમ્બે ક્રોનિકલ'માંથી)
### મ્યુનિસિપલ શાળાઓ (મુંબઈ શહેરમાં)

શાળા સમિતિ પાણી પીવાના અલગ લોટા રાખવાના પ્રશ્ને ડરી જઈને હાસ્યાસ્પદ બની ગઈ છે. મ્યુનિસિપલ શાળાઓમાં જ્ઞાતિનો કશો ભેદભાવ હોવો જોઈએ નહિ એવો કોર્પોરેશનનો ઠરાવ હોવા છતાં દલિત બાળકોને પાણી પીવા માટે અલગ લોટા આપવામાં આવ્યા છે. શાળા સમિતિની પેટા- સમિતિએ ભલામણ કરી કે તમામ બાળકોને એકસરખા લોટા આપવા જોઈએ. પરંતુ શાળા સમિતિના સભ્યોએ આ

ભલામણ અંગે ગંભીર વિચારણા કરી અને તમામ પ્રકારનો ભય સેવ્યો. કેટલાકે કહ્
કે હિંદુઓ આવા ફેરફારથી રોષે ભરાશે. પ્રોફેસર વી.જી.રાવે કહ્યું કે આ ક્રાન્તકાર
ફેરફાર હતો. જાણીતા સમાજસુધારક શ્રી. ડી.જી.વળવીએ કાનૂની ભય બતાવ્યો
કેટલાક મા- બાપ સમિતિ સામે દાવો માંડશે. આખરે શાળા સમિતિએ આ પ્રશ્
પેટા- સમિતિને પાછો મોકલ્યો જેનો અર્થ એ હતો કે શાળાસમિતિને પેટા-સમિતિન
ભલામણ સ્વીકાર્ય ન હોતી.

## ગણતરીપૂર્વકનું અપમાન

ઉપર જણાવેલા ભય વ્યર્થ છે કારણ કે દરેક છોકરાએ- પાત્ર વાપરતાં પહેલ
ધોઈને સ્વચ્છ કરવાનું રહેતું હતું. સ્વચ્છતા અને જ્ઞાતિ-એ બંને દ્રષ્ટિએ પાત્ર સ્વચ
કરાયું હોવા છતાં અસ્પૃશ્ય તેને એકવાર અડકે એટલે તે હિંદુથી ઉપયોગમાં ન લ
શકાય એ માન્યતા કમનસીબ દલિતોનું ગણતરીપૂર્વકનું અપમાન હતુ અને શાળ
સમિતિ એને ઉત્તેજન આપે એવી અમને આશા ન હતી. શ્રી. દલવીએ જણાવ્યું
ફરજિયાત શિક્ષણ જોતાં બાળકોનાં માતાપિતા સમિતિ વિરુદ્ધ "કાનૂની નહિ એવી ફરજ
પાલન કરવા બદલ" દાવો માંડે. પરંતુ શાળાઓમાં સહિયારાં પાત્રો વાપરવાની કોઈ
ફરજ પડાતી નથી. જે માતાપિતા એટલાં બધાં મરજાદી હોય તે પોતાનાં બાળકો
ઘેરેથી પાત્રો લઈને મોકલે અને પોતાના " ધર્મ ની રક્ષા કરે. પણ "દલિત બાળકો મા
તો અપમાન ચાલુ જ રહે છે, પછી ભલે તેઓ તેમનાં પોતાનાં પાત્રો લાવે કે એ
શાળાઓમાં જાય જયાં ન્યાયના વધુ સારા ખ્યાલો પ્રવર્તતા હોય.

● ● ●

## ડૉ. આંબેડકર

## ભારતીય સંવીધાન આયોગ સમક્ષ

## તા. ૨૩ ઓક્ટોબર, ૧૯૨૮

અધ્યક્ષ : મારા સાથીઓને યાદ દેવડાવવાનું કે ડૉ. આંબેડકરનું નિવેદન આપણી સમક્ષ છે. ડૉ.આંબેડકર મુંબઈ સમિતિના સભ્ય છે એ આપણે જાણીએ છીએ. ડૉ. સોલંકી તમે અને તમારું મંડળ બીજા કોઈ દસ્તાવેજ રજૂ કરો છો ?

ડૉ. સોલંકી : ડૉ. આંબેડકર રજૂ કરેલા દસ્તાવેજ સાથે હું સંમત છું.

૨. ડૉ. આંબેડકર : હું ઈચ્છું છું કે આ ઈલાકામાં દલિતોની સંખ્યા કેટલી છે તે અંગે આપ અમને મદદ કરશો.

ડૉ. આંબેડકર : મને લાગે છે કે મુંબઈ સરકારની યાદી પ્રમાણે દલિતોની વસ્તી અંદાજે ૧૪,૭૮,૩૯૦ છે

૩. ચાલો જોઈ લઈએ. ૧૯૨૧ની વસ્તીગણતરી પ્રમાણે દલિતોની વસ્તી લગભગ ૧૪,૭૮,૩૯૦ છે આપને એ આંકડા અંગે શું કહેવું છે?

ડૉ.આંબેડકર : આપ જોઈ શકશો કે મારી યાદીના પૃ. ૩૯ પર મેં આપેલો આંકડો આશરે ૨૮ લાખ છે.

૪. આપ માનો છો કે સંખ્યા આશરે ૨૮,૦૦,૦૦૦ હોવી જોઈએ ?

ડૉ.આંબેડકર :હા.

૫. તો પણ આ વિસંગતિ કેવી ઊભી થઈ ?

ડૉ.આંબેડકર : પ્રથમ તો હું એમ કહીશ કે મુંબઈ સરકારે આપેલા આંકડા ૧૯૨૧ની વસ્તીગણતરીમાંથી લેવામાં આવ્યા છે. આ આંકડા વસ્તીગણતરી નિયામકે અંદાજયા પ્રમાણેના છે. આ આંકડાને આપણે ઓછા અને રૂઢિચુસ્ત અંદાજ તરીકે લેવા જોઈએ કારણ કે તેમાં (૧) સંબંધિત જાતિઓ અને જનજાતિઓની પૂરી સંખ્યાનો સમાવેશ નથી અને (૨) આદિમ જનજાતિઓને તાજેતરમાં હિંદુઓમાં ભેળવી દેવાઈ છે. તેથી તેમાંના મોટાભાગને અશુધ્ધ ગણવામાં આવે છે. ખુદ ભારતમાં આપણે અશુધ્ધ ગણાતા તમામ દલિતોને વિશ્વાસપૂર્વક ૫.૫ કરોડ અને ૬ કરોડની વચ્ચેની સંખ્યામાં મૂકી શકીએ.

૬. આ બે પરસ્પર વિરોધી વિચારો દ્વારા હું મારું મન સાફ કરવાનો પ્રયાસ કરૂ તો આપને વાંધો ખરો ? કારણ કે પહેલી યાદીમાં કેટલાક સત્તાધિકારીઓએ આંકડો ૧૪,૭૮,૦૦૦ બતાવ્યો જ્યારે બીજા સત્તાધિકારીઓએ એ આંકડો ૨૮,૦૦,૦૦૦ બતાવ્યો તો પછી બીજા સત્તાધિકારીઓએ પહેલા સત્તાધિકારીઓ દ્વારા નહિ સમાવાયેલા લોકોનો સમાવેશ કર્યો હોવો જોઈએ.

ડૉ. આંબેડકર : એવું જ છે તેથી હું આ સંમેલનને જણાવીશ કે પ્રાંતિક આંકડાઓમાં હકીકતમાં અસ્પૃશ્ય જ્ઞાતિઓ ગણાતી અમુક જ્ઞાતિઓનો સમાવેશ થતો નથી.

૭. તો એને આપણે આ રીતે કહી શકીએ ? જુઓ હું સાચો ન હોઉં તો મને સુધારશો બની શકે એટલો સારો હું એને અભ્યાસ કરતો આવ્યો છું અને આપની મને ડૉ. સોલંકીની સહાયની અપેક્ષા રાખતો આવ્યો છું. એક રીતે તો આપ દલિતોને અસ્પૃશ્યો ગણતા હશો જેમને હિંદુ હોવા છતાં હિંદુ મંદિરોનાં પ્રવેશ નથી. ખરૂ કે નહિ ?

ડૉ.આંબેડકર :હા.

૮. બીજા અર્થમાં, આપ દલિતોમાં, મેં વર્ણવેલા લોકોનો જ નહિ બલકે ગુનેગાર જાતિઓનો પણ સમાવેશ કરતા હશો. આ ગુનેગાર જાતિઓ એવા ગિરિજનો અને બીજા લોકો છે જેઓ બેશક સામાજિક શ્રેણીમાં ઘણા નીચા છે પરંતુ જેઓને કદાચ હિંદુ સુયોજિત તંત્રમાં અસ્પૃશ્યો ગણાતા નહિ હોય.

ડૉ.આંબેડકર: ચોક્કસ

૯. શું એ શક્ય દ્રષ્ટિકોણ નથી ?

ડૉ.આંબેડકર : એ શક્ય દ્રષ્ટિકોણ છે.

૧૦. શું એ વાસ્તવિક ખુલાસો નથી કે અમુક સંબંધમાં આપને દલિતો એટલ
કે અસ્પૃશ્યોનો અમુક આંકડો મળે છે. જેમને હિંદુ મંદિરોમાં પ્રવેશ અપાતો નથ
જયારે બીજી બાજુ આપને કયારેક મોટી સંખ્યાનો આંકડો મળે છે જેમાં આ ગુનેગા
જનજાતિઓ ને ગિરિજનોનો સમાવેશ થાય છે ?

ડૉ.આંબેડકર : મને નથી લાગતું કે આ કેસમાં એવું હોય, કારણ કે મેં આપેલ
આંકડાનો સંબંધ ગિરિજનો અને ગુનેગાર જનજાતિઓથી ભિન્ન એવા દલિતો સા
હોવાનું જણાય છે.

૧૧. હું આપને જણાવું. મારી સમક્ષ આ ત્રણ આંકડાઓ છે. ૧૯૨૧ન
વસ્તીગણતરીમાંથી લીધેલો અસ્પૃશ્યોનો આંકડો૧,૪૭૮,૦૦૦ જેમાં મહાર, ઢેડ અ
બીજા લોકોનો સમાવેશ થાય છે. ત્યારપછી મારી પાસે લાંબી યાદી છે જેમાં ગુનેગા
જનજાતિઓ છે તે આંકડો લગભગ ૫,૮૯,૦૦૦ છે. ત્યાર પછી મારી પાસે ગિરિજન
અને આદિમ જનજાતિઓની યાદી છે એટલે કે ભીલ, અને એવા બીજા લોકો અ
તેઓનો આંકડો પણ લગભગ વીસ લાખનો છે. જો આપ પહેલાં આંકડામાં આદિ
જનજાતિઓ અને ગુનેગાર જનજાતિઓનો આંકડો ઉમેરો તો તમારી પાસેના કુલ આર
આપ આપો છો તે મુજબ ૨૮,૦૦,૦૦૦ થાય ?

ડૉ.આંબેડકર: વસ્તીગણતરી નિયામકની નોંધમાંથી મારી યાદીના પૃ. ૩૯ પર
રજૂ કરેલા આંકડા પરથી મને એવી છાપ પડી છે કે તેમના આંકડા માત્ર દલિતો
જ આંકડા છે.

૧૨.મને લાગે છે કે ભારતના ૧૯૨૧ની વસ્તી ગણતરીના નિયામકે કહ્યું
કે,"તાજેતરના વર્ષોમાં સામાન્યરીતે સમાજના અમુક સમૂહને 'દલિતો' કહેવાનું ચા
થયું છે. મને જાણ છે ત્યાં સુધી આ શબ્દની કશી આખરી વ્યાખ્યા નથી અને
પણ નક્કી નથી કે તે કોનો ચોક્કસ સમાવેશ કરે છે. ત્યારપછી તેઓ અમુક શૈક્ષણિ
ટીકાઓનો ઉલ્લેખ કરે છે. શું આપ આ ફકરાનો જ ઉલ્લેખ કરો છો ને ?

ડૉ.આંબેડકર : હા, અને " આ યાદીઓ અનુસાર દલિતોની કુલ વસ્તી લગભગ ૩ કરોડ ૧૦ લાખની અથવા બ્રિટિશ ભારતની હિંદુ અને આદિજાતિ વસ્તીની ૧૯ ટકા છે.

એ નોંધ જોતાં જણાય છે કે આદિજાતિ લોકોને દલિતોમાંથી બાકાત રાખ્યા છે.

૧૩. મને એની ખબર નથી. ગમે તેમ, એ એક શક્ય ખુલાસો હોઈ શકે છે, અને મને લાગે છે કે આપ જે શક્ય ખુલાસા સાથે સંમત થાવ છો તે એ કે વ્યાખ્યા કરવાનો પ્રયાસ કર્યો એ અર્થમાં અસ્પૃશ્યોનો નાનો આંકડો છે. હું માનું છું તે આપ સંમત થાવ છો કે એ શક્ય દ્રષ્ટિકોણ છે. એ દેખીતું છે કે જે લોકોને સૌથી પતિત એવા લોકોની પ્રગતિ અને ઉન્નતિમાં રસ હોય તેઓ ઘણા હેતુઓ માટે વધુ પડતી સંખ્યાની વ્યક્તિઓને - ગુનેગાર જનજાતિઓ અને ગિરિજનો સહિત - તેમના સર્વેમાં સમાવિષ્ટ કરે એવી શક્યતા ખરી ?

ડૉ.આંબેડકર : એવી શકયતા ખરી.

૧૪. હું આપને બીજો શક્ય દ્રષ્ટિકોણ સૂચવીશ. આપના દસ્તાવેજના પૃ.૩૯ પર આપ તદ્દન ચોકસાઈપૂર્વક જણાવો છો કે જો આપ પ્રાંતિક આંકડા ઉમેરો તો બધાં મળીને આપને ખુદ ભારતમાં લગભગ ૫ કરોડ૫૦લાખથી ૬ કરોડ સુધીનો આંકડો મળી રહે.

ડૉ.આંબેડકર. હા.

૧૫. ખુદ ભારત "માં મને લાગે છે કે દેશી રજવાડાંનો સમાવેશ ખરો?

ડૉ.આંબેડકર : હા, મેં એ વિચાર્યું હતું પરંતુ હું એક બાબત જણાવીશ. તેઓ દેશી રજવાડાંને બાકાત રાખવા માગે છે કારણકે તેઓ વડોદરા માટે અલગ આંકડા આપે છે.

૧૬. કદાચ તેઓ એકાદ બે મોટાં દેશી રજવાડાં જણાવે છે.

ડૉ.આંબેડકર : કદાચ આંકડાની યોગ્યતા હોય.

૧૭. આપણે આ આંકડાની માથાકુટમાં ઝાઝો સમય ગુમાવવા માગતા નથી. કારણ કે આખરે તો સાચો આંકડો ગમે તે હોય, એ બહુ મોટી સંખ્યાના લોકો કહેવાય અને લોકો આપણું ખાસ લક્ષ માગી લે છે.

ડૉ.આંબેડકર : એક મુદ્દો હું એ જણાવવા માગું છું કે આંકડાઓમાંથી પ્રાંતિક આંકડાઓ ગણવામાં આવ્યા છે એ મુખ્ય દેશી રજવાડાંના છે.

એ કોઠો અંતિમ નથી, અને એમાં જણાવેલી જ્ઞાતિઓમાં દસ જ્ઞાતિઓના આંકડા નથી.

૧૮.મને લાગે છે કે આપણે હવે આ જ્ઞાતિઓના આંકડાની ઈંદ્રજાળમાંથી બને એટલા વહેલા બહાર આવી જઈએ અને આ વર્ગોની હાલત અને વ્યવહાર અંગે વિચારીએ. વ્યાપક કસોટીના આધારે આ લોકોનો આંકડો ૨૦ અને ૩૦ લાખ વચ્ચે મૂકીએ. બરાબર છે ?

ડૉ.આંબેડકર : હા, એટલા સુધારા સાથે કે મુંબઈના આંકડામાં દસ જ્ઞાતિઓનો સમાવેશ નથી.

અધ્યક્ષ : આપણે વાસ્તવિક મુદ્દા પર આવીએ અને એ છે તેઓનું પ્રતિનિધિત્વ. કોઈને આ આંકડાની રમતમાં અટવાવું ગમે છે ? મી. રાજા, આપને સંતોષ થયો કે આપણે જે છે તે પ્રકારે આંકડા સ્વીકારવા જોઈએ ?

રાવ બહાદુર રાજા : કયા આંકડા ?

અધ્યક્ષ : શું આપ નથી ઈચ્છતા કે આપણે મુદ્દાનો પ્રશ્ન લઈએ જે તેઓના પ્રતિનિધિત્વ અંગેનો છે ?

રાવ બહાદુર રાજા :હા, એ બરાબર છે.

અધ્યક્ષ :કોઈને આમાં કાંઈ ઉમેરવું છે ?

૧૯. કર્નલ લેન ફોકસ : આ બે યાદીમાંથી કયા આંકડા સ્વીકારવા ? દરેક યાદીમાં આપ દલિતોના ખાસ પ્રતિનિધિત્વની વાત કરો છો. આપ એક યાદીમાં પુખ્ત મતાધિકારની વાત કરો છો અને આપ લશ્કરમાં, નૌકાદળમાં અને એ રીતે ખાસ ભરતીની વાત કરો છો. એ દેખીતું છે કે જો આપ આદિમજાતિઓ અને ગુનેગાર

જનજાતિઓ માટે તેની માગણી કરતા હો તો એ એક બહુ મોટી બાબત ગણાય. આ વિશેષાધિકારોની માગણી મોટા આંકડા માટે કરાય છે કે નાના આંકડા માટે ?

ડૉ.આંબેડકર :હું એની માગણી દલિતો માટે કરું છું.

૨૦. આદિ જાતિઓ અને ગુનેગાર જનજાતિઓ માટે પણ ?

ડૉ. આંબેડકર : ના મને નથી લાગતુંકે તેમને પુખ્ત મતાધિકારનો વિશેષાધિકાર આપી શકાય.

૨૧. પરંતુ આપ તો મોટો આંકડો ટાંકી બતાવો છો.

ડૉ.આંબેડકર : હું એવું નથી સ્વીકારતો કે જે આંકડો મેં મારી યાદીમાં આપ્યો છે તેમાં આદિમજાતિઓ અને ગિરિજનો આવી જાય છે. હું હજી ય એ મતનો છું કે વાજબી ગણતરી કરતાં મેં આપેલો આંકડો દલિતો માટેનો આંકડો છે હું તો માત્ર બીજા મતની શકયતાનો જ સ્વીકાર કરું છું.

અધ્યક્ષ : એક જ બાબત મારે ઉમેરવી છે. સર આર્થર ફ્રૂમ તેનું સમર્થન કરશે. હું જોઉં છું કે મડીમન સમિતિએ તેમના અહેવાલમાં આ આંકડો ૨૮,૦૦,૦૦૦ જણાવે છે.

૨૨. સર હરિ સિંઘ ગૌર : ડૉ.આંબેડકર, શું આપ 'દલિતો' ને ' અસ્પૃશ્યો 'નો પર્યાય માનો છો ?

ડૉ.આંબેડકર :હા.

૨૩. શું દલિતો માટે ખાસ પ્રતિનિધિત્વની માગણી કરવામાં આપ અસ્પૃશ્યો પૂરતા મર્યાદિત છો ?

ડૉ.આંબેડકર :હા

૨૪. શું આપ એમ કહો છો કે કેટલીક આદિમજાતિઓ અસ્પૃશ્યો નથી ?

ડૉ.આંબેડકર :અમુક ભાગોમાં તેમ હોઈ શકે. હું તેઓના વતી બોલવા માગતો નથી.

૨૫. તેઓ અસ્પૃશ્યો નથી. શું ગુનેગાર જનજાતિઓ અસ્પૃશ્યો છે ?

ડૉ.આંબેડકર : તેમાંની કેટલીક છે

૨૬. કેટલીક, પરંતુ એક જનજાતિ તરીકે તેઓ છે કે નહિ ?

ડૉ.આંબેડકર :ગુનેગાર જનજાતિઓનો બાકીના હિંદુઓ સાથે એટલો ઓછો વ્યવહાર છે કે એ મુદ્દા પર કોઈ ચોક્કસ અભિપ્રાયનો કશો આધાર નથી. પરંતુ જો તેઓનો આવો વ્યવહાર હોય તો મને લગે છે કે તેઓને અસ્પૃશ્યો તરીકે ગણવામાં આવે.

૨૭. અમુક વર્ગો એવા છે જેઓ સ્પૃશ્યતા અને અસ્પૃશ્યતાની અધવચ્ચે આવે છે.

ડૉ.આંબેડકર : હું તો એમ કહીશ કે તેઓ અસ્પૃશ્યોથી પણ નીચે છે.

૨૮. ના. સામાજિક શ્રેણીમાં ઉપર એવો કોઈ વર્ગ છે જે અધ- અસ્પૃશ્ય હોય ?

આંબેડકર : હું કહી શકતો નથી. મારો મુદ્દો એ છે કે ગુનેગાર જનજાતિઓ અંગે આપણી પાસે એવી માહિતી નથી જેથી આપણે એમ કહી શકીએ કે તેઓ અસ્પૃશ્ય છે કે નહિ, કારણ કે હિંદુઓનો મુખ્ય વર્ગ અને ગુનેગાર જનજાતિઓ વચ્ચે બહુ ઓછો વ્યવહાર છે.

૨૯. ગુનેગાર જનજાતિઓ અને આદિમજાતિઓની વાત બાજુએ મૂકો; હું હવે અસ્પૃશ્યોની વાત કરું છું. અસ્પૃશ્યોમાં પણ પ્રમાણ ભેદ હોય છે; તેઓમાં અમુક એવા હોય છે જેઓને માત્ર અધ-અસ્પૃશ્ય ગણી શકાય ?

ડૉ.આંબેડકર : (બંને સાક્ષીઓ) ના.

૩. હું આપને દાખલો આપું છું. ચમારની સ્થિતિ કેવી છે ?

ડૉ.આંબેડકર : તે પૂરેપૂરો અસ્પૃશ્ય છે.

૩૧. મહાર જેટલો ?

ડૉ.આંબેડકર :હા.

૩૨. આપ એ ચોક્કસ જાણો છો ?

ડો.આંબેડકર :હા, જો આપ પાણી ભરવાની અને મંદિર પ્રવેશની કસોટી લાગુ પાડો તો.

૩૩. ના. અસ્પૃશ્યતાનો અર્થ હું એ કરું છું કે કોના સ્પર્શથી ઉચ્ચ જ્ઞાતિના હિંદુ ભ્રષ્ટ થાય છે ?

ડો.આંબેડકર : આપ મંદિર પ્રવેશ કે પાણી ભરવાને કસોટી ગણી શકો છો.

અધ્યક્ષ : આપણે અહીં મુખ્યત્વે બંધારણીય અને રાજકીય તપાસમાં રોકાયેલા છીએ. સામાજિક રીતરિવાજોને અને ઊંડાં મૂળ ઘાલીને બેઠેલી ધાર્મિક પ્રણાલિકાઓને આપણે કોઈ કમિશન દ્વારા દિવસ અને રાતની વચ્ચે દૂર કરી શકીએ નહિ; એ તો દેખીતું જ છે. ખરેખર તો વાત અહીં આવી અટકે છે કે અસ્પૃશ્યો એટલે એ લોકો જેઓને હિંદુ મંદિરમાં પ્રવેશ નથી અપાતો અને જેઓને શાળાઓ, ધર્મશાળાઓ અને એવી જગ્યાઓના ઉપયોગથી વંચિત રાખવામાં આવે છે. આ ઉપરાંત રાજકીય દ્રષ્ટિએ અને બંધારણીય દ્રષ્ટિએ કહીએ તો આપણે સૌ સંમત થઈશું કે ગુનેગાર જનજાતિઓ અને ગિરિજનો વગેરે પણ ભારતની જ રહેવાસી છે અને સંસ્કૃતિના ધોરણ પ્રમાણે પ્રગતિશીલ નથી તેઓ પણ આપણું લક્ષ માગી લે છે.

સર હરિસિંઘ ગૌર : હિંદુઓમાં ચાર જ્ઞાતિઓ છે. શૂદ્રોને મંદિરોમાં ........

અધ્યક્ષ : મને લાગે છે કે આપણે સૌ એ જાણીએ છીએ. તેમ છતાં, આપણે હિંદુ ધર્મના કાયદા નથી ઘડતા પરંતુ આપણે તો બ્રિટિશ ભારતના બંધારણના માળખાનો વિચાર કરીએ છીએ જે તદ્દન જુદી જ બાબત છે.

૩૪. ભારતના બંધારણમાં અને ખાસ તો મુંબઈ ઈલાકાના બંધારણમાં એવી કઈ યોગ્ય રીતે જે પ્રમાણે આ લોકો સાથે વ્યવહાર કરી શકાય ?

ડો.આંબેડકર : પહેલી વાત હું એ કરૂ છું કે અમને એક અલગ લઘુમતી ગણવા જોઈએ, હિંદુ કોમથી અલગ. અમારો હિંદુ કોમમાં સમાવેશ કરીને અમારું લઘુમતી સ્વરૂપ છુપાવી દેવામાં આવ્યું છે. પરંતુ હકીકતમાં દલિતો અને હિંદુકોમ વચ્ચે કશો સંબંધ નથી. અમને ભિન્ન અને અલગ લઘુમતી ગણો. બીજું દલિત લઘુમતીને વધુ મોટા પ્રમાણમાં રાજકીય રક્ષણની જરૂર છે બ્રિટિશ ભારતમાંના બીજી કોઈપણ લઘુમતી

કરતાં કારણ કે તે શિક્ષણમાં ખૂબ પછાત છે, તે આર્થિક દ્રષ્ટિએ ગરીબ છે અને બીજી કોઈ કોમને આ દ્રષ્ટિએ વેઠવું નથી પડતું. પણ હું કહીશ કે રાજકીય રક્ષણની અમારી માગણીમાં અમે મુસ્લિમ લઘુમતીની જેમ જ પ્રતિનિધિત્વ માગીએ છીએ. જો પુખ્ત મતાધિકારવાળી હોય તો અમે અનામત બેઠકોની માગણી કરીએ છીએ.

૩૫. અને જો પુખ્તમતાધિકાર ન હોય તો ?

ડૉ.આંબેડકર : તો અમે અલગ મતદારમંડળોની માગણી કરીશું. અમારે બંધારણમાં અમુક સલામતીઓ જોઈશે.

૩૬. આપણે ડૉ.સોલંકીને પૂછીએ કે તેઓ આ મુદ્દા પર સંમત છે ?

ડૉ. સોલંકી હું તમામ મુદ્દા પર સંમત છું.

૩૭. તો પછી અમે માનીએ કે બંને સજ્જનોનો આવો મત છે ?

ડૉ.આંબેડકર : હા

૩૮. આપ માગણી કરો છો કે દલિતોનો હિંદુઓમાં સમાવેશ કર્યો હોવા છતાં તેઓને બંધારણની દ્રષ્ટિએ, જેઓ હિંદુ ધર્મમાં હોય તેઓનાં કરતાં ભિન્ન અને અલગ કેમ ગણાવી જોઈએ ?

ડૉ.આંબેડકર : હા.

૩૯. એ કારણસર આપના મતે દલિતોને તેઓનાં હિતોનું સંતોષકારક રીતે હિંદુઓ પ્રતિનિધિત્વ કરી શકે નહિ એમ આપ માનો છો ?

ડૉ.આંબેડકર : એ એક કારણ છે, પણ હકીકતે તો અમને હિંદુ કોમનો ભાગ ગણી શકાય નહિ.

૪૦. હું માનું છું કે આ ઉપખંડના શરૂઆતના રહેવાસીઓના જૂથમાંથી આપ આવો છો ?

ડૉ.આંબેડકર : મને લાગે છે કે એક મંતવ્ય એ પણ છે

૪૧.એવું માનવામાં આવે છે. આપણે વિગતોમાં નહિ જઈએ, કે આપ આર્યો પહેલાંના છો ?

ડૉ.આંબેડકર : હું નથી જાણતો એ એક મંતવ્ય છે.

૪૩. હું આપને આ પ્રશ્ન પૂછું છું કારણ કે કેટલાક ઘણા વિશિષ્ટ હિંદુઓ છે જેઓ જાહેર પ્રતિષ્ઠિત વ્યક્તિઓ છે જેઓને દલિતોના કેસમાં ખૂબ રસપડયો છે. તે અંગે કોઈ પ્રશ્ન છે ?

ડૉ.આંબેડકર : હા. લોકોમાં એની ખૂબ ચર્ચા ચાલે છે.

૪૪. મને ખબર છે. પણ એ આપનો મત છે; આપ એમ કહો છો કે બંધારણી દૃષ્ટિ આપને એક ભિન્ન અને અલગ કોમ ગણવી જોઈએ ?

ડૉ.આંબેડકર : હા.

૪૫. પ્રતિનિધિત્વની બાબતમાં હું જોઉં છું કે પુખ્ત મતાધિકાર હોય કે ન હોય, આપ નિયુક્તિનો વિચાર છોડી દો છો, આપ ચૂંટણી માગો છો ?

ડૉ.આંબેડકર : હા.

૪૬. શું એ આપ બંનેનો મત છે ?

ડૉ.સોલંકી ; હા.

૪૭. એનો અર્થ એકે આપે મતદારોની યાદી તૈયાર કરવી પડશે ?

ડૉ.આંબેડકર : હા

૪૮. અને આપે ખાતરી કરવી પડશે કે મત આપવા આવતી વ્યક્તિ યાદી પર છે તે જ વ્યક્તિ છે અને બીજી કોઈ નથી ?

ડૉ.આંબેડકર : હા.

૪૯. ડૉ.આંબેડકર : શું આપ મને અંદાજ આપી શકશો કે આપ જેમને દલિતો કહો છો તેમાંની કેટલી ટકાવારી એવી છે જેઓ વાંચી શકે છે ?

ડૉ.આંબેડકર : મેં મુંબઈ ઈલાકામાં શિક્ષણ અંગેના કમિશનને રજૂ કરેલી યાદીમાં અલગ મેં આંકડા આપ્યા છે.

૫૦. મને ડર છે કે એનું બહું ઓછું પ્રમાણ છે.

ડૉ.આંબેડકર : તદ્દન- ઓછું.

૫૧. તો પછી, એક ફરિયાદ એવી કરવામાં આવી છે કે તેઓને વધુ નસીબદાર લોકોની જેમ શાળાઓમાં મુક્ત પ્રવેશ અપાયો ન હતો.

ડૉ.આંબેડકર : તદ્દન સાચું.

૫૨. તો પછી એનો અર્થ એમ થશે કે જો ચૂંટણી કરવામાં આવે તો તે એવ લોકો દ્વારા કરવામાં આવશે જેઓ પોતે મતપત્ર પણ સમજી નહીં શકે.

ડૉ.આંબેડકર : હા. આજે પણ બહુમતી મતદારોની બાબતમાં એ સાચું છે.

૫૩. બરાબર. હવે આપ મને એ કહેશો કે આપ મુંબઈ ઈલાકામાં આ વર્ગો માટ કેટલી અનામત બેઠકો સૂચવશો ?

ડૉ.આંબેડકર : મેં તૈયાર કરેલી યોજનામાં, ૧૪૦ માંથી અમારે ૨૨ બેઠકો જોઈએ

૫૪. આપ એવું સૂચવો છો કે મુંબઈ પરિષદમાં કુલ સંખ્યા ૧૪૦ હોય, ત આપ જેમના માટે કહો છો તેઓને ૨૨ બેઠકો આપવી જોઈએ ?

ડૉ.આંબેડકર : હા.

૫૫. અને ધારોકે બીજા વિકલ્પ તરીકે પુખ્ત મતાધિકાર ન હોય તો શું આ અલગ મતદારમંડળો માગો છો ? એમાંય તમે ૨૨ બેઠકો માગો છો ?

ડૉ.આંબેડકર : હા.

૫૬. મને લાગે છે કે શ્રી. રાજા કદાચ થોડાક પ્રશ્નો પૂછશે જેથી સામાજિ સ્થિતિનો ખ્યાલ આવે. હાલમાં મુંબઈ વિધાનપરિષદમાં દલિતોનું પ્રતિનિધિત્વ કર બે સભ્યો નિયુક્ત કરવામાં આવ્યા છે.

ડૉ.આંબેડકર : એ સાચું છે.

૫૭. શું આપ એમાંના એક છો?

ડૉ.આંબેડકર : હા.

૫૮. અને ડૉ. સોલંકી બીજા સભ્ય છે ?

ડૉ.આંબેડકર : હા.

૫૯. શું એનો આધાર સાઉથબરો સમિતિનો અહેવાલ હતો ?

ડૉ.આંબેડકર : હા હું એવું માનું છું.

૬૦. હું માનું છું આપે સાઉથબરો સમિતિ સમક્ષ પુરાવો આપ્યો હતો ?
ડૉ.આંબેડકર : હા

૬૧. હું તે કમિશન સમક્ષ આપે આપેલો પુરાવો વાંચું છું. હું એ જોતો હતો કે આપે દલિતોના કેટલા સભ્યો હોવાનું જણાવ્યું છે. મને લાગે છે કે આપે આપની યાદીમાં જણાવ્યું છે કે સાઉથબરો સમિતિએ મુંબઈ પ્રાંત માટે આપેલો દલિતોનો આંકડો ૫, ૭૭,૦૦૦ હતો ?

ડૉ.આંબેડકર : હા

૬૨.મને લાગે છે કે આપના મતે તે એક ભૂલ હતી ?

ડૉ.આંબેડકર : હા બહુ, મોટી ભૂલ.

૬૩. શું આપ મને કહી શકશો કે તેઓએ એ આંકડો કઈ રીતે મેળવ્યો ? શું આપ એ જાણો છો ?

ડૉ.આંબેડકર : તેઓએ માત્ર એ જ જોયું કે કઈ જ્ઞાતિઓ પ્રદૂષણ ફેલાવે છે ?

૬૪. તેણે દલિતોની બહુ સંકુચિત વ્યાખ્યા કરી ?

ડૉ.આંબેડકર : હા

૬૫. મી. હાર્ટશોર્ન :મેં જોયું છે કે આપની નોંધમાં આપે જણાવ્યું છે કે, સાઉથબરો સમિતિએ જેના પર આધાર રાખ્યો હતો તે પ્રમાણ અનુસાર મુંબઈ ઈલાકામાં દલિતોની સંખ્યા ૧૯૧૧માં ૨૧,૪૬,૦૦૦ હતી.

ડૉ.આંબેડકર : વસ્તી ગણતરીમાં.

૬૬. તેમણે એ પ્રમાણ પર આધાર રાખ્યો હતો ? મારે એ જ જાણવું હતું.

ડૉ.આંબેડકર : હા. એ પ્રમાણ અનુસાર બે જુદાં જુદાં પાનાં પર જુદા જુદા આંકડા હતા. એક પાના પર નાનો આંકડો હતો. સાઉથબરો સમિતિનો અહેવાલ પ્રસિધ્દ થયો ત્યારે અમે આ અંદાજ સામે મુંબઈ સરકાર સમક્ષ વિરોધ નોંધાવ્યો હતો. નોંધાવ્યો હતો.

૬૭. અધ્યક્ષ : મને લાગે છે કે ૨,૧૦૦,૦૦૦નો આંકડો શું હતો. એ તદ્દન સ્પષ્ટ થાય છે. એ ૧૯૨૧ની વસ્તીગણતરીમાં અસ્પૃશ્યોનો આપેલો આંકડો ઉમેરવાનું પરિણામ હતું. જે આંકડો ૧૪,૭૮,૦૦૦ હતો અને ગુનેગાર જનજાતિઓનો આપેલો આંકડો લગભગ ૬,૨૩,૦૦૦ હતો. આ બંને આંકડા ઉમેરતાં આપને ૨૧,૦૦,૦૦૦ નો આંકડો મળ્યો.

ડૉ.આંબેડકર : હા

૬૮. અને એ આંકડો આદિમજાતિઓ તથા ગિરિજનોને બાદ કરતાં હતો, ખરું ને ? ડૉ.આંબેડકર : હા

૬૯. મી.મિલર : હું કેટલાંક દેશી રાજ્યોમાંમી સ્થિતિ વિશે પૂછવા માગું છું. મને લાગે છે કે વડોદમાં અને એક રાજયમાં જ્યાં કેટલીક ખાસ સવલતો આપવામાં આવી હતી ત્યાં તેવી સગવડો શિક્ષણ સવલતો ઉપરાંત કઈ હતી ?

ડૉ.આંબેડકર : ના. એના ઉપરાંત કંઈ નહિ.

૭૦. આપ રાજયમાં નોકરી મેળવી શક્ત ખરા ?

ડૉ.આંબેડકર : મને લાગે છે કે એ બહુ મુશ્કેલ બનત.

૭૧. શું આપ ખાસ કરીને રાજય સેવામાં નોકરી મેળવવા આતુર છો ?

ડૉ.આંબેડકર : હા, ચોક્કસ વળી.

૭૨. શા માટે ? એનું શું કારણ ?

ડૉ.આંબેડકર : એ મુદ્દા પર હું આમ કહીશ કે કાયદાના વહીવટનો અમારો અનુભવ ખૂબ કડવો છે. ઘણા કેસોમાં કાયદાનો વહીવટ દલિતોના ગેરફાયદામાં કરાય છે. એક જિલ્લામાં શું બન્યું તે આપને કહીશ. મુંબઈ સરકાર દર વર્ષે ગામડાંને અમુ

શરતોએ વનોની જમીન ખેતી માટે આપે છે.અમને જણાવ્યું કે દલિતો કે જેઓ જમીનવિહોણા ખેતમજૂરો હતા અથવા જેમની પાસે બહુ થોડી જમીન હતી અને જેઓ કંઈક આર્થિક સધ્ધરતાની માગણી કરતા હતા તેઓને તેવી વનોની જમીનોની ફાળવણી કરવામાં આવતી નહોતી. જમીનની વહેંચણી કરતા મામલતદારો જમીન દલિતોને નહિ પણ હિંદુઓને આપવામાં પક્ષપાત કરતા હતા. ગયા વર્ષે અમે એક જિલ્લામાં ત્યાંના મદદનીશ નાયબ કલેકટર પાસે ગયા અને વનોની જમીનો અંગેની અમારી ફરિયાદો રજૂ કરી હતી. તેમણે મામલતદારને પરિપત્ર મોકલી કહ્યું કે અરજીઓ દલિતોની હતી તેના પર વિચારણા કરવી જોઈએ. કેટલાક મામલતદારોએ પરિપત્રને માન આપવા કેટલીક જમીનો દલિતોને આપી હતી. પણ અમને લાગ્યું કે તેમણે અમને મૂર્ખ બનાવ્યા હતા. તેમણે કાગળ પર મોટા પ્રમાણમાં જમીન દલિતોને આપી હોવાનું જણાવ્યું અને હિંદુઓને ઓછી જમીન આપી હોવાનું જણાવ્યું પણ અમે જોયું કે દલિતોને આપેલી જમીન ખડકાળ અને ખેતી માટે અયોગ્ય હતી અને હિંદુઓને આપેલી ઓછી જમીન ખૂબ સમુધ્ધ અને ફળદ્રુપ હતી મને લાગે છે કે કાયદાના કાર્યક્ષમ અમલ કરવા કાયદાનો સારો અમલ કરવો જોઈએ.

૭૩. અધ્યક્ષ : આપે અરજીઓની જે વાત કહી તે રસપ્રદ છે પણ રોજબરોજના વહીવટમાં માથું મારવું એ આ કમિશનનું કાર્ય નથી.

ડો.આંબેડકર : ના

૭૪. આપની દલીલના સમર્થનમાં આપ એવું મંતવ્ય વ્યકત કરો છો કે દલિતોને પૂરૂ પ્રતિનિધિત્વ આપવું જોઈએ ?

ડો.આંબેડકર : નોકરીઓમાં.

૭૫. આપનો એ જ મુદ્દો છે ?

ડો.આંબેડકર : મારો એ જ મુદ્દો છે. આ ઈલાકામાં ખરેખર ન્યાયિક કોર્ટોમાં શું બને છે તે કહું. એક કોર્ટમાં મારે દલિતનો બચાવ કરવાનો હતો. મેં જોયું કે દલિતને કોર્ટની બહાર, નાની બારી નીચે ઊભો રાખ્યો હતો. તેણે મને કહ્યું, " આપ છો ત્યાં સુધી તો ઠીક છે પણ પછી જો હું કોર્ટમાં દાખલ થાઉં તો મારો સામાજિક બહિષ્કાર થશે.

૭૬. શું એ અસીલ-પોતે જ કોર્ટની અંદર આવવા માગતો ન હોતો ?

ડૉ.આંબેડકર : કોણ આવવાની હિંમત કરે ?

૭૭. તેના મનમાં કયો સામાજિક બહિષ્કાર હતો ?

ડૉ.આંબેડકર : જો તે પાછો ગામ જાય ત્યારે દુકાનદારો તેનો બહિષ્કાર કરે; કોઈ તેને કશું વેચે નહિ. ગ્રામવાસીઓ તેના ગ્રામસેવક તરીકેની ફરજો બંધ કરી દે. તેને ગામમાં પેસવા ન દે. દલિતો હંમેશા ગામની હદે જ રહેતા હોય છે, ગામની વચમાં નહિ.

૭૮. આપનો મુદ્દો એ છે કે તે એટલો બીકણ હતો કે જો એ કોર્ટમાં આવે તો તેના માણસો નહિ પણ સવર્ણો તેને એવી વ્યક્તિ ગણે કે જે નહિ જવા જેવી જગ્યાએ પેસી ગયો ?

ડૉ.આંબેડકર : ચોક્કસ-તેના સામાજિક દરજ્જાની મર્યાદાનો ભંગ કર્યો કહેવાય.

૭૯. શું આ જ એક એવો કેસ છે ને ?

ડૉ.આંબેડકર : મારા અનુભવમાં તે બન્યો હતો પણ મને લાગે છે કે મુંબઈ હાઈકોર્ટનો પરિપત્ર છે કે દલિતોને કોર્ટમાં પ્રવેશ કરવા દેવો એના પરથી જણાય છે કે એવું વારંવાર બનતું હશે. એવા પરિપત્રની પાછળ કંઈક કારણ તો હશે જ ને ?

૮૦. મી.મિલર : મારે એક જ પ્રશ્ન પૂછવો છે. જો આપને પરિષદમાં ૨૨ બેઠકો મળે તો શું આપ ૨૨ યોગ્ય વ્યક્તિઓને લાવી શકે ખરા? ડૉ. આંબેડકર: હા, મને એવું લાગે છે.

૮૧. ખાન સાહેબ અબ્દુલ લતીફ : અમુક કારણોસર જો સરકારી વ્યક્તિઓને પાછી ખેંચી લેવામાં આવે તો મુંબઈ પરિષદમાં લઘુમતીઓનું ભાવિ શું થાય તે આપ કહી શકશો ?

ડૉ. આંબેડકર: મને ચોખ્ખું જણાય છે કે લઘુમતીઓનું ભાવિ અનિશ્ચિત થઈ જાય. તે અનિશ્ચિત થઈ જ ગયું છે.

૯૨. પ્રગતિશીલ વર્ગના માનનીય મંત્રીએ આ યોજના કે મુસ્લિમોની કે અબ્રાહ્મણોની કે દલિતોની લાગણીઓ પ્રત્યે કંઇ વિચારણા બતાવી છે?

ડૉ. આંબેડકર: ના, જરાય નહિ.

૯૩. મુંબઇ વિધાન પરિષદમાં કોઇ કાયદો પસાર કરવાની કોઇ તક નાની લઘુમતીઓ મળે છે ખરી ?

ડૉ. આંબેડકર: તેમને તક મળવાની તો વાત જ નિરર્થક છે.

૯૮. સરદાર મજમુદાર: શું એ હકીકત નથી કે દલિતોમાંય જુદી જુદી જ્ઞાતિઓ છે જેમને દલિતો ગણવામાં આવે છે ?

ડૉ.આંબેડકર: હા, છે જ.

૯૯. આપ એવી જ્ઞાતિઓની આશરે સંખ્યા જણાવી શકશો ?

ડૉ.આંબેડકર : આપ એ વસ્તીગણતરીમાં જોઈ શકશો કે કોઈ જુદી જુદી જ્ઞાતિઓને અસ્પૃશ્ય ગણવામાં આવી છે.

૧૦૦. આપ એવી જુદી જુદી જ્ઞાતિઓનો ખ્યાલ આપી શકશો ?

ડૉ.આંબેડકર : લગભગ ડઝનેક જેટલી વસ્તી ગણતરીમાં એ આપી છે.

૧૦૧. મુંબઈમાં કેટલી જ્ઞાતિઓનો દલિતોમાં સમાવેશ કરાયો છે ?

ડૉ. આંબેડકર : લગભગ તમામ જ્ઞાતિઓનો.

૧૦૨. તો પછી એ અલગ અલગ જ્ઞાતિઓ આપની સંસ્થાના સભ્યો છે ?

ડૉ. આંબેડકર : હા, અમારી વ્યાપક સંસ્થા છે. તેમાં તમામ દલિતો આવી જાય છે.

૧૦૩. તો શું એ તમામનો સમાવેશ દલિતોમાં થાય છે ?

ડૉ. આંબેડકર : હા.

૧૦૪. શું આપે ભીલ, વડિયા અને બીજી વ્યક્તિઓની માગણી વિચારણામાં લીધી છે ?

ડૉ. આંબેડકર : ના.

૧૦૫. એ લઘુમતીઓના રક્ષણ અંગે આપ શું કહો છો ?

ડૉ. આંબેડકર: મને લાગે છે કે તેઓને પણ પ્રતિનિધિત્વ દ્વારા કંઇક રક્ષણ આપવું જોઈએ.

૧૦૬.શું આપ એમ માન છો કે દલિતોમાં પણ અમુક કોમો એવી છે જે લઘુમતીમાં છે ?

ડૉ. આંબેડકર : હા.

૧૦૬-એ. તો પછી હાલના બંધારણમાં તેઓના હિતનું રક્ષણ કરવાની કોઈ જોગવાઈ છે ?

અધ્યક્ષ : આપે જેનો ઉલ્લેખ કર્યો એ જ્ઞાતિઓને મંદિર પ્રવેશ નકારાય છે?

સરદાર મજમુદાર : ના.તેઓને અંદર જવા દેવામાં આવે છે.

અધ્યક્ષ : આજે આપણે અસ્પૃશ્યો અને હિંદુ મંદિર યોજનાની બહાર હોય તેવી વ્યક્તિઓના કેસની વિચારણા કરીએ છીએ. મને નથી લાગતું કે આપણે એવા પછાત વર્ગોનો પ્રશ્ન ચર્ચીએ જેમને હિંદુ મંદિરોમાં જવા દેવામાં આવે છે.

સરદાર મજમુદાર : મારી રજૂઆત એ છે કે પછાતવર્ગોમાં પણ જુદી જુદી લઘુમતીઓ છે. આપણો પ્રશ્ન છે યોગ્યતાનો ; આપણે તમામ લઘુમતીઓના હિતોની સલામતી કરવાની છે.

અધ્યક્ષ : ચોકકસ.

સરદાર મજમુદાર : અને એ દ્રષ્ટિએ જ મેં પ્રશ્ન પૂછયો હતો.

અધ્યક્ષ : ભારતમાં લઘુમતીઓ છે.આપે એમાંની થોડીક જણાવી છે પણ આજે આપણે દલિતો અંગે વિચારણા કરીએ છીએ.

સરદાર મજમુદાર : સારુ, સાહેબ ઠીક છે.

૧૦૭. સૈયદ મીરાન મુહમ્મદ શાહ : આપે હમણાં કહ્યું કે આપ મુસ્લિમોને મળે છે તેટલું પ્રતિનિધિત્વ માગો છો.

ડૉ. આંબેડકર : હા.

૧૦૮. શું આપ એટલા માટે એ માગો છો કારણ કે મુસ્લિમોને એ મળે છે? શું આપ એમાં ન્યાય જુઓ છો ?

ડૉ. આંબેડકર : મને એમાં ન્યાય દેખાય છે. વિધાનમંડળની વસ્તી પ્રમાણે લઘુમતીઓનું પ્રતિનિધિત્વ એ સિદ્ધાંત હું સ્વીકારી જ નથી શક્તો, કારણ કે એનાથી એક સંગ્રહાલય ઊભું થાય જેમાં ઘણા બધા લઘુમતીઓના નમૂના એકઠા કરી રાખી મૂકવામાં આવે. વિધાન પરિષદ એ સંગ્રહસ્થાન નથી, એ એવું સ્થળ છે જ્યાં સામાજિક યુદ્ધો લડાય છે, વિશેષાધિકારનો નાશ કરાય છે અને અધિકારો જીતાય છે. જો વિધાન પરિષદ અંગેની વિભાવના આવી હોય તો મને નથી લાગતું કે લઘુમતી વસ્તી પ્રમાણનાં પ્રમાણસર પ્રતિનિધિત્વ પૂરતી મર્યાદિત રાખવામાં આવે, એનો અર્થ એ થાય કે આપ એ લઘુમતીને કાયમી ધોરણે લઘુમતી રાખવા માગો છો અને બહુમતીનાં કાર્યો પર અસર થાય તેવી સત્તા બહારની તેને રાખવા માગો છો.

૧૦૯. જો મતાધિકારને ગ્રામ વિસ્તારમાં સ્થાનિક બોર્ડો પૂરતો મર્યાદિત બનાવવામાં આવે તો આપને સંતોષ થાય ખરો ?

ડૉ. આંબેડકર હું ખરેખર તો પુખ્ત મતાધિકારનો આગ્રહી છું. મતાધિકાર જેટલો ઓછો તેટલો વધુ સારું, એ સિદ્ધાંત પર હું ગમે તેટલા પ્રમાણના ઘટાડાને સ્વીકારીશ, પણ હું એમ તો કદી નહિ કહું કે મને તેનાથી સંતોષ છે.

૧૧૦. તો પણ શું આપ પુખ્ત મતાધિકારને આદિમ જનજાતિઓ અને ગુનેગાર જનજાતિઓ તથા ગિરિજનોને આપવા માગો છો ?

ડૉ. આંબેડકર : હા મને એવું લાગે છે.

૧૧. શું આપ એમને આપી શકશો ?

ડૉ. આંબેડકર : હા

૧૧૨. કે પછી આપ તેમને બાકાત રાખીને તેમને નિયુક્તિ આપીને પુખ્ત મતાધિકાર આપની પાસે રાખવા માગો છો ?

ડૉ. આંબેડકર : હું એક વાત કરીશ. ગુનેગાર જનજાતિઓની બાબતમાં તેમને પુખ્ત મતાધિકાર આપવો ઠીક નહિ ગણાય કારણ કે વ્યવસાયે તેઓ એવા લોકો છે જેઓનાં મનમાં તેમની પોતાની જ અમુક કોમના હિતનો વધુ ખ્યાલ રહે છે અને તેઓ તેમની આજીવિકાનાં સાધનો અંગે ચોક્કસ નથી; પણ મને નથી લાગતું કે આદિમ જાતિઓને મતાધિકાર આપવામાં કંઈ વાંધો હોય.

૧૧૩. તેઓને મતાધિકાર આપવો જોઈએ કે તેઓના હિતોનું રક્ષણ નિયુક્તિ દ્વારા કરવું જોઈએ ?

ડૉ. આંબેડકર : કોઈ પણ રીતે તેઓનું રક્ષણ કરવું જોઈએ. કઈ રીતે તેની મને બહુ ચિંતા નથી. હું માનું છું કે દરેક માનવીને એટલી તો સમજ હોય છે કે ખરેખર તેને શું જોઈએ છે. અક્ષરજ્ઞાનને આ મુદ્દા સાથે કંઈ લેવાદેવા નથી. કોઈ માણસ અભણ હોય, છતાં એ બહુ બુદ્ધિશાળી હોઈ શકે છે.

૧૧૪. શું આપ માનો છો કે આ અલગ પ્રતિનિધિત્વને કારણે કોમી તંગદિલ જન્મશે ? એવું કહેવાય છે કે કોમી તંગદિલીનું કારણ અલગપ્રતિનિધિત્વ અને અલગ મતદારમંડળો છે. શું આપ પણ એવું માનો છો ?

ડૉ. આંબેડકર : એવું માની લઈએ તો પણ તેનાથી તંગદિલી નથી થતી. હું નથી જાણતો કે એમાંથી આપ છૂટકારો કઈ રીતે મેળવી શકો છો? તેનાથી તંગદિલી પેદા થાય છે કે કેમ તે અંગે શંકા છે; પણ સમાજ વર્ગો અને કોમોમાં વિભાજિત હોય તો પછી એમાંથી કઇ રીતે મુક્ત થઈ શકાય ?

૧૧૫. શું આપ માનો છો કે વિખવાદનું એ મૂળ કારણ છે.

ડૉ. આંબેડકર : હું એવું નથી માનતો, પણ હું એ ચોક્કસ કહીશ કે કોમી પ્રતિનિધિત્વના પરિણામે કોમોના નેતાઓ સમાધાનપ્રિય નથી થતા. એવું હું માનું છું, પણ હું નથી માનતો કે તેનાથી કોમી હુલ્લડો થાય છે. એનું કારણ મને કંઈક બીજું જ લાગે છે.

૧૧૬. સૈયદ મિરાન મુહમ્મદ શાહ : શું આપ એવું નથી સૂચવતા કે સરકારી જૂથને લઈ લેવાથી બિન-સરકારી વ્યક્તિઓને ક્રમશઃ નિયુક્ત કરી શકાય ?

ડૉ. આંબેડકર : મારે નિયુક્તિ નથી જોઈતી.

૧૧૭. મેજર એટલી : ઉદ્યોગોમાં, કાપડ મિલોમાં દલિતો કામ કરે છે ?

ડૉ. આંબેડકર : તેઓમાંના બધા જ. દલિતો બધા મજૂરો છે.

૧૧૮. આપ મારો મુદ્દો સમજ્યા નથી. હું ઉદ્યોગની વાત કરું છું દલિતો ગામડામાં કામ કરે છે, મોટા ભાગે અમુક વ્યવસાયોમાં પણ મોટી સંખ્યામાં દલિતો ઉદ્યોગોમાં છે ?

ડૉ. આંબેડકર : ઘણી જ મોટી સંખ્યામાં.

૧૧૯. મુંબઈ જેવા શહેરમાં ખૂબ મોટી સંખ્યામાં ?

ડૉ. આંબેડકર : હા.

૧૨૦. તેઓને અમુક અંશે અસ્પૃશ્યતા નથી નડતી ?

ડૉ. આંબેડકર : ના, હું એ જણાવું. દલિતોને સાળ ખાતામાંથી સદંતર બહાર રખાય છે, જે સૌથી વધુ કમાણી આપતું ખાતું છે. દલિતો માત્ર થ્રોસલ ખાતામાં કે બીજા કોઈ પણ ખાતામાં જ જઈ શકે છે.

૧૨૧. શા માટે ?

ડૉ. આંબેડકર : અસ્પૃશ્યતાના કારણે.

૧૨૨. તે ત્યાં કામ કરતો હોય છે ત્યારે તમામ જ્ઞાતિઓના લોકો સાથે કામ કરતો હોય છે?

ડૉ.આંબેડકર : તદ્દન એવું નથી. ખાતાંને જ્ઞાતિઓ અનુસાર જુદાં જુદાં રાખવામાં આવે છે. એક ખાતું સળંગ દલિતોથી ભરેલું હોય છે. બીજું ખાતું- સાળ ખાતું- મુસ્લિમો અને સવર્ણ હિંદુઓથી ભરેલું હોય છે.

૧૨૩. શું તેઓ મજૂર સંઘોમાં ભાગ લે છે ખરા ?

ડૉ. આંબેડકર : હા, તેઓએ એમ કરવું શરૂ કર્યું છે.

૧૨૪. દલિતો સિવાયના બીજા વર્ગો સાથે ?

ડૉ. આંબેડકર : હા.

૧૨૫. મારે આપની પાસેથી આ મુદ્દો જાણવો હતો. આપે સંખ્યાના આધારે દલિતોના પ્રતિનિધિત્વ માટે માગણી કરી. હવે આપણી પાસે તદ્દન જુદા ધોરણે માગણીઓ મૂકવામાં આવી છે- મજૂર ધોરણે. તો આનાથી તો વિભાજનભેદ ઊભો થયો, કારણ કે માનવી દલિત પણ હોઈ શકે અને મજૂર પણ હોઈ શકે છે.

ડૉ. આંબેડકર: દલિત હંમેશા નહીં, સામાન્ય રીતે મજૂર હોય છે.

૧૨૬. એ તો શબ્દોની રમત થઈ કહેવાય, ખરું કે નહિ ? હું મૂડી અને મજૂરીની વાત કરૂ છું. સામાન્ય અસંગઠિત મજૂરની નહિ પણ મોટા ઉદ્યોગમાંના મજૂરની. હું સંગઠિત મજૂરની વાત કરું છું આપ આ મુશ્કેલી શી રાતે હલ કરશો ? જો આપ એક કેસમાં સામાજિક દરજ્જા દ્વારા પ્રતિનિધિત્વની વાત કરતા હો અને બીજા કેસમાં ઉદ્યોગ દ્વારા પ્રતિનિધિત્વની વાત કરતા હોય તો આપ વિભાજનભેદની વાત કરો છો એમ ગણાય. આપ આનો ઉકેલ કઈ રીતે લાવશો ?

ડૉ. આંબેડકર : સંગઠિત મજૂર માટે કંઈક જોગવાઈ કરવામાં આવશે, મોટા ભાગના દલિતો મજૂરો છે.

૧૨૭. મી. હોર્ટશોર્ન : ડૉ. આંબેડકર, મને લાગે છે કે આપે એ સ્પષ્ટ કર્યું છે કે આપ પુખ્ત મતાધિકારની તરફેણમાં છો. આપે એ મત બાંધ્યો છે કે આપની પાસે કોઈ આંકડા છે જેનાથી અમે એ જાણી શકીએ કે કેટલાં પ્રમાણમાં મતાધિકાર એ લાયકાત પર આપી શકાય ?

ડૉ. આંબેડકર : હું આપને કહું કે હું પોતે મારા નિવેદન વિશે અચોક્કસ છું. મને એ કબૂલ કરતાં વાંધો નથી. મુફસિલમાંથી મને દલિતો પાસેથી મળેલી આવી માહિતી પરથી હું માનું છું કે હાલના તાલુકાના સ્થાનિક મતાધિકારથી દલિતોમાંથી અમુક સંખ્યાના મતદારો ઊભા થાય છે.

૧૨૮. હું એનો જ વિચાર કરતો હતો. શું આપ અમને કહી શકશો કે જો હાલમાં છે તેના કરતાં આ લાયકાત અપનાવાય તો મુંબઈ ઈલાકામાં કેટલી વ્યક્તિઓનો મતદારો તરીકે વધારો થશે ?

ડૉ.આંબેડકર : મને નથી લાગતું કે હું આ મુદ્દા પર આપને કંઈ ચોક્કસ માહિતી આપી શકું.

૧૨૯. મેજર એટલીએ આપને માહિતી પૂછેલો પ્રશ્ન હું ફરી પૂછી શકું છું ? હું માનું છું કે દલિતો અલગ કારખાનાંમાં કામ કરે છે ?

ડૉ. આંબેડકર : હા, અલગ કારખાનાંમાં.

૧૩૦. તેઓનાં પોતાનાં શેડ અને પોતાનાં ખાતાં છે ?

ડૉ. આંબેડકર: તેમના પોતાનાં ખાતાં છે; શેડ નથી.

૧૩૧. એ જે હોય તે પણ, તેઓને કારખાનામાં બીજા કામદારોથી અલગ પાડવામાં આવે છે ?

ડૉ.આંબેડકર : હું આમ કહીશ, કે અમુક ખાતાં કેવળ દલિતો માટે જ રાખવામાં આવે છે અને અમુક ખાતાં એવાં છે જેમાં તેમનો પ્રવેશ બંધ છે.

૧૩૨. અમુક પ્રકારના વ્યવસાયોની તેમને મનાઈ છે?

ડૉ. આંબેડકર: હા, મિલોમાં.

૧૩૩. આપે કહ્યું કે તેઓને સાળ ખાતામાં જવાની છૂટ નથી.

ડૉ. આંબેડકર : હા.

૧૩૪. જો તેઓ એક જ મજૂર સંઘના સભ્યો બને તો સાળ ખાતામાંના કારીગરો તેમને પ્રવેશવાની ના પાડે ખરા ?

ડૉ.આંબેડકર: તેઓ તેમને સાળ ખાતામાં આવવાની ના પાડે. તાજેતરમાં મુંબઈની હડતાળમાં આ બાબત મેં મુખ્યત્વે ઉપાડી હતી. મેં સંઘના સભ્યોને કહ્યું કે જો તેઓ દલિતોના તમામ ખાતાંમાં કામ કરવાના અધિકારને માન્ય નહિ કરે તો હું દલિતોને હડતાળમાં ભાગ ન લેવા સમજાવીશ. પછી તેઓ માની ગયા, બહુ આનાકાની કરીને,

અને આને તેમની માગણીમાં સમાવેશ કર્યો. અને જયારે મિલમાલિકો સમક્ષ તેઓએ આ માગણી રજૂ કરી ત્યારે મિલમાલિકોએ તેઓની ઉપેક્ષા કરી અને કહ્યું કે જો આ અન્યાય હોય તે તેઓ તેને માટે જવાબદાર નહોતા.

૧૩૫. શું આ એવો કેસ નથી કે માલિકો માત્ર સસ્તી મજૂરી મેળવવા માગે છે અને આર્થિક કારણોસર અમુક ખાતાં દલિતો પૂરતાં મર્યાદિત રાખવા માગે છે?

ડૉ. આંબેડકર : ના, એ અસ્પૃશ્યતા છે.

૧૩૬. આવી પરિસ્થિતિમાં શું કરી શકાય ? વધુ સારો પગાર મેળવતો ભારતીય અસ્પૃશ્યને તેના ખાતામાં આવવાની ના પાડે છે કારણ કે તેને ભય છે કે તેઓના ઓછા પગારની અસર તેના ખાતામાંના પગાર ઓછા કરવા જેવું થશે. ડૉ. આંબેડકર ના, પગારના ધોરણમાં કશો ભેદભાવ નથી.

૧૩૭. શું તેનો ક્યાંય અવરોધ નથી ?

ડૉ. આંબેડકર : ના, જરાય નહિ.

૧૩૮. એ માત્ર અસ્પૃશ્યતાનો જ પ્રશ્ન છે ?

ડૉ. આંબેડકર : તદ્દન સાચું.

૧૩૯. મી. કેડોગન : તેઓ મજૂર સંઘના સભ્યો થઈ શકે છે ?

ડૉ. આંબેડકર : હા.

૧૪૦. શ્રી પ્રેમચંદ : મતદાર મંડળના ખાસ રજિસ્ટરમાં દલિતો તરીકે નોંધાય તેવા વર્ગોની સ્પષ્ટ વ્યાખ્યા આપ અને આપી શકશો ?

ડૉ.આંબેડકર : પ્રદૂષણ ફેલાવતી જ્ઞાતિઓ.

૧૪૧. કોમની સ્થિતિ જેટલી નીચી તેનાથી વધારે મતદારવિષયક ફાયદો તેને બીજી જ્ઞાતિઓ કરતાં મળે છે એ સિદ્ધાંત વાજબી છે ?

ડૉ.આંબેડકકર : હા.

૧૪૨. જો તમામ લઘુમતીઓને વધારાની બેઠકો અપાય તો બહુમતી શેની બનશે ?

ડૉ. આંબેડકર : જો તમામ લઘુમતીઓ મળીને બહુમતી બને તો એ બહુમતી નથી અને તેથી પ્રશ્ન ઉપસ્થિત થતો નથી. લઘુમતીઓમાં વર્ગ ભેદ હોઈ શકે છે. મુંબઈ ઈલાકામાં મુસ્લિમો બે જૂથમાં વહેંચાઈ ગયા છે. એક જૂથ મૂડીવાદીઓના પક્ષે છે અને બીજું જૂથ મજૂરોની તરફેણ કરે છે.

૧૪૩. શું એ સાચું નથી કે જે લોકો રાજકીય માનસ ધરાવતા નથી એ લોકોને ધંધાદારી નેતાઓ અવળે માર્ગે લઈ જાય છે ?

ડૉ. આંબેડકર :મને એની ખબર નથી. હું કદી ધંધાદારી નેતા બન્યો નથી. તેથી હું કહી શકું નહિ.

૧૪૪. સમાજના બહુ મોટા અશિક્ષિત વર્ગને મતાધિકાર આપવાથી જોખમ ઊભું નહિ થાય અને તેનો દુરુપયોગ નહિ થાય ?

ડૉ. આંબેડકર : ના, હું એવું નથી માનતો.

૧૪૫. આપ મને કહી શકશો કે આપણી હાલની શાળા- કોલેજોમાં પ્રાંતના મહેસૂલ પરના બોજ સિવાય દલિતોને શા માટે પ્રવેશ આપવો શક્ય નથી ? ડૉ.આંબેડકર: કારણ કે હાલની પધ્ધતિમાં તેઓની ભારોભાર ઉપેક્ષા કરવામાં આવી છે.

૧૪૬. દલિતોની આપણી હાલની શાળા-કોલેજોમાં પ્રાંતના મહેસૂલ પરના બોજ વગર પ્રવેશ આપવો શા માટે શક્ય નથી?

ડૉ. આંબેડકર : આપે આ પ્રશ્ન જેઓ ના પાડે છે એમને પૂછવો જોઈએ કે ના પાડવાનું કારણ શું છે ?

૧૪૭. શેની ના પાડે છે ?

ડૉ. આંબેડકર : તેઓને પ્રવેશ આપવાની.

૧૪૮. કોલેજોમાં અને શાળાઓમાં ?

ડૉ. આંબેડકર : હાસ્તો.

૧૫૮. લાયકાત પ્રાપ્ત કે બંને લાયકાત પ્રાપ્ત ?

ડૉ.આંબેડકર : મને લાગે છે કે કાયદો અને વ્યવસ્થાની તબદીલી અંગે કેટલીક સલામતીઓ હોવી જોઈએ. હું કાયદો અને વ્યવસ્થાની તબદીલીનો વિરોધ નથી કરતો. હું તબદીલીની તરફેણમાં છું. પરંતુ તો પણ મારે કેટલીક સલામતીઓ જોઈએ. આજે હું નક્કી કહી ન શકું કે એ કેવી હોવી જોઈએ પણ એ બાબતમાં કંઈક ફાયદા સાથેની સલામતીઓ હોવી જોઈએ. એટલું બાદ કરતાં, હું અંગત વાત કરૂ તો પૂરેપૂરી પ્રાંતિક સ્વાયત્ત સરકારની તરફેણમાં છું.

૧૫૯. કેન્દ્ર સરકારનું શું?

ડૉ. આંબેડકર : મને લાગે છે કે આપણે ત્યાં દ્વિમુખી શાસન પદ્ધતિથી શરૂ કરી શકીએ.

૧૬૦. પુખ્ત મતાધિકારની બાબતમાં હું માનું છું કે આપ પુખ્ત પુરુષ અને સ્ત્રી મતાધિકારની તરફેણ કરો છો ?

ડૉ.આંબેડકર : હા.

૧૬૧. શું આપ માનો છો કે એ વ્યવહારુ દરખાસ્ત છે ?

ડૉ. આંબેડકર : ખૂબ વ્યવહારૂ

૧૬૨. શું આપ માનો છો કે જનતામાં રાજકીય જાગરૂકતા એટલી બધી આવી છે કે તેઓ પોતાની કોમના ફાયદા સાથે રાજકીય મતાધિકાર ઉપયોગ કરી શકે?

ડૉ. આંબેડકર : માત્ર દલિતો વતી જ વાત કરું તો હું ભારપૂર્વક જણાવી શકું કે દલિતો પોતાના મતનો ઉપયોગ મુંબઈ ઈલાકા માટે અત્યંત બુદ્ધિશાળી રીતે કરશે. અસ્પૃશ્યતાનો સડો તેમનાં જીવનની હરેક ક્ષણે તેમની સામે હોવાથી અને રાજકીય સત્તા એ જ આ મુશ્કલીનો ઉપાય છે એવું માનીએ તેઓ જીવી રહ્યા છે તેથી હું ભારપૂર્વક જણાવું છું કે દલિત મતદાતા એ બુદ્ધિશાળી મતદાતા બનશે.

૧૬૩. શું આપ માનો છો કે જેઓ કરવેરા નથી આપતા તેઓ રાજકીય અસ્તિત્વ ધરાવે છે અને રાજકીય સત્તા ધરાવે છે તેવા કારણસર બીજા દેશોના દાખલાને અનુસરીને, ભારે કરવેરાથી પીડાતા લોકો પર વધુ કરવેરાથી નાખશે ?

ડૉ. આંબેડકર : મને લાગે છે કે તેવું હોવું જોઈએ. હું એમાં કશું ખોટું જોતો નથી.

૧૬૪. શું આપને કરવેરા ચૂકવતા સમાજના શોષણમાં કશું ખોટું દેખાતું નથી? શું આ આપનો મત છે કે આપ જેનું પ્રતિનિધિત્વ કરો છો તે સંસ્થાનોઅભિપ્રાય છે ?

ડૉ. આંબેડકર : મારો પોતાનો અભિપ્રાય. સંસ્થાએ અહીં તેના વિશે કંઈ કહ્યું નથી.

૧૬૫. શું આપ માનો છો કે આ મંતવ્ય કમિશન સમક્ષ રજૂ કરવામાં આપ આપની સંસ્થાનો સામાન્ય અભિપ્રાય આપો છો ?

ડૉ. આંબેડકર : મને લાગે છે કે તે મંતવ્ય તમામ ગરીબ કોમોનું મંતવ્ય ગણાશે.

૧૬૭. સર હરિ સિંઘ ગૌર : અધ્યક્ષને આપે આપેલા જવાબમાં આપે કહ્યું હતું કે દલિતોને એક ભિન્ન કોમ તરીકે ગણવી જોઈએ, હિંદુ કોમથી ભિન્ન કોમ તરીકે ગણવી જોઈએ. આપ એ દલીલ માત્ર ચૂંટણી વિષયક હેતુઓને જ લાગુ પાડો છો કે તમામ હેતુઓ માટે ?

ડૉ. આંબેડકર : હકીકતમાં તેઓ તમામ હેતુઓ માટે ભિન્ન છે.

૧૬૮. શું આપ દલિતોને સાચા હિંદુઓ તરીકેના વર્ગમાં મૂકશો ?

ડૉ. આંબેડકર : હું નામાભિધાનની ચિંતા નથી કરતો. હું મારી જાતને હિંદુ કહું છું કે અહિંદુ કહું પણ જ્યાં સુધી હું હિંદુ સમાજની બહાર છું ત્યાં સુધી એનો કશો અર્થ નથી.

૧૭૦. તેનાથી બહુ મોટો ફરક પડી જાય છે. જો આપ હિંદુ ધર્મના વ્યાપની બહાર હો તો આપને હિંદુ કાયદો લાગુ નહિ પડે. દા.ત. આપ ૧૯૨૩ના અધિનિયમ ૩૦ હેઠળ કરાર લગ્ન નહિ કરી શકો કારણ કે એ અધિનિયમ દ્વારા, હિંદુ અને મહાર, સ્પૃશ્ય અને અસ્પૃશ્ય વચ્ચે લગ્નના કાયદા પૂરતું તમામ જ્ઞાતિઓને સંપૂર્ણ નાબૂદ કરવામાં આવી છે. હવે, જો આપ એ કોમની બહાર જતા રહો, એ સામાજિક પદ્ધતિની

ડૉ.આંબેડકર : આપને ખલેલ પહોંચાડવા બદલ દિલગીર છું - મેં એ જોયું જ છે કે શાંતિ પછી જુદાં જુદાં યુરોપિન દેશો માટે રચાયેલાં નવાં બંધારણોમાં આ સિદ્ધાંતને મૂર્તિમંત કરવામાં આવ્યો છે. મેં આ વિષયને ખાસ લક્ષ આપ્યું છે, જો આપ મને કહેવાની રજા આપો તો.

૧૮૨. લોર્ડ બર્નહામ : અને પાલન કર્યું છે ?

ડૉ. આંબેડકર : અને બંધારણનો ભાગ બન્યો છે.

૧૮૩. અને વ્યવહારમાં પણ તેનો અમલ થયો છે ખરો ?

ડૉ. આંબેડકર : વ્યવહારમાં પાલન કરવામાં આવ્યું છે ; અને મુદ્દો એ છે કે જો લઘુમતીને એમ લાગે છે કે બાંયધરીનું પાલન કરવામાં આવ્યું નથી, તો તેને રાષ્ટ્ર સંઘને અપીલ કરવાનો અધિકાર છે.

૧૮૬. હું એ સિદ્ધાંત અંગે તકરાર નથી કરતો.

ડૉ. આંબેડકર : અને હું કહું કે હું તેના સ્વરૂપની ચિંતા નથી કરતો.

૧૮૭. જેની વિગતો આપે અહીં આપી છે તે યોજના જો આ દેશના બંધારણમાં દાખલ કરવામાં આવે તો એમાંથી કાયમી વર્ગવિગ્રહ નહીં થાય ?

ડૉ. આંબેડકર : એવું ય અને પણ એનો આધાર બહુમતીના વલણ પર રહેશે.

૧૮૮. તેથી, એક વ્યવહારદક્ષ મુત્સદ્દી તરીકે એ નહિ માગો ?

ડૉ. આંબેડકર : જો આપ મને કહેવાની રજા આપો તો હું કહીશ કે જેનો હું આગ્રહ રાખું છું તે આ તમામ બાબતો એક સંક્રામક સ્વરૂપની છે.હું એનો વિચાર કરૂ જ છું અને હું ઈચ્છું જ છું કે એવો સમય આવે જ્યારે ભારત એક બને અને હું માનું છું કે એ સમય આવશે ત્યારે આ બધી બાબતોની જરૂર નહિ રહે, પણ એ તમામનો આધાર બહુમતીના લઘુમતી પ્રત્યેના વલણ પર રહેલો છે.

૧૯૮. હવે, આપે એક કેસ જણાવ્યો કે જે આપે દલિત વતી ચલાવ્યો હતો અને જેને સામાજિક બહિષ્કારના ભયે બહાર બારી પાસે ઊભો રાખ્યો હતો, એ કયો જિલ્લો હતો ?

ડૉ. આંબેડકર : ખાનદેશ જિલ્લો.

૧૯૯. સામાન્ય મેજિસ્ટ્રેટની કોર્ટ હતી ?

ડૉ.આંબેડકર : સવેતન મેજિસ્ટ્રેટની કોર્ટ હતી.

૨૦૦. મેજિસ્ટ્રટ કઈ જ્ઞાતિના હતા ?

ડૉ. આંબેડકર : હિંદુ.

૨૦૧. તેમણે આરોપીને કોર્ટમાં આવવા અંગે વાંધો લીધો નહિ ?

ડૉ. આંબેડકર : ના, મેં કહ્યું તે કે આરોપી પોતે જ અંદર આવ્યો નહિ.

૨૦૨. શું આપ આરોપી પોતે હિંદુઓનાં ભૂતકાળનાં કૃત્યોથી ગભરાયેલો હતો ?

ડૉ. આંબેડકર : ના.

૨૦૩. સવર્ણ હિંદુઓના જુલમના કારણે દલિતોનાં મનમાં એવો ભય ઊભો કરવામાં આવ્યો હશે કે જો તેને સવર્ણ હિંદુઓએ આપેલા મર્યાદિત અધિકારોનું તે અતિક્રમણ કરશે તો ત્યાર પછી તેની સાથે યોગ્ય વ્યવહાર કરવામાં નહિ આવે ?

ડૉ.આંબેડકર : હા.

૨૦૪. સર હરિ સિંઘ ગૌર : ડૉ. આંબેડકર, મને લાગે છે કે તમે એ કબૂલ કરશો કે છેલ્લાં થોડાંક વર્ષ દરમિયાન અસ્પૃશ્યતા દૂર કરવામાં પ્રગતિ થઈ અને દલિતોના માર્ગમાં આવતી તમામ ગેરલાયકાતો દૂર કરવામાં પ્રગતિ થઈ છે ?

ડૉ.આંબેડકર : હા.

૨૦૫. હું કબૂલ કરૂ છું કે આપની ઈચ્છાને અનુરૂપ સુધારા થયા પણ સાથો - સાથ આપણે એ પણ જાણવું જોઈએ કે એવી એક લાગણી વ્યક્ત થઈ રહી છે કે સવર્ણ અને સર્વણ હિંદુઓ વચ્ચેના આ તમામ અવરોધો દૂર કરીને હિંદુ લોકોનું એક સંગઠન હોવું જોઈએ. શું આપ એવું માનો છો ?

ડૉ. આંબેડકર : હા. મંચ પર થી એવાં ભાષણો થયાં છે ખરાં.

૨૦૬. કોઈ વિધાયક કાર્યવાહી થઈ રહી છે ખરી ?

ડૉ. આંબેડકર : દેશના મારા ભાગ મુંબઈ ઈલાકાની વાત કરું તો હું આપની દરખાસ્ત સ્વીકારતાં ખચકાઈશ.

૨૦૭. તેથી, હું આપને દાખલા આપીશ. દર વર્ષે જ્યાં જ્યાં સવર્ણ અને સર્વણ સમાજ હોય ત્યાં ત્યાં હિંદુઓ વાર્ષિક ભોજન સમારંભ રાખતા હોય છે અને તેઓ સૌ સાથે બેસે છે કે જેથી કરીને એક વર્ગના લોકો બીજા વર્ગના લોકો સાથે હળે મળે.

ડૉ. આંબેડકર : આ ઈલાકામાં એવું કંઈ થતું હોય એની મને ખબર નથી.

૨૦૮. હું એવા કેટલાય પ્રસંગોમાં ગયો છું.

ડૉ. આંબેડકર : આ ઈલાકામાં ?

સર હરિ સિંઘ ગૌર : ના, નાગપુરમાં.

૨૦૯. અહીં એવી કોઈ પ્રવૃતિ નથી ?

ડૉ. આંબેડકર : ના.

૨૧૦. પરંતુ આપ એ કબૂલ કરો છો કે એવી માન્યતા છે કે દમન અને અસ્પૃશ્યતા જવાં જ જોઈએ અને એ દિશામાં સૂચવાના કોઈપણ પ્રયાસને સવર્ણ હિંદુઓ તરફથી સહાનુભૂતિ મળે છે અને ખાસ તો સુધારકો તરફથી ?

ડૉ. આંબેડકર : એનો જવાબ આપતાં હું ફરી ખચકાઈશ.

અધ્યક્ષ ; આ સાક્ષીનું મંતવ્ય જાણવા ખાતર હું આપની દ્રષ્ટિએ બે કે ત્રણ પ્રશ્નો પૂછું તેમાં આપ સંમત થશો ?

સર સિંઘ ગૌર : હા,જી. ચોક્કસ.

૨૧૧. અધ્યક્ષ : તેમ કરવામાં બધી દ્રષ્ટિએ શ્રી રાજા શ્રેષ્ઠ વ્યક્તિ ગણાશે પરંતુ હું ઈચ્છું છું કે આપ અમને આપનું પોતાનું મંતવ્ય જણાવો. મુંબઈ ઈલાકામાં વીસ વર્ષ પહેલાંની સ્થિતિને આજની સ્થિતિ સાથે સરખાવો. આપ કેટલાં વર્ષોથી અહીં છો ?

ડૉ. આંબેડકર : પાંચ કે છ વર્ષ થી.

૨૧૨. શું આપે આપની કોમમાં એ પહેલાં રસ લીધો છે ?

ડૉ. આંબેડકર : હા

૨૧૩. શું આપ વીસ વર્ષ પહેલાંની સ્થિતિ જોઈને અમને કંઈક આદર્શ આપી શકો છો ?

ડૉ. આંબેડકર : હા.

૨૧૪. હું બે કે ત્રણ બાબતો લઈશ. સૌ પ્રથમ હું કલ્પના કરું છું કે દલિતોને હિંદુ મંદિરોમાં ગર્ભદ્વાર સુધી પ્રવેશ આપવા અંગે કશો ફેરફાર થયો નથી. અલબત્ત, એ ધાર્મિક પ્રથા અને ઉપદેશની બાબત છે. હું એની ટીકા નથી કરતો, પણ તેમાં કશુંય પરિવર્તન આવ્યું નથી ?

ડૉ. આંબેડકર : ના. એ બાબતમાં કશુંય પરિવર્તન આવ્યું નથી.

૨૧૫. મારે જે જાણવું છે તે આ છે . આ ઈલાકામાં બે કે ત્રણ બાબતો લઈએ. ગ્રામ વિસ્તારોમાં આપે અમને કહ્યું છે કે એક નિયમ તરીકે દલિતો, અસ્પૃશ્યો તેમના માટેનાં સ્થળે રહે છે. અલબત્ત, અમે એ ઘણીવાર જોયું કેટલીક વાર તો તેઓ ગામના ખૂણે , જો એ ગામ હિંદુ ગામ હોય તો, રહેતા હોય છે અને કેટલીકવાર તેમનાં પોતાનાં ઝૂંપડામાં રહેતા હોય છે. હવે, છેલ્લાં વીસ વર્ષમાં તેઓ સામાન્ય કોમો વચ્ચે જીવે છે તે અંગે કશું પરિવર્તન આવ્યું છે ?

ડૉ. આંબેડકર : કશું પરિવર્તન થયું નથી.

૨૧૬. અમે એક દિવસે કેટલાક ગામડાં જોયાં. અમે જોયું કે તેમાંના કેટલાક લોકો નદીમાંથી પાણી લાવતા હતા, પણ હું માનું છું કે એવાં બીજાં ગામડાં હશે જે કૂવા પર આધાર રાખતાં હશે. ?

ડૉ. આંબેડકર : નદીઓ હોય તેવા કેસમાં પણ તેઓ નદીના અમુક હિસ્સામાંથી જ પાણી લઈ શકે છે. તેમના માટે નદી પર એક સ્થળ નક્કી કરવામાં આવ્યું હોય છે.

૨૧૭. એટલે કે સવર્ણ હિંદુઓ કરતાં નીચલી જગ્યાએ મુકરર કરેલાં સ્થળેથી દલિતો પાણી ભરે છે ?

ડૉ. આંબેડકર : હા.

૨૧૮. હવે આપણે એવા ગામડાં લઈએ જે કૂવા પર આધાર રાખતાં હોય. શું એ અસામાન્ય નથી ?

ડૉ. આંબેડકર : ના, એ અસામાન્ય નથી.

૨૧૯. હું એ જાણવા આતુર છું અને મને આશા છે કે આપ મને તદ્દન ખુલ્લી રીતે કહેશો કે છેલ્લાં વીસ વર્ષમાં તે બાબતમાં કશો સુધારો થયો છે ?

ડૉ.આંબેડકર : ના.

૨૨૦. આપનું લક્ષ એ હકીકત તરફ દોરવામાં આવે છે કે આ વિષય અંગે ઠરાવો પસાર કરવામાં આવ્યા છે ?

ડૉ.આંબેડકર : હા, માત્ર ઠરાવો જ.

૨૨૧. એવું સૂચવાયું છે કે અસ્પૃશ્યના કેટલીકવાર એટલી હદે પહોંચી જાય છે કે માનવી સાથે (અથવા કોકવાર તો તેના પડછાયા સાથે) ના ખરેખર સંબંધને જેઓ ઉચ્ચ જ્ઞાતિના છે તે લોકો સામાજિક રીતે પ્રદૂષણ ગણે છે ?

ડૉ. આંબેડકર : હા.

૨૨૨. એ અંગે કશો સુધારો થયો છે ખરો ?

ડૉ. આંબેડકર : એમાં સુધારો થયો છે.

૨૨૩. મને એ સાંભળી આનંદ થયો. ૨૦ વર્ષ પહેલાં સવર્ણ હિંદુ અસ્પૃશ્યને અડી જાય તો સવર્ણ હિંદુ એમ માને કે પવિત્ર થવાની તેની ધાર્મિક ફરજ છે એ વાતને આજે એટલી કડક રીતે નથી જોવાતી; એ બરાબર છે ?

ડૉ. આંબેડકર : હા.

૨૨૪. અલબત્ત, વીસ વર્ષ અગાઉની સ્થિતિ મુકાબલે આજે કેટલાક દલિતો એવા છે જેઓ તેમની ધંધાદારી દ્રષ્ટિએ ઊંચા આવ્યા છે. શું વીસ વર્ષ પહેલાં મુંબઈમાં દલિતો વકીલાત કરતા હતા ખરા ?

ડૉ.આંબેડકર : ના.

૨૨૫. હમણાં કેટલા દલિતો વકીલાત કરે છે ?

ડૉ. આંબેડકર : હું એકલો જ.

૨૨૬. હું માનું છું કે ગઈ કાલે અમને એમ કહેવામાં આવ્યું હતું કે સરદારો અને ઈનામદારો માટેની મતદાર યાદીમાં બે દલિત સભ્યો હતા ?

ડૉ. આંબેડકર : માત્ર એકજ. તેની સ્થિતિ જુદી છે. તેણે યુધ્ધના મેદાનમાં સેવાઓ આપી હતી તે બદલ પેશ્વાઓએ તેને જાગીર આપી હતી. તેનો ખિતાબ બ્રિટિશ સરકારે નહોતો આપ્યો.

૨૨૭. એવું જોવામાં આવે છે કે ક્રમશ : નગરને ગામડા સાથે જોડતી મોટર બસ શરૂ કરાઈ રહી છે અને હું તેમને રસ્તા પર જતી જોઉં છું. શું આ જાહેર વાહનોમાં દલિતોને બેસવાની છૂટ છે ?

ડૉ. આંબેડકર : ગામડાંમાં નથી. એવા ઘણાં ગામો છે જ્યાં દલિતોને આ બસોમાં પ્રવાસ કરવાની છૂટ નથી.

૨૨૮. તેઓને કોણ અટકાવે છે ?

ડૉ. આંબેડકર : તેઓને ડ્રાઈવર લઈ જતા નથી.

૨૨૯. ડ્રાઈવર તો જે પૈસા આપે તેને લઈ જાય. તેઓને તે શા માટે નથી લઈ જતો ?

ડૉ. આંબેડકર ; કારણકે જો તેઓને તે લઈ જાય તો બીજા લોકો તેની કારમાં નહિ આવે. દા.ત. અહીનો હજામને હું તેને રૂપિયો આપું તો પણ મારા વાળ નહિ કાપે.

૨૩૦. રાવ સાહેબ પાટિલ : કાયદા મુજબ જો ડ્રાઈવર કોઈ ઉતારૂને લઈ જવાની ના પાડે તો તેના પર કામ ચલાવવું જોઈએ ?

ડૉ. આંબેડકર : તમામ બેઠકો ભરાઈ ગઈ છે એમ કહીને એમાંથી છટકી શકાય.

૨૩૧. એ અંગે કશી સુધારણા થઈ છે ?

ડૉ. આંબેડકર : હા, એમાં સુધારણા થઈ રહી છે; પરંતુ હજી એવા અસંખ્ય દાખલા છે જ્યાં દલિતોને આ બસોમાં પ્રવેશવાની છૂટ નથી.

૨૩૨. મુંબઈમાં મિલોમાં નોકરી કરતા દલિતોની વાત કરીએ. તેમાંનાં કેટલાક ટ્રામોમાં જતાં હશે. શું આપ એવું સૂચવો છો કે તેઓને ટ્રામનો ઉપયોગ કરવા દેવામાં નથી આવતો ?

ડૉ. આંબેડકર : બે વર્ષ પહેલાં એક કેસ બન્યો હતો જ્યાં ભંગીને ટ્રામમાં ચઢવા દીધો નહોતો.

૨૩૩. જ્યારે આપ બે વર્ષ પહેલાના કેસની વાત કરો છો ત્યારે મને એવું લાગે છે કે એ નિયમ કરતાં અપવાદ હશે.

ડૉ.આંબેડકર : જ્યારે હું રેલવેમાં મુસાફરી કરતો હતો ત્યારે મેં એવા કેટલાય કેસો જોયા છે જ્યાં ઉતારૂઓએ દલિતોને ડબામાં પેસતાં અટકાવ્યા હોય.

૨૩૪. સર હરિ સિંઘ ગૌર : આપે જણાવ્યો તે ભંગીના કેસમાં આપ ચોક્કસ કહી શકો કે તેનો પહેરવેશ બરાબર નહોતો તેથી તેને ટ્રામમાં ચઢવા દીધો ન હોતો ?

ડૉ. આંબેડકર : હું એ વિશે જાણતો નથી

૨૩૫. કોઈ માણસ ટ્રામમાં ચઢે ત્યારે એને પૂછવામાં નથી આવતું કે એ કઈ જ્ઞાતિનો છે; તેઓ એટલુંજ છે પૂછે કે તેની પાસે ભાડું છે કે નહિ; કેમ બરાબરને ?

ડૉ. આંબેડકર : પણ લોકો તેને સરળતાથી ઓળખી શકે છે ?

૨૩૬. તે શું તેના પહેરવેશને કારણે ?

ડૉ. આંબેડકર : પરંતુ જયાં એકવાર તે દલિત છે એમ ઓળખાઈ ગયો પછી તેની સાથે બહુ જ ખરાબ વ્યવહાર કરવામાં આવે છે.

૨૩૭. જ્ઞાતિનો પ્રશ્ન બાદ કરીએ તો પણ પહેરવેશનોય પ્રશ્ન તો છે જ.

ડૉ. આંબેડકર : હા, પરંતુ અમુક દલિતો ખૂબ સારા પહેરવેશમાં હોય છે.

૨૩૮. મુંબઈ ઈલાકામાં દલિતના પડછાયામાં ચાલવું એને પ્રદુષણ ગણાતું નથી ?

ડૉ. આંબેડકર : હા, એવું કોંકણના અમુક ભાગોમાં અને કાઠિયાવાડમાં છે.

૨૩૯. શું હવે એઓછું થતું જાય છે ?

ડૉ. આંબેડકર : હા.

૨૪૦. અમદાવાદમાં અંબાલાલ સારાભાઈની શાળાની બાબતમાં શું તેમની બહેને દલિતો માટે શાળા શરૂ નથી કરી ?

ડૉ. આંબેડકર : એ જ એકમાત્ર માનવંતો અપવાદ છે.

૨૪૧. શું એ શાળાનો નિભાવ જાહેર નાણાંમાંથી દલિતો માટે નથી કરાતો ? .
ડૉ આંબેડકર : મને એની ખબર નથી; પરંતુ હું જાણું છું કે એ મહિલા દલિતોના ઉધ્ધારમાં રસ ધરાવે છે.

૨૪૨. અધ્યક્ષ : હું માનું છું એ અપવાદ રૂપ કેસ છે ?

ડૉ. આંબેડકર : હા, એ તદ્દન એક અપવાદરૂપ કેસ છે.

૨૪૩. ડૉ. સુહરાવર્દી : આપે હમણાં જણાવ્યાં તેવા સામાજિક બહિષ્કાર અને જુલમના પ્રસંગો જોતાં, શું આપને નથી લાગતું કે સામાન્ય ચૂંટણીમાં આપની કોમના સભ્યો મતદાન મથકોની બહાર ભયભીત થઈ જશે ?

ડૉ. આંબેડકર : હા, એવું બની શકે ખરૂં.

૨૪૪. વધુમાં એવીય દહેશત છે કે જ્યાં અસ્પૃશ્યો તેમનો મત આપવા જતા હોય ત્યાં ચૂંટણીમાં આવવાની અને ભાગ લેવાની ઉચ્ચ વર્ણના હિંદુઓ ના પાડે ?

ડૉ. આંબેડકર : તેઓ એવું કદાચ કરે ; એ કહેવું બહુ કઠિન છે કે શું થશે. અમારી પાસે કેસો છે જ્યાં જિલ્લા બોર્ડોના સવર્ણ હિંદુ સભ્યો, દલિત સભ્યોએ ટેબલ પાસે બેસવાની માગણી કરવાના કારણે મકાન- હદમાંથી બહાર જતા રહ્યા હોય.

૨૪૫. શું આપ એવું નથી માનતી કે આવી પરિસ્થિતિમાં આપના માટે અલગ મતદારમંડળ હોવું વધુ સારું ગણાશે, કારણ કે જો આપ આપની બેઠકો સામાન્ય ચૂંટણીમાં અનામત રાખો તો પણ વ્યવહારમાં એનો અર્થ અલગ મતદારમંડળ થશે ?

ડૉ. આંબેડકર : હા.

૨૪૬. રાવ બહાદુર રાજા : દલિતોના પહેરવેશ અંગે મારા મિત્ર સરહરસિંઘ ગૌરે પૂછેલા પ્રશ્નના સંદર્ભમાં શું હજામે આપના વાળ કાપવાની એટલા માટે ના પાડી કારણ કે આપનો પહેરવેશ સારો નહોતો ?

ડૉ. આંબેડકર : ના, એનું કારણ એ છે કે હું દલિત છું.

૨૪૭. આપના પહેરવેશના કારણે નહિ ?

ડૉ. આંબેડકર : ના.

૨૪૮. સમિતિના બીજા એક સભ્યે પૂછેલા પ્રશ્ન અંગે હું આપને પૂછી શકું કે ગામના દલિત સભ્યને બસમાં લઈ જવાની ના પાડે તે કારણસર એવો દલિત સભ્ય બસના માલિક વિરૂધ્ધ સરળતાથી દાવો દાખલ કરી શકે ?

ડૉ. આંબેડકર એ શક્ય નથી.

૨૪૯. હું સમજું છું કે આપ દલિતોના ઉધ્ધારમાં ઘણો બધો રસ લઈ રહ્યા છો. આપના પ્રચાર દરમિયાન આપને આ કામગીરીમાં ઉચ્ચ વર્ગો તરફથી મદદ અંગે આપનો શું અનુભવ છે ? દલિતોનો વધુ સ્વચ્છતા, સ્વાસ્થ્ય અને એવી બાબતોની જરૂર છે એવું દલિતોને સમજાવવામાં શું તેઓ આપને મદદ કરે છે ?

ડૉ. આંબેડકર : દુર્ભાગ્યે આ બાબતમાં મારો અનુભવ ઘણો કડવો છે. અમુક અસ્વચ્છ આદતોને કારણે દલિતોને સહયોગ માટે અયોગ્ય ગણવામાં આવે છે. આ ઉપલા વર્ગોનો આક્ષેપ છે. એટલે કે તેઓ મરેલાં ઢોરનું માંસ ખાય છે અને તેઓ

સ્વચ્છ નથી અને એવું બધું. આ ઈલાકામાં છેલ્લાં બે વર્ષ દરમિયાન મેં દલિતોની શુદ્ધિ માટેની ઝૂંબેશ શરૂ કરી હતી અને તેઓને અને તેઓ સ્વચ્છ નથી અને એવું બધું. આઈલાકામાં છેલ્લાં બે વર્ષ દરમિયાન મેં દલિતોની શુદ્ધિ માટેની ઝૂંબેશ શરૂ કરી હતી અને તેઓને પોતાની ગંદી આદતો છોડી દેવા સમજાવ્યા હતા. પરંતુ, મારા મહાદુર્ભાગ્યે મેં જોયું કે સમગ્ર સવર્ણ હિંદુ વસ્તિ મારી સામે થઈ ગઈ હતી, જ્યારે આવી બાબતોમાં તો મેં તેમના અત્યંત સહકારની આશા રાખી હતી. પરંતુ જ્યારે મેં તેમના વિરોધના પાયાનું પૃથ્થકરણ કર્યું ત્યારે મને જણાવ્યું કે તેઓ દલિતો અસ્વચ્છ કામો કરે તેવો આગ્રહ રાખતા હતા કારણ કે જો દલિતો આવાં કામો કરવાં છોડી દે તો એનો અર્થ એ થાય કે દલિતો તેમના સામાજિક દરજજાને વટાવી જતા હતા અને ઉપલા વર્ગની સ્પર્ધા કરતા હતા. દા.ત. કોલાબા અને રત્નાગિરિ જિલ્લાઓમાં સમગ્ર મહાર વસ્તીએ મરેલાં ઢોરનું માસ ખાવાનું છોડી દીધું છે. પરંતુ તેમની સામે આચરવામાં આવતો જુલમ અને સામાજિક દમન અવર્ણીય છે; તેમનો સંપૂર્ણ આર્થિક અને સામાજીક બહિષ્કાર કરવામાં આવ્યો છે. છેલ્લાં કેટલાંય વર્ષોથી તેઓ ખેડતા આવ્યા હતા તે જમીનો તેમની પાસેથી તેમના સવર્ણ હિંદુ જમીનદારોને લઈ લીધી છે. દલિતો તેમની ગંદી ટેવો ફરી ચાલુ કરે તેવી તેમને ફરજ પાડવા માટે તેમના પર સામાજીક અને આર્થિક એમ તમામ પ્રકારનું દબાણ લાવવામાં આવે છે. અધિકારીઓ જેઓ તમામ સવર્ણ હિંદુઓ છે તેઓ દલિતોને કશું રક્ષણ આપતા નથી અને દલિતોની સ્થિતિ ખરેખર દયાજનક થઈ ગઈ છે અને આ બધું એક જ કારણસર કે તેમણે તેમની ગંદી આદતો છોડી દીધી. સહકાર મેળવવાને બદલે મને જણાય છે કે ઉપલા વર્ગોના સભ્યો મારી સામે થયા છે અને તેઓ કહે છે કે, " દલિતોની આ તમામ ગંદી આદતો તેમની લઘુમતીનું ચિહ્ન છે અને તે રહેવું જોઈએ."

૨૫૦. એક દિવસ એક સાક્ષીને અમે એવું કહેતાં સાંભળ્યો કે સ્વચ્છ બોર્ડોમાં એક પણ દલિત સભ્ય નથી. આપે હમણાં ઉપલી જ્ઞાતિઓ અંગે જે કહ્યું એ જો સાચું હોય તો દલિતોની સ્વચ્છતા સુધારણાને સંબંધ છે તેટલા પૂરતું દલિત સભ્યો આ બોર્ડોમાં હોય તેનાથી કંઈ અર્થ સરે ખરો ?

ડૉ. આંબેડકર : મને લાગે છે કે દલિતોનું પ્રતિનિધિત્વ દરેક સ્થાનિક સત્તાતંત્રમાં હોવું જોઈએ.

૨૫૧. આપે અમને હમણાં જ કહ્યું કે આ ઈલાકાની કોર્ટોમાં દલિત સાક્ષીઓને પ્રવેશ નથી. હું એ મુદ્દો સ્પષ્ટ સમજવા માગું છું. શું આપ એ કહેવા માગો છો કે દલિત સભ્યોને કેટલીક કોર્ટોમાં પ્રવેશવા દેવામાં આવતા નથી ?

ડૉ. આંબેડકર : હા.

૨૫૨. અને હું સમજું છું કે એક કેસમાં માણસે જ કોર્ટમાં જવાની હિંમત કરી નહિ. શું એ સાચું છે ?

ડૉ. આંબેડકર : વાત એમ છે કે સવર્ણ લોકો દલિતને એ રીતે જુએ છે કે તેને જીવનમાં અમુક સ્થિતિમાં જ રહેવાનું છે. જો એ કોર્ટમાં પ્રવેશે તો તેણે તે મર્યાદાનો લોપ કર્યો કહેવાય અને જો તે એવી મર્યાદાનો લોપ કરે તો તેઓ તેની પજવણી શરૂ કરે. એ દલિત માનવી જો સામાજિક મર્યાદાનો લોપ કરે તો પાછળથી સવર્ણ લોકોને હાથે તેણે વેઠવાનું આવે. એ કેસમાં મારું આપેલું રક્ષણ તો માત્ર હંગામી રક્ષણ જ હતું અને તે સમજતો હતો કે કેસ પતી જશે કે પછી તરત જ એ રક્ષણ સમાપ્ત થઈ જશે.

૨૫૩. જો આપ ત્યાં ન હોત અને જો તે દલિતે કોર્ટમાં જવાનો પ્રયાસ કર્યો હોત તો તેની શી વલે થાત ?

ડૉ. આંબેડકર : મને લાગે છે કે મેં જ્યારે મુંબઈમાં મંદિરમાં જવાનો પ્રયાસ કર્યો ત્યારે મારી જે વલે થઈ હતી તેવી જ તેની થાત.

૨૫૪. તબીબી રાહતની વાત કરીએ. આપ કૃપા કરી અમને જણાવશો કે કયા પ્રકારની તબીબી રાહત દલિતોને મળે છે ?

ડૉ. આંબેડકર : તેઓને દવાખાનાંમાં જવાની છૂટ નથી, સિવાય કે તેમનો કેસ ખૂબ ખૂબ ગંભીર હોય; દા. ત.દલિતને પ્રવેશ આપવામાં ન આવે એના કારણે અધિકારીનું વર્તન ઉચ્ચ સત્તાધિકારીના ધ્યાન પર આવી જાય. સામાન્ય રીતે દવા બહારથી જ અપાય છે.

૨૫૫. અધ્યક્ષ : મને લાગે છે કે આપ સરકારી દવાખાનાંની વાત કરી રહ્યા છો ?

ડૉ. આંબેડકર : હા, સરકારી દવાખાનાં.

૨૫૬. અલબત્ત તેવાં દવાખાનાં તો તબીબી વહીવટના મંત્રીના ખાતામાં છે ?

ડૉ. આંબેડકર : હા.

૨૫૭. હું માનું છું કે મંત્રીના વિનિયમોમાં એવી જોગવાઈ છે કે આ દવાખાનાં જે જાય તેના માટે ખુલ્લાં છે ?

ડૉ. આંબેડકર : હા.

૨૫૮ પરંતુ આપ તો કહો છો કે હકીકતમાં આ દવાખાનાં તે પ્રમાણે કામ નથી કરતાં ?

ડૉ. આંબેડકર : ના.

ડૉ. સોલંકી : હિંદુ દાક્તર રૂઢિચુસ્ત હોવાથી દલિતોને તપાસવાનો હંમેશાં વિરોધ કરે છે. ગુજરાતમાં એવા પ્રસંગો બન્યા છે જયાં તબીબી રાહત અભાવે માણસો ખરેખર મરી ગયાં હોય. મને એવા પ્રસંગોની જાણ છે જયાં દાક્તરોએ એક માણસ ન્યુમોનિયોથી પીડાતો હતો ત્યારે તેને અડવાની પણ ખરેખર ના પાડી હતી. દાક્તર થર્મોમિટર મુસ્લિમને આપી દેતો જેને એ પણ ખબર ન હોતી કે થર્મોમિટર કેમ પકડવું અને તે મુસ્લિમ થર્મોમીટરને દર્દીને આપતો આ હકીકત છે અને એવું બન્યું હતું.

૨૫૯. મને લાગે છે કે મેં અગાઉ કહ્યું તેમ અને હું ફરીથી જણાવું છું તેમ મહત્ત્વનું તોએ છે કે સાચું ચિત્ર મેળવવું. આવી વાત પ્રસંગોપાત બની શકે. મારે એ જાણવું છે કે આપ જેનું વર્ણન કરો છો એ તદ્દન આ અપવાદરૂપ બાબત છે કે કેમ, અને એવી બાબત કોઈ અમુક દાક્તરના વિરોધને કારણે બની હતી કે કેમ અથવા આપ માનો છો તેમ એ બાબત દરરોજ બનતી હતી કે કેમ?

ડૉ. સોલંકી : રૂઢિચુસ્ત દાક્તરો એવું કરતા હોય છે.



5

૨૬૦.આ બાબતમાં મુશ્કેલી એ છે કે દાક્તર જે વિરોધ કર છે તે વિરોધ તેન
પોતાના ધાર્મિક ખ્યાલો પર આધારિત છે ?

ડૉ. સોલંકી : હા.

૨૬૧. રાવ બહાદુર રાજા : શું આ હકીકતોને સંબંધિત સત્તાધિકારીઓના ધ્યા
પર લાવવામાં આવી છે ખરી ?

ડૉ. આંબેડકર : હા.

૨૬૨. તેઓએ શી કાર્યવાહી કરી ?

ડૉ.આંબેડકર : મંત્રીએ એમને એવો જવાબ આપ્યો હતો કે આપણે સમજાવટ
કામ લીધું હોત તો વધુ સારૂ થાત; એ જ શબ્દનો ઉપયોગ કર્યો હતો.

અધ્યક્ષ : રાવ બહાદુર, આ અમારા માટે કરશો ? આનાં જુદાજુદા પાસાં સાંભળ
મળે છે અને મારે હકીકતો જાણવી છે. આ પ્રાંતમાં સામાન્ય જાહેર શાળાઓમાં દલિ
બાળકોની શી સ્થિતિ છે ? શું આપ સાક્ષીને મારા વતી એટલું પૂછશો ?

૨૬૩. રાવ બહાદુર રાજા : શું આપ અમને એ જણાવશો કે દલિતો તરફ શાળા
શિક્ષકોનું અથવા શિક્ષણ ખાતાનું અથવા શાળાના સંચાલકોનું વલણ કેવું હોય છે

ડૉ.આંબેડકર : ડૉ. પરાંજપે જ્યારે આ ઈલાકામાં શિક્ષણ મંત્રી હતા ત્યારે તેમ
એક પરિપત્ર બહાર પાડયો હતો કે દલિત બાળકોને તમામ શાળાઓમાં પ્રવેશ આપ
જોઈએ. પરંતુ અમારો અનુભવ એવો છે કે તે પરિપત્રનું પાલન તદ્દન કરવામાં આ
જ નથી. એ સાચું છે કે જાહેર શિક્ષણ નિયામકના અહેવાલમાં એમ જણાવવામાં આ
છે કે પરિપત્રનો અમલ કરવામાં આવ્યો છે ; પરંતુ હું તે મતથી જુદો પડવા મ
છું. એ, આજે છે તેવી હકીકતોનું સાચું વિધાન નથી. અહીં પૂનામાં એક બનાવ એ
બન્યો, થોડાક દિવસો પર, દેઉમાં જ્યાં દલિત બાળકોને પ્રવેશની ના પાડવામાં આ
આવી હતી અને તેઓએ પ્રવેશનો આગ્રહ રાખ્યો ત્યારે ગામે દલિતોનો સામાજિ
બહિષ્કાર જાહેર કર્યો.

૨૬૪ અધ્યક્ષ : આપની યાદીમાં તે અહેવાલ ઉલ્લેખ છે ?

ડૉ.આંબેડકર : હા, મેં કહ્યું તેમ તે હકીકતોનું સાચું બયાન નથી.હું એનાથી જુદો મત ધરાવું છું

૨૬૫. રાવ બહાદુર રાજા : મી. ગ્રીફીથે જે કહ્યું તેના પરથી હું સમજયો છું કે એના મત પ્રમાણે અમુક કારણો છે કે શા માટે દલિતોને પોલીસ ખાતામાં નથી લઈ શકાતા કારણકે પોલીસની ફરજોમા ઘરની ઝડતી, ધરપકડો વગેરેનો સમાવેશ થાય છે. એક દલીલ ખાતર માની લો કે તે સાચું છે. તો બીજી તાબાની અને પ્રાંતિક સેવાઓમાં દલિતોની ભરતી સામે શું આવો વિરોધ નહિ થાય ?

ડૉ. આંબેડકર : મને લાગે છે કે ઘણા બધા વિરોધો ઊભા થાય.

૨૬૬. શું આપ સ્થાનિક વિધાન પરિષદના સભ્ય છો ?

ડૉ. આંબેડકર : હા.

૨૬૭. આપની કોમ તરફ સ્થાનિક પરિષદના ઉચ્ચ સવર્ણ સભ્યોના વલણ અંગે આપનો અનુભવ કેવો છે ?

ડૉ. આંબેડકર : દલિતોને અનુકૂળ કહી શકાય એવું નહીં.

૨૬૮. આપના પ્રાંતમાં આપની કોમ પ્રત્યે સરકારનું વલણ કેવું છે ?

ડૉ.આંબડકર : અત્યંત અતડું.

૨૬૯. હું માનું છું કે આ ઈલાકામાં માનદ બેન્ચ મેજિસ્ટ્રેટોની કોર્ટો છે. આ બોર્ડોમાં કોઈ દલિત સભ્યો છે ખરા ?

ડૉ. આંબેડકર : કોઈ નથી, અને અમે મેજિસ્ટ્રેટોની બેન્ચ પર અમારા લોકો હોય તેવા પ્રયાસ કરીએ છીએ પણ તેની કોઈ અસર થઈ નથી. કદાચ સંમેલનને એ જાણવામાં રસ પડશે જયારે હું એક પત્ર વાંચીશ. આ પત્ર આ બાબતમાં ખાનદેશ જિલ્લાના કલેકટરે દલિત સભ્યને લખ્યો હતો, જયારે એ સભ્યે બેન્ચ પર નિમણૂક માટે અરજી કરી હતી ત્યારે. આ પત્રમાં તેમને શા માટે એ સ્થાને નીમવા નહિ તેનાં કારણો પણ જણાવાયાં છે. આ રહ્યાં એ પત્ર :

દલિતોની અપેક્ષાઓ માટે કલેકટરને તમામ સહાનુભૂતિ છે, અને શ્રી. મેઢેએ જાહેર પ્રવૃત્તિઓનાં જુદાં જુદાં ક્ષેત્રોમાં કરેલી સારી કામગીરીને માન્ય કરીને કદર કરતાં

એમને આનંદ થાય છે; પરંતુ તેમના અભિપ્રાય મુજબ હજી એ સમય નથી આવ્યો કે દલિત સભ્યને મેજિસ્ટ્રેટોની બેન્ચ પર બેઠક આપી શકાય. અને આ ઈલાકામાં દલિતોની અપેક્ષાને અનુકૂળ એવી કંઈક જાહેરાત સરકાર કરે નહિ ત્યાં સુધી, આવી નિમણૂક માટે ભલામણ કરવાની તેમની અશક્તિ તેઓ દિલગીરીપૂર્વક વ્યક્ત કરે છે."

આ પત્રની તા. ૨૫મી સપ્ટેમ્બર, ૧૯૨૮ છે.

૨૭૦. મને ખાતરી છે કે આપ મારી સાથે સંમત થશો કે આ સંસ્થાઓમાંની નિમણૂકોને કોમોની પ્રગતિ સાથે કશી લેવાદેવા નથી ?

ડૉ. આંબેડકર : કશી જ નહિ.

૨૭૧. એકમાત્ર વિચારણા એ હોવી જોઈએ કે વ્યક્તિગત ઉમેદવાર તેની ફરજો જવાબદારીના ભાન સાથે બજાવી શકશે કે કેમ ?

ડૉ. આંબેડકર : હા.

૨૭૨. લોર્ડ બર્નહામ : હું આપને એમ કહેતાં સમજ્યો છું કે દલિતોનાં હિતોનું રક્ષણ કરવાની તમામ પદ્ધતિઓમાં આપે સાર્વત્રિક મતાધિકાર પસંદ કર્યો ?

ડૉ. આંબેડકર : હું તો એમ કહીશ કે વિધાન પરિષદમાં પૂરતું પ્રતિનિધિત્વ.

૨૭૩. હું સમજું છું કે આપે એમ કહ્યું કે આપ સાર્વત્રિક મતાધિકારની તરફેણમાં છો ?

ડૉ.આંબેડકર : હા.

૨૭૪. જો આપને એ ના મળે તો શું આપ અલગ મતદારમંડળોની માગણી કરો ? ધારો કે તમને એ બે માંથી કશું ન મળે, તો પણ શું આપ નિયુક્તિના સિધ્ધાંતની તરફેણ કરો ખરા ?

ડૉ. આંબેડકર ના. અમારો પ્રતિનિધિ ચૂંટાય એનો હું આગ્રહ રાખીશ.

૨૭૫. જો આ સૂચિત શરતો પર ચૂંટણી મેળવી ન શકો તો શું આપ પુખ્ત મતાધિકાર પસંદ કરશો ?

ડૉ.આંબેડકર : હા.

૨૭૬. અધ્યક્ષ : દલિતોનું પ્રતિનિધિત્વ ચૂંટણીની પદ્ધતિ દ્વારા મેળવવા માટેની આપની પ્રબળ પસંદગી અંગે આપ બોલ્યા છો . ધારો કે એ પદ્ધતિ ચૂંટણીની પદ્ધતિ હોય, તો શું આપને ખાતરી છે કે દલિતોના શ્રેષ્ઠ પ્રવકતા તરીકે આપ ખરેખર ચૂંટાઈ શકશો ?

ડૉ. આંબેડકર : હું એવું માનું છું.

૨૭૭. આપને એની ચિંતા નથી કે દલિતોનાં હિતોની વિરૂધ્ધ જે પરિબળો હતાં તે કાર્યરત થઈ જશે ?

ડૉ. આંબેડકર : હું એ કબૂલ કરું છું અને તેથી જ હું પુખ્ત મતાધિકાર માગું છું.

૨૭૮. શું આપ માનો છો કે પુખ્ત મતાધિકારના કારણે એ પરિબળો અટકી જશે ?

ડૉ.આંબેડકર : તે સમતોલ થઈ જશે.

૨૭૯. માની લો કે દલિત સભ્ય પાસે જરૂરી લાયકાત છે, તો શું તે સામાન્ય મતવિસ્તારમાં મત આપશે ?

ડૉ. આંબેડકર: તે આપશે.

૨૮૦. આપની વાત કરીએ તો શું આપની પાસે કોઈ સામાન્ય મત વિસ્તારમાં મત આપવાની લાયકાત હશે ?

ડૉ. આંબેડકર : હા, યુનિવર્સિટી મતવિસ્તાર માટે હું મારા મિત્રની જેમ મત આપું છું.

૨૮૧. કરવેરા ચૂકવવા અંગેની સ્થિતિ કેવી છે ? એવું સૂચન કરાયું હતું કે દલિતો કરવેરા નથી ચૂકવતા. અલબત્ત, એમાંથી એવું ફલિત થાય છે કે જકાત વેરો અને બીજા આડકતરા વેરા જેના કારણે ચીજવસ્તુઓના ભાવ વધે છે તે બાબતમાં હું માનું છું કે દલિતોએ પણ બીજા સામાન્ય માનવીની જેમ જ વધેલા ભાવ ચૂકવવા પડશે ?

ડૉ. આંબેડકર : હા, દલિતો પાસે પણ, ખાસકરીને મહાર કોમની પાસે, સામાન્ય સત્તાપ્રકારની અથવા વતન સત્તાપ્રકારની કેટલીક જમીન હોય છે અને તેઓ જુડી એટલે આકર બીજા કોઈની જેમ જ ચૂકવે છે.

૨૮૨. હું માનું છું કે ઘણા મહારો ખાનગી સેવામાં વેઈટરોની નોકરી કરે છે ?

ડૉ. આંબેડકર ; હા, ઘણા થોડા. પરંતુ મુખ્યત્વે તેઓ શહેરમાં ઉદ્યોગોમાં કામ કરે છે.

૨૮૩. દા.ત. યુરોપિયન ખાનગી ગૃહ કે કલબમાં મહારોને નોકરીએ રાખવામાં આવે છે ?

ડૉ. આંબેડકર : હા.

૨૮૪. શું એ લોકો સામાન્ય મતવિસ્તારમાં મત આપવાની લાયકાત ધરાવે છે કે નહિ ?

ડૉ. આંબેડકર : એનો આધાર મતાધિકારની ગતિ ઉપર રહેશે.

૨૮૫. એક નિયમ તરીકે વેંઈટરોની કોઈ લાયકાત નહિ હોય ?

ડૉ.આંબેડકર : હા, હાલના સંજોગો હેઠળ.

૨૮૬. સરદાર મજમુદાર ; આપ જાણો છો કે દલિતોમાંથી થયેલા સંતોને તમામ વર્ગો માનથી જુએ છે અને ઉચ્ચ વર્ગની વ્યક્તિઓ, આ વર્ગમાંથી આવતા સંતોને સમક્ષ નમન કરે છે

ડૉ. આંબેડકર : મને ખબર છે ત્યાં સુધી એવો એક જ કેસ છે.

૨૮૭. પરંતુ તેઓ એમ કરે છે ખરા ?

ડૉ.આંબેડકર : હા, જે પ્રમાણે તેઓ મુસ્લિમ પીરને કરે છે.

૨૮૮. આપ જાણો છો કો અસ્પૃશ્યતાનું પાલન વારકરી પંથમાં એટલે કે પંઢરપુર ખાતેના ભગવાન વિઠોબાના ભક્તોમાં કરવામાં નથી આવતું ?

ડૉ. આંબોડકર : એ તદ્દન ખોટી વાત છે.

૨૮૯. આપ સંમત છો કે દલિતો સાથેના વ્યવહારમાં છેલ્લાં ૨૫ વર્ષ દરમિયાન ઘણું પરિવર્તન થયું છે ? શિક્ષિત ઉચ્ચ વર્ગો અસ્પૃશ્યતાના આ અનિષ્ટને દૂર કરવાનો પ્રયાસ કરી રહ્યા છે ? અને દલિતોની સ્થિતિમાં ક્રમશઃ પરિવર્તન આવી રહ્યું છે ? અને સામાન્ય શિક્ષિત જનતાના દલિતો તરફના વ્યવહારમાં પણ ધીરે ધીરે ફેરફાર થઈ રહ્યો છે ?

ડૉ. આંબેડકર : હા, એવું છે ખરું, જોકે સહાનુભૂતિ માત્ર શબ્દોમાં જ છે અને તે વ્યવહારમાં ભાગયે જ જોવા મળે છે.

૨૯૦. આપ જાણો છો કે લગભગ તમામ ગામોમાં ફક્ત દલિતોના પોતાના જ ઉપયોગ માટે કૂવાની જોગવાઈ કરવામાં આવી છે ?

ડૉ.આંબેડકર : ના.

૨૯૧. એવા કૂવા નથી શું ?

ડૉ.આંબેડકર : દરેક ગામમાં નથી.

૨૯૨. દલિતો કોણ છે ? શું આપ જ્ઞાતિઓનાં નામ આપશો ?

ડૉ.આંબેડકર : વસ્તી ગણતરીમાં એ આપ્યાં છે.

૨૯૩. માંગ અને મહાર જ્ઞાતિઓ વચ્ચે આંતર લગ્નો થાય છે ખરાં ?

ડૉ.આંબેડકર : ના, સવર્ણ હિંદુઓએ એ ઝેર બાકીના વર્ગોમાં ફેલાવ્યું છે.

૨૯૪. શું તેઓ એક સાથે જમે છે ખરા ?

ડૉ. આંબેડકર : હા, હમણાં હમણાંથી. એક થવાની પ્રવૃત્તિ ચાલી રહી છે અને હવે માંગ અને મહાર વચ્ચે આંતર-લગ્નનો કિસ્સો થયો છે.

૨૯૫. મારા મતવિસ્તારોમાં દલિતો હોય તેવા બે ઈનામદારો નથી ?

ડૉ. આંબેડકર : મને ખબર નથી.

● ● ●

# ૧. સામાન્ય

૧. હું 'દલિતો' એ શબ્દોને માત્ર અસ્પૃશ્યો પૂરતો મર્યાદિત રાખવા સંમત થયો છું. હકીકતમાં, હું અસ્પૃશ્યોમાંથી એ તમામ લોકોને બાકાત રાખલા માગું છું જેઓમાં અસ્પૃશ્યતાની પ્રથામાં અંતર્ગત છે તેવા સામાજિક ભેદભાવના કારણે જેઓને સહન કરવું પડે છે તેવા લોકોમાં જે પ્રકારની સભાનતા છે તેવી જ સભાનતા હોઈ શકે નહિ તેવા લોકોને અને તેથી જેઓ પોતાના હેતુઓ પાર પાડવા માટે અસ્પૃશ્યોનું શોષણ કરવાનો સંભવ હોય તેવા લોકોને અસ્પૃશ્ય વર્ગોની ખાતરી કરવા માટે સમિતિના અહેવાલમાં ઉલ્લેખેલી કસોટીઓ ૭ અને ૮ નો ઉપયોગ કરવા અંગે પણ મેં કશો વાંધો ઉઠાવ્યો નથી. પરંતુ મેં જોયું છે તે પ્રમાણે જુદા જુદા લોકો એ કસોટીઓ જુદી જુદી રીતે લાગુ પાડતા હોય છે અથવા તેમનો જુદો જુદો અર્થ તારવતા હોય છે તેથી મને લાગે છે કે આ બાબતમાં મારો દ્રષ્ટિકોણ સમજાવવો જરૂરી છે.

૨. સૌ પ્રથમ અમુક લોકો માને છે કે જે કંઈ કસોટીઓ લાગુ પાડો પણ અસ્પૃશ્યોને સુનુશ્ચિત કરવા માટેની કસોટીઓ આખા ભારતમાં એક સરખી લાગુ પાડવી જોઈએ. આ સંબંધમાં હું એ જણાવવા માગું છું કે આવા પ્રકારની બાબતમાં આખા ભારતમાં એકજ પ્રકારની કસોટી કે કસોટીઓ લાગુ પાડવાનું ભાગ્યેજ ઉચિત ગણાશે. ભારતએ કંઈ એક જ સંવાદી દેશ નથી. એ એક ખંડ છે.

એના જુદા જુદા પ્રાંતોમાં વૈવિધ્યપૂર્ણ સ્થિતિઓ છે અને જાતિ કે ભાષાનું સમાન બંધન નથી. સંદેશાવ્યવહારના અભાવે દરેક પ્રાંતે સામાજિક જીવનનાં તેનાં પોતાના આગવાં ધોરણો અને અનોખી રીતભાતો તથા પદ્ધતિઓ વિકસાવી છે. આવા સંજોગોમાં અસ્પૃશ્યતાની મોટાભાગની કસોટીઓ એકરૂપ આખા ભારતભરમાં શી રીતે હોઈ શકે ? દા.ત.,મંદિર પ્રવેશનો નિષેધ ભારતમાં સર્વત્ર છે. કૂવાના પાણીની અને સ્પર્શ દ્વારા પ્રદૂષણની કસોટી પણ દરેક પ્રાંતમાં લાગુ પડે છે. પરંતુ અસ્પૃશ્યતા જે સામાજિક વર્ણનૂકની બાબત છે અને દરેક પ્રાંતમાં સંજોગો પ્રમાણે રહે છે. તેની એકસરખી

પધ્ધતિનો આગ્રહ રાખવો એ તો સમસ્યાને ક્ષુલ્લક બનાવવા બરાબર ગણાય. કાનૂની કમિશનને પણ આવી દલીલની ખબર હતી અને કાળજી ભરી વિચારણા કર્યા પછી અસ્પૃશ્યતાની કસોટીઓ લાગુ પાડવામાં વૈવિધ્યનો સિધ્ધાંત ઓળખી લઈને તેને દૂર કરી હતી. અસ્પૃશ્યતાની કસોટીઓમાં ફરક છે તેથી અસ્પૃશ્યોની સ્થિતિમાં ફરક છે. એમ માનવું એ મૂળભૂત ભૂલ છે. માનસિક વલણનું સાચું પૃથક્કરણ કરીએ તો જણાશે કે સ્પર્શ દ્વારા પ્રદૂષણની કસોટી હોય કે સામાન્ય કૂવાના ઉપયોગની કસોટી હોય તો પણ બંને પાછળનો આશય તો એક જ હોય છે. શા માટે હિંદુ અસ્પૃશ્યને ન અડકે ? શા માટે હિંદુ અસ્પૃશ્યને મંદિરમાં પ્રવેશવા ન દે કે ગામકૂવો વાપરવા ન દે ? શા માટે હિંદુ અસ્પૃશ્યને ધર્મશાળામાં દાખલ ન કરે ? આ તમામ પ્રશ્નોનો જવાબ તો એક સરખો જ છે. એ જ કે અસ્પૃશ્ય અસ્વચ્છ વ્યક્તિ છે અને સામાજિક વ્યવહાર માટે યોગ્ય નથી. શા માટે બ્રાહ્મણ અસ્પૃશ્ય દ્વારા કરાતી ધાર્મિક વિધિઓ ન કરે ? શા માટે હજામ અસ્પૃશ્યના વાળ ન કાપે ? આ પ્રસંગોમાં પણ જવાબ તો એ જ છે શું તેમ કરવું તેની પ્રતિષ્ઠાને નીચી લાવે છે ? જો આપણો ઉદ્દેશ સામાજિક દ્રેષને સહન કરતાં લોકોને નક્કી કરવાનો હોય તો પછી આપણે કઈ કસોટી લાગું પાડીએ છીએ એનું બહુ મહત્ત્વ રહેતું નથી. કારણ કે મેં જણાવેલા દરેક પ્રસંગમાં સ્પૃશ્યો અસ્પૃશ્યો તરફ કેવું સામાજિક વલણ રાખે છે તે જ બતાવે છે.

૩. અસ્પૃશ્ય વર્ગો નક્કી કરવા માટે સ્પર્શ દ્વારા અભડાય જવાય એ કસોટી લાગુ પાડવામાં એના શાબ્દિક અર્થ કરતાં વૈચારિક અર્થ જેવો જોઈએ. શાબ્દિક અર્થમાં, અસ્પૃશ્યો એવી વ્યક્તિઓ છે જેના સ્પર્શથી અભડાય જવાય અને તેમને દૂર રાખવો જોઈએ અથવા જો દૂર ન રખાય તો શુધ્ધિકરણથી તેવા પ્રદૂષણને ધોઈ નાંખી શકાય. વૈચારિક અર્થમાં, અસ્પૃશ્ય એવી વ્યક્તિ છે જે એવા વર્ગની છે જેનાથી સ્પર્શ દ્વારા વટલાય જવાય છે અને આવી વ્યક્તિનો સ્પર્શ સ્થાનિક સંજોગોના કારણે ટાળી ન શકાય અથવા વિધિપૂર્વક શુધ્ધિકરણ જરૂરી ન બને. કોઈ પણ વ્યક્તિને જુદા જુદા સંજોગો પ્રમાણે શાબ્દિક અર્થમાં અસ્પૃશ્ય ગણી શકાય નહીં. તેમ છતાં, આવા ફરજિયાત સંજોગોમાં તેને અસ્પૃશ્ય વર્ગની હોવાને કારણે અસ્પૃશ્ય વ્યક્તિ ગણવાનું ચાલુ જ રહે છે. જમશેદપુર જેવા સ્થળે જયાં કામ આધુનિક પરિસ્થિતિઓ હેઠળ કરાય છે અને તમામ જ્ઞાતિઓ અને જાતિઓના માણસો મિલમાં સાથે સાથે જ કામ કરે છે ત્યાં પોતાના પડોશીઓની જ્ઞાતિ અંગે કશો ભેદભાવ રાખતા નથી. પરંતુ, રોજબરોજની

જીંદગીની હકીકતોના કારણે સો વર્ષ પહેલાંના વ્યવહારુ નિયમોનું પાલન કરવાનું અશકય બની જાય છે. તેથી એમ નથી માનવાનું કે શુધ્ધ અને અશુધ્ધ, સ્પૃશ્ય અને અસ્પૃશ્ય એવા ભેદભાવોનું પાલન નથી કરાતું. ઉચ્ચ જ્ઞાતિનો હિંદુ  અસ્પૃશ્ય" ને એક જ બેઠક પર બેસવા નહિ દે, એક જ હુકકો પીવા નહિ દે, અથવા તેના શરીરને અડવા નહિ દે, તેની બેઠક, તેનો ખોરાક કે તેનું પાણી અલગ જ રાખશે. જો જીવનની હકીકતોનું આ સાચું બયાન હોય તો પછી અસ્પૃશ્યતાનું પાલન શાબ્દિક અર્થમાં થતું હોય કે વૈચારિક અર્થમાં થતું હોય તે એ બે વચ્ચે ફરક શો રહે છે ? ઊલટું પરિસ્થિતિ તો એવી છે કે અસ્પૃશ્યતાનું પાલન શાબ્દિક અર્થમાં થતું ન હોય તો પણ વૈચારિક અર્થમાં તો થતું જ હોય છે. તેથી જ હું કહું છું કે અસ્પૃશ્યતાની કસોટીને વૈચારિક અર્થમાં લાગુ પાડવી જોઈએ.

૪. એવો વિચાર વહેતો મૂકવામાં આવે છે કે અસ્પૃશ્યતા ઝડપથી અલોપ થતી જાય છે. આની સામે હું ચેતવણીનો સૂર ઉચ્ચારું છું અને પ્રચાર કરતાં  હકીકતો દર્શાવવા માગું છું. મારા અભિપ્રાય પ્રમાણે એક મહત્ત્વની વાત ધ્યાનમાં રાખવાની એ છે કે બ્રાહ્મણો અને અબ્રાહ્મણો, સ્પૃશ્ય અને અસ્પૃશ્યો પ્રસંગોપાત્ત સંમિલિત થાય છે તે પ્રસંગો એવું દર્શાવે છે કે જ્ઞાતિપ્રથા અને અશ્પૃશ્યતાની પ્રથા એ ખરેખર તો હિંદુ સમાજનું જડબેસલાક ચોકઠું છે. આવું વિભાજન સરળતાથી દૂર થઈ શકે નહિં કારણ કે એ તાર્કિક, આર્થિક કે જાતિના આધારો પર આધારિત નથી. બીજી બાજુ અસ્પૃશ્યતા ભવિષ્યમાં પણ રહેશે એનું કારણ એક જ છે કે તેનો આધાર ધાર્મિક માન્યતા પર રહેલો છે. અસ્પૃશ્યતાની પ્રથાને તોડવામાં આટલી મુશ્કેલી છે એનું કારણ એ છે કે તેની પાછળ ધાર્મિક મંજૂરીનું પીઠબળ છે. સામાન્ય હિંદુ  તે પોતાના ધર્મનો ભાગ ગણે છે અને અશ્પૃશ્યો તરફના તેના ક્રૂર વર્તન અને અમાનવીય વ્યવહારની પાછળ તેનો ઈરાદાપૂર્વકનો ઉદ્દેશ નથી હોતો પણ વધુ તો તે પોતાના ધર્મનું પાલન કરે છે તેવો ખ્યાલ હોય છે. ધર્મ પર આધાર રાખીને સામાન્ય હિંદુ અસ્પૃશ્યતાના નિયમો માત્ર ત્યારે જ હળવા બનાવે છે જયારે તે તેનું પાલન નથી કરી શકતો. તે તેનો ત્યાગ નથી કરતો, કારણ કે અસ્પૃશ્યતાનો ત્યાગ તેને માટે, તે સમજે છે તે પ્રમાણેના હિંદુ ધર્મના પાયાના સિધ્ધાંતોનો ભાગ છે. ધર્મપર આધારિત છે ત્યાં સુધી અસ્પૃશ્યતા, ધાર્મિક ખ્યાલોની સાથે જ જડાયેલી રહેશે. ભારતીય ઈતિહાસમાં ઘણા મહાત્માઓએ ભારત ભૂમિમાંથી અસ્પૃશ્યતાને જડમૂળથી ઉખેડી ફેંકી દેવાના પ્રયાસો કર્યા છે. બુધ્ધે, રામાનુજે

અને આધુનિક સમયના વૈષ્ણવ સંતોએ એવા પ્રયાસો કર્યા છે. આવા બધા હુમલા સામે ટકી રહેલી અસ્પૃશ્યતા નષ્ટ થઈ જશે. એમ માનવું જોખમભર્યું ગણાશે. હિંદુ, અસ્પૃશ્યતાના પાલનને ધાર્મિક ગુણવત્તાનું કાર્ય ગણે છે અને તેનું પાલન નહિ કરવાને પાપ તરીકે ગણે છે. મારા મતે, જ્યાં સુધી આવો ખ્યાલ પ્રવર્તમાન છે ત્યાં સુધી અસ્પૃશ્યતા પણ પ્રવર્તમાન રહેશે.

અસ્પૃશ્યતાની પ્રથાના અર્થઘટનો અને લક્ષ્યાંકોના સામાન્ય પ્રશ્નો અંગેનાં મારાં મંતવ્યો સમજાવ્યા પછી, જ્યાં અભિપ્રાયની સર્વાનુમતિ નથી તેવા ત્રણ પ્રાંતોમાં દલિતોની વસ્તીના પ્રશ્ન અંગે હું કંઈક ટીકાટિપ્પણી કરવા આગળ વધું છું.

## ૨. સંયુક્ત પ્રાંતોમાં દલિતો

૫. સંયુક્ત પ્રાંતોમાં દલિતોની વસ્તી અંગે પાંચ જુદા જુદા અંદાજો સમિતિને આપવામાં આવ્યા છે :

(૧) સંયુક્ત પ્રાંત પ્રાંતિક મતાધિકાર સમિતિનો અંદાજ;

(૨) મી.બ્લન્ટે તેમની નોંધમાં આપેલો અંદાજ;

(૩) વસ્તીગણતરી કમિશનરે આપેલો અંદાજ;

(૪) સંયુક્ત પ્રાંતોની સરકારે આપેલા બે અંદાજો.

આ અંદાજો અંગે હું નીચેના તારણો આપું છું :

૬. હું સંમત થાઉ છું કે મી. બ્લન્ટની નોંધ એક ભારે મોટા પ્રમાણની નોંધ છે. ૧૯૧૧માં સંયુક્ત પ્રાંતોના વસ્તીગણતરી સુપરિન્ટેન્ડન્ટ તરીકે તે હતા ત્યારે તેમને પ્રાપ્ત હકીકતો પર તે આધારિત છે. મી.બ્લન્ટે એમના પહેલા મુસદ્દામાં તૈયાર કરેલી સંયુક્ત પ્રાંતોની અસ્પૃશ્ય જ્ઞાતિઓની યાદીઓની સચ્ચાઈ તપાસવા માટે સંયુક્ત પ્રાંત સરકારે નીમેલી બિનસરકારી હિંદુ વ્યક્તિઓની અનૌપચારિક સમિતિના અભિપ્રાયનું વધારાનું વજન પણ તેમાં છે. તેમ છતાં, હું મી.બ્લન્ટથી નીચેના વિગતોમાં જુદો પડું છું .

(૧) એક એ કે મી.બ્લન્ટે નીચેની ત્રણ એકવડી કોમોને બે વિભાગો - એક સ્પૃશ્ય અને બીજો અસ્પૃશ્ય - એ રીતે વિભાજિત કરે છે :

| | સ્પૃશ્ય | અસ્પૃશ્ય |
|---|---|---|
| (૧) ભોકસા જૂથ | ૩૦,૦૦૦ | ૧૯,૦૨૮ |
| (૨) કોરી જૂથ | ૧૫૪,૮૬૩ | ૩૩૫,૮૩૯ |
| (૩) ચમાર જૂથ | ૨,૦૦,૦૦૦ | ૪,૧૮૩,૩૩૦ |

(૨) મતભેદનો બીજો મુદ્દો એ છે કે તે અરખ જૂથને જેની વસ્તી ૧,૧૦,૦૩૨ છે તેને સ્પૃશ્ય તરીકે ગણે છે જ્યારે હકીકતમાં એ જૂથ પાસી કોમનો એક ભાગ છે જ બેશક અસ્પૃશ્ય કોમ છે.

મારી દલીલ એ છે કે મી.બ્લન્ટે અપનાવેલી કાર્યપદ્ધતિ હકીકતોને અનુરૂપ નથી અને હિંદુ સામાજિક જીવનના મૂળભૂત સિદ્ધાંત દ્વારા અધિકૃત નથી. કોરી જૂથ એ ચમાર જૂથનો જ ભાગ છે અને તેથી સંપૂર્ણ રીતે અસ્પૃશ્ય જૂથ છે, એ વાતને મી. બ્લન્ટનાં પોતાનાં મંતવ્યો દ્વારા સમર્થન મળે છે, જે મંતવ્યો એમણે સુપરિન્ટેન્ડન્ટ તરીકે ૧૯૧૧ની સંયુક્ત પ્રાંતોની વસ્તી ગણતરીના અહેવાલમાં જણાવ્યા છે. એ અહેવાલમાં એમણે કોરી અને ચમારના સંબંધની ચર્ચા કરી છે તેના પર હું આધાર રાખું છું.

અરખ જૂથ અંગે મી.બ્લન્ટે પોતે પોતાની નોંધમાં કબૂલ કર્યું છે કે "એકંદરે આ જ્ઞાતિઓ મહત્ત્વની પાસી જનજાતિના ફાંટા હોવાનું જણાય છે", જેને તેમણે અસ્પૃશ્ય ગણી છે. ચમાર જૂથની વાત કરતાં ૨૦ લાખ ચમારોને અસ્પૃશ્યોના પ્રકારમાંથી બાકાત કરવા માટેના મી.બ્લન્ટના કારણો તેમની નોંધના પૃ.૧૭ પર તેમણે આપ્યાં છે. મારા અભિપ્રાય મુજબ, જેમણે સ્વચ્છ વ્યવસાયો અપનાવ્યા હોય અને જેઓ સમૃદ્ધ થયા હોય તેઓને મી. બ્લન્ટે કર્યું છે તેમ અસ્પૃશ્યોની કક્ષામાંથી બાકત રાખવા એ એક સંપૂર્ણ રીતે ભૂલભરેલો મત છે. અસ્પૃશ્યતાની પ્રથાની અને જ્ઞાતિ પ્રથાની પણ એક લાક્ષણિકતા એ છે કે વ્યક્તિનો સામાજિક - દરજ્જો, તે વ્યક્તિ જે કોમની હોય તે કોમની સાથે ઊંચો-નીચો થતો હોય છે. એકવાર જે અસ્પૃશ્ય તે હંમેશને માટે અસ્પૃશ્ય એવો હિંદું સામાજિક જીવનનો નિયમ બની ગયો છે. એ એનું ધાર્મિક લક્ષણ છે. વર્ગપ્રથાથી એ અલગ પડે છે કારણ કે એમાં વ્યક્તિનો સામાજિક દરજ્જો, તેની કોમના સામાજિક દરજ્જા સાથે નહિં પરંતુ તેની પહેલાની અંગત ગુણવત્તા અને દોષોની સાથે ઊંચો-નીચો થતો હોય છે. હિંદુ સામાજિક જીવનનો આ મૂળભૂત અને પાયાનો સિદ્ધાંત

લક્ષમાં રાખીને, અસ્પૃશ્ય જ્ઞાતિના કેટલાક સભ્યો અસ્પૃશ્ય છે તેવું મી. બ્લન્ટે કરેલું વિભાજન છોડી દેવું જોઈએ. અલબત્ત, એ શબ્દોની વિસંગતિ છે અને હકીકતોને અનુરૂપ નથી. એ સાચું નથી કે મી.બ્લન્ટે જણાવેલા ચમારજ્ઞાતિના સમૂહોને સ્પૃશ્ય તરીકે ગણવામાં આવે છે અથવા મંદિરમાં પ્રવેશવા દેવામાં આવે છે અથવા જાહેર કૂવામાંથી પાણી ભરવા દેવામાં આવે છે. ઊલટું, મી.બ્લન્ટના પોતાના વિધાન અનુસાર, તેઓએ તેમના માટે નવાં નામો શોધી કાઢ્યા છે જેથી કરીને તેમને અસ્પૃશ્યો તરીકે ગણવામાં ન આવે.

જો મારી દલીલો સ્વીકારાય અને મી.બ્લન્ટે જેઓને સ્પૃશ્ય ગણી છે તેવી અસ્પૃશ્ય કોમોની વસ્તીને જો કુલ અસ્પૃશ્યોની વસ્તીમાં ઉમેરવામાં આવે તો સંયુક્ત પ્રાંતોમાં અસ્પૃશ્યોનો મી.બ્લન્ટનો આંકડો ૧,૧૪,૩૬,૨૧૪ જેટલો થાય.

૭. દલિતોની વસ્તીનો વસ્તી ગણતરી કમિશનરનો અંદાજ ૧૨ કરોડ ૬ લાખનો છે અને જો કડક ગણતરી કરાય અને 'યાદી-એ' જેમાં અસ્પૃશ્યોનો સમાવેશ થાય છે તેને જ સ્વીકારાય તો એ રીતે દલિતોની વસ્તી ૧૧ કરોડ જેટલી થવા જશે - અને આ આંકડો મી.બ્લન્ટના આંકડા સાથે ખૂબ મળતો આવે છે.

૮. સંયુક્ત પ્રાંત સરકારે બે અંદાજો આપ્યા છે. તેના પહેલા અહેવાલમાં તેણે એ આંકડો ૬૭,૭૩,૮૧૪ આપ્યો હતો. તેના આખરી અહેવાલમાં તે પ્રાંતિક સમિતિ સાથે સંમત થઈ કે જે સ્પર્શ દ્વારા અભડાય જવાયની વ્યાખ્યામાં આવતી હતી તે જ્ઞાતિઓની વસ્તી માત્ર ૪૫,૯૦૦ હતી. તેના પહેલા અહેવાલમાં આપેલા ૬૭,૮૩,૮૧૪ના અંદાજ અંગે એ દર્શાવવું જરૂરી છે કે આ અંદાજ એ સંયક્ત પ્રાંતોમાંના અસ્પૃશ્યોની વસ્તીનો અંદાજ નથી. એ મુદ્દાને લાગેવળગે છે તેટલા પૂરતું સંયુક્ત પ્રાંત સરકાર મી.બ્લન્ટે તેમની નોંધમાં આપેલા આંકડા ગર્ભિત રીતે સ્વીકારતી હોવાનું જણાય છે. સંયુક્ત પ્રાંત સરકારે આપેલો ૬૭,૭૩,૮૧૪નો અંદાજ એ એવા લોકોનો અંદાજ છે કે જેઓને, તેના અભિપ્રાય મુજબ, રાજકીય રક્ષણ માટે માન્ય કરવા જરૂરી હોય આ કાર્યપદ્ધતિના ગુણદોષોની મેં નીચે ચર્ચા કરી છે. અહીં મારે જે કંઈ કહેવું છે તે એ જ છે કે હું ફરીથી જણાવું છું કે સંયુક્ત પ્રાંત સરકારનો આ અંદાજ અસ્પૃશ્યોની કુલ વસ્તીનો અંદાજ નથી. સંયુક્ત પ્રાંત સરકારે તેના આખરી અહેવાલમાં આપેલા અંદાજ વિશે મારે માત્ર એટલી જ ટીકા કરવાની છે કે તેણે સાયમન કમિશનને જે અંદાજ

આપ્યો હતો તે અંદાજ તેની સાથોસાથ મૂકવો જોઈએ. કાનૂની કમિશનને આપેલી તેમની યાદીના છેડે ઉમેરણ તરીકે છાપેલી દલિતોની સ્થિતિ અંગેની તેમની નોંધમાં તેમણે કહ્યું હતું કે પ્રાંતની કુલ હિંદુ ˝ વસ્તીના લગભગ એકતૃતીયાંશ એટલે કે લગભગ ૧૩ કરોડ લોકોને રૂઢિચુસ્ત હિંદુઓ દ્વારા અસ્પૃશ્યો ગણવામાં આવે છે. અસ્પૃશ્ય જ્ઞાતિઓ સાથે જોડાયેલી સામાજિક અશુદ્ધિનો અર્થ કેવળ એ જ થાય છે કે ઉચ્ચ જ્ઞાતિનો માનવી અસ્પૃશ્ય પાસેથી ખોરાક કે પાણી નહિ લે, અને આવી કોઈ વ્યક્તિને જો તે માનવી અડકે અથવા તેના ગાઢ સંપર્કમાં આવે, તો તે માનવીએ જમતાં પહેલા અથવા ઉચ્ચ જ્ઞાતિઓની વ્યક્તિઓ સાથે મળી જતાં પહેલાં પણ પોતાનું શરીર ધોઈ નાખવું જોઈશે. આના પરથી એ સ્પષ્ટ થાય છે કે ૧૬ મી મે, ૧૯૮૨ના રોજ જયારે યાદી આપવામાં આવી ત્યારે, સ્પર્શ દ્વારા પ્રદૂષણ કરતી હોવાના અર્થમાં અસ્પૃશ્યાતાના આધારે હતી તેવી વ્યક્તિઓની વસ્તી ૧૩ કરોડની હતી. એ દેખીતું છે કે આપણી સમિતિના અધ્યક્ષે આપેલી વ્યાખ્યા, સંયુક્ત પ્રાંતોમાં પ્રવર્તતી વ્યાખ્યાથી ભિન્ન નથી અને ૧૩ કરોડની કુલ વસ્તી ગણવામાં ૧૯૨૮માં સરકારે તેનું અનુસરણ કર્યું છે. તેથી, આ બંને અંદાજો વચ્ચેનો વ્યાપક તફાવત સમજાવવાનું સંયુક્ત પ્રાંત સરકાર પર છોડી દેવું જોઈએ. તેમ છતાં, મારે એવી ટકોર કરવાની ફરજ પડી છે કે સંયુક્ત પ્રાંત સરકારના સંયુક્ત પ્રાંતોમાંના અસ્પૃશ્યોની વસ્તીના અંદાજોમાં આ ફેરફારો, દલિતોના પ્રતિનિધિત્વની પધ્ધતિ અંગેના સંયુક્ત પ્રાંત સરકારના મંતવ્યોમાંના ફેરફારની બરોબર થઈ રહે છે. આપણી સમિતિને મોકલેલા તેના પ્રથમ અહેવાલમાં સરકાર પેનલ પરથી નિયુક્તિ પર ઊતરી આવી જયારે તેના આખરી અહેવાલમાં તેણે બેઠકો અનામત રાખવાની ભલામણ કરી. દલિતોની વસ્તી અને તેના પ્રતિનિધિત્વ જેવા આ બે મહત્ત્વના મુદ્દાઓ અંગે જો સરકારનાં મતવ્યો આવી વિચિત્ર ડોલાયમાન સ્થિતિમાંથી પસાર થયા કરતાં હોય તો દલિતોના લક્ષ્ય માટે તે એક હોનારત ગણાશે.

૯. સંયુક્ત પ્રાંત પ્રાંતિક મતાધિકાર સમિતિએ આપેલા અંદાજની વાત કરીએ તો હું નીચેની હકીકતો પ્રત્યે લક્ષ્ય દોરવા માગું છું :

(૧) વસ્તી ગણતરી કમિશનર મી. બ્લન્ટના આંકડા અને ૧૯૨૮માં સરકારના આંકડા પરથી સૌ સંમત થાય છે કે દલિતોની એટલે કે સ્પર્શ દ્વારા અસ્પૃશ્યતા ફેલાવતા માનવીઓની વસ્તી આશરે ૧૧.૫૦ કરોડ અને ૧૩ કરોડની વચ્ચે છે.

તેથી, સમિતિનો આશ્ચર્યકારક ઓછો અંદાજ વાજબી ઠરાવવાનું કામ સમિતિનું છે.

(૨) મને તદ્દન ખાતરી નથી કે જ્યારે સમિતિ એમ કહેતી હોય કે બે દલિત સભ્યો તેના મંતવ્ય સાથે સંમત છે અને સમિતિના બહુમતી સભ્યો, કરારના તમામ અર્થોની બાબતમાં અસમંત હતા. ગમે તેમ પણ, મારે એ બતાવવું જ જોઈએ કે, આ મુદ્દા પર બાબુ રામચરનના અભિપ્રાયની કશી કિંમત નથી. તે દલિત છે પણ એ અર્થમાં કે તે આર્થિક રીતે ગરીબ છે અને શિક્ષણની દૃષ્ટિએ પછાત છે અને અસ્પૃશ્ય વર્ગોના કડક અર્થમાં નહિં.

(૩) ભારતીય મતાધિકાર સમિતિએ અસ્પૃશ્યોના વર્ગીકરણ માટેની બે કસોટીઓ અપનાવી છે - મંદિર પ્રવેશની અને સ્પર્શ દ્વારા અસ્પૃશ્યની સંયુક્ત પ્રાંત પ્રાંતિક મતાધિકાર સમિતિ માત્ર એક જ કસોટી એટલે કે સ્પર્શ દ્વારા અસ્પૃશ્યની કસોટીના આધારે આગળ વધી છે. અને તે પણ કસોટીના વૈચારિક અર્થમાં નહિ પણ શાબ્દિક અર્થમાં.

(૪) આપણા અધ્યક્ષની અસ્પૃશ્યતા અંગેની વ્યાખ્યા અપનાવવામાં પ્રાંતિક મતાધિકાર સમિતિએ સંયુક્ત પ્રાંતોમાં તે અસ્તિત્વમાં છે તે પ્રમાણે" એ વાક્યખંડને દૂર કર્યો નથી.

૧૦. બીજો પ્રશ્ન બહું અગત્યનો એ છે કે મી.બ્લન્ટે અને સંયુક્ત પ્રાંત સરકારે દલિતોની વસ્તીનો અંદાજ બાંધવામાં અપનાવેલી પદ્ધતિ અંગેનો છે. ભારતીય મતાધિકાર સમિતિ એવા અનુમાનના આધારે આગળ વધી છે કે તેણે સ્વીકારેલી બે કસોટીઓ હેઠળ જેઓ આવતા હોય તે તમામ લોકોને અશ્પૃશ્યો તરીકે ગણવા જોઈએ અને ખાસ પ્રતિનિધિત્વના હેતુઓ માટે તે રીતે તેમને માન્ય ગણવા જોઈએ. ભારતીય મતાધિકાર સમિતિએ તેની તપાસ દરમિયાન જોયું કે ભારતમાં જેવી સ્થિતિ છે તે પ્રમાણે તમામ દલિતો અસ્પૃશ્યો નહોતા અને તમામ અસ્પૃશ્યોનો, તેઓની આર્થિક અને શૈક્ષણિક હાલને લક્ષમાં લીધા વગર સમાવેશ કરવો. મી.બ્લન્ટ અને સંયુક્ત પ્રાંતની સરકાર અસ્પૃશ્યો" અને "દલિતો વચ્ચે ભેદ પાડતાં જણાય છે અને તે પણ તદન જુદા જ પ્રકારનો તેમના મત અનુસાર તમામ દલિતો અસ્પૃશ્યો છે. તેમ છતાં, તમામ અસ્પૃશ્યો દલિતોના પ્રકારમાં નથી આવતા. આ તો, પ્રવર્તમાન પ્રથાથી અને

ભારતીય મતાધિકાર સમિતિના નિર્ણયોથી તદ્દન વિરુધ્ધ વાત થઈ ગણાય. પ્રશ્ન માત્ર નામાભિધાનનો જ નથી. તેના દૂરગામી પરિણામો છે જેની અસર પ્રતિનિધિત્વના પ્રમાણ પર પડવાની છે. સંયુકત પ્રાંત સરકાર અને મી.બ્લન્ટ તમામ અસ્પૃશ્યોને પ્રતિનિધિત્વના હેતુઓ માટે તેમની ગણતરીમાં લેતાં નથી. તેઓ માત્ર એ જ અસ્પૃશ્યોને લક્ષમાં લે છે કે જેઓને દલિત કહી શકાય. ભારતીય મતાધિકાર સમિતિ એવા અનુમાનના આધારે આગળ વધે છે કે બે કસોટીઓ લાગુ પાડીને એકવાર અસ્પૃશ્યોનો વર્ગ સુનિશ્ચિત કરવામાં આવે પછી તેણે સ્વીકાર્યું છે કે આ રીતે સુનિશ્ચિત કરાયેલાં અસ્પૃશ્યોના સમગ્ર વર્ગને પ્રતિનિધિત્વના હેતુ માટે લક્ષમાં લેવો જોઈએ- પછી તેમાં વધારાના ભેદ જેવા કે ધનિક અને નિર્ધન, પ્રગતિ અને પછાત, શિક્ષિત અને અશિક્ષિત - નહિ પાડવા જોઈએ, જે મારા અભિપ્રાય પ્રમાણે સાચી કાર્યપધ્ધતિ છે.

મારે એ કહેવાની ભાગ્યેજ જરૂર છે કે હું, મી.બ્લન્ટે અને સંયુકત પ્રાંતની સરકારે અપનાવેલી કાર્યપધ્ધતિ સાથે સંમત નથી.

## ૩. પંજાબમાં દલિતો

૧૧. ૧૯૩૧ની વસ્તીગણતરીમાં આપેલા દલિતો માટેના વસ્તીના આંકડાની બાબતમાં હું બે હકીકતો પ્રત્યે લક્ષ દોરું છું..

(૧) સ્પર્શ દ્વારા અસ્પૃશ્યતા જન્માવતા લોકોની વસ્તી, ૧૯૧૧ની વસ્તી ગણતરી પ્રમાણે ૨ કરોડ, ૮ લાખની હતી જયારે ૧૯૩૧ની વસ્તી ગણતરીમાં અસ્પૃશ્યોની વસ્તી લગભગ ૧ કરોડ ૩ લાખ જેટલી છે.

(૨) ૧૯૧૧ની વસ્તી ગણતરીમાં, સ્પર્શ દ્વારા અસ્પૃશ્યતા જન્માવતી હોય તેવી ગણવામાં આવેલી ૨૩ જ્ઞાતિઓની યાદી આપવામાં આવી છે. ૧૯૩૧ની વસ્તીગણતરીમાં, પંજાબમાં અસ્પૃશ્ય વસ્તી બનાવતી હોય તેવી માત્ર જ્ઞાતિઓનો જ ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

૧૨. અસ્પૃશ્યોની કુલ વસ્તી અને તે કક્ષામાં સમાવિષ્ટ જ્ઞાતિઓની યાદી ૧૯૧૧ અને ૧૯૩૧ વચ્ચે આટલી બધી શા માટે સંકોચાઈ ગઈ હશે તેની હું ખાતરી કરી શકતો નથી. તેમ છતાં, એ જણાવવું જરૂરી છે કે પંજાબના અસ્પૃશ્યોમાં ભૂતકાળમાં કેટલાંક વર્ષો સુધી આડ-ધર્મની પ્રવૃત્તિ ચાલી રહી હતી જેનો ઉદ્દેશ એ હતો કે હિંદુ

પકડમાંથી અલગ થઈ જવું અને પોતાની મેળે આડ-ધર્મીઓના નવા નામ હેઠળ એક ભિન્ન કોમની રચના કરવી. આ પ્રવૃત્તિની તાકાત એટલી બધી હતી કે અસ્પૃશ્યોએ, ૧૯૩૧ની વસ્તી ગણતરીમાં હિંદુઓને બદલે આડ-ધર્મીઓ તરીકે નોંધાવાનું નક્કી કર્યું હતું અને સરકારે તેમની આ લાગણીને માન્યતા આપી હતી અને પંજાબના વસ્તીગણતરી સુપરિન્ટેન્ડન્ટને આડ- ધર્મીઓની નવી કક્ષા શરૂ કરવાની છૂટ આપી હતી. આના પરિણામે પંજાબમાં હિંદુઓ અને અસ્પૃશ્યો વચ્ચે હુલ્લડો થયાં હતાં. પરિણામે, કેટલાક ભાગોમાં અસ્પૃશ્યોએ, તેમની પોતપોતાની જ્ઞાતિઓ જણાવ્યા સિવાય માત્ર આડ-ધર્મીઓ તરીકે પોતાના નોંધાવ્યા હતા અને બીજા ભાગોમાં જયાં તેમને આમ કરતા અટકાવવામાં આવ્યા હતાં ત્યાં, તેમનાં જ્ઞાતિ-નામો હેઠળ હિંદુઓ તરીકે પોતાને નોંધાવ્યા હતા. હું આ હકીકતો એ બતાવવા માટે જણાવું છું કે અસ્પૃશ્યોની સંખ્યો ગણતરીમાં ઊભી કરાયેલી અને પંજાબ સરકાર દ્વારા સ્વીકારાયેલી મુશ્કેલીઓને, પંજાબમાં અસ્પૃશ્યોની સંખ્યા અને યાદી આ રીતે સંકોચાઈ જવા માટે જવાબદાર ગણી શકાય તેથી આ બાબતે કાળજીભરી તપાસ થવી જરૂરી છે.

## ૪. બંગાળમાં દલિતો

૧૩. બંગાળના દલિતોની બાબતમાં એક મહત્ત્વનો પુરાવો છે જેના તરફ હું ધ્યાન ખેંચીશ અને જે પુરાવા પરથી જણાય છે કે ૧૯૧૧ની બંગાળ વસ્તી ગણતરીમાં આપેલી યાદી, બંગાળમાં પરંપરાગત રીતે અસ્પૃશ્ય જ્ઞાતિઓ તરીકે ગણવામાં આવેલી જ્ઞાતિઓની સાચી સંખ્યા-ગણતરી છે. હું ૧૮૦૯ના વિનિમયની કલમ ૭નો ઉલ્લેખ કરું છું. (આ વિનિયમ ૧૮૦૬ના વિનિમયો ૪ અને ૫ને રદ કરવા માટે હતો અને જગન્નાથ આવતા યાત્રાળુ પાસેથી વેરા લેવા માટેના ઉક્ત વિનિયમોમાં ઘડાયેલા નિયમોને બદલે નિયમો મૂકવા માટે હતો અને મંદિરના વહીવટ અને કામકાજની દેખરેખ માટે હતો, અને ગવર્નર જનરલ ઈન કાઉન્સિલે તે પસાર કર્યો હતો) જેમાં, પુરી ખાતેના જગન્નાથના મંદિરમાં પ્રવેશમાંથી જેમને નિષેધ ફરમાવાયો હતો તેવી જ્ઞાતિઓની નીચેની યાદી આપવામાં આવી છે :

(૧) લોલી અથવા કાશી, (૨) કલાલ અથવા સુનરી, (૩) મચ્છુ, (૪) નામસુદ્ર અથવા ચાંડાલ, (૫) ઘુસકી, (૬) ગઝુર (૭) બાગડી, (૮ ) જોગી અથવા નુરબાફ,

(૯) કહાર-બૌરી અને દુલિયા, (૧૦) રાજબંસી, (૧૧) પીરાલી, (૧૨) ચમાર, (૧૩) ડોમ, (૧૪) પાન, (૧૫ ) ટીયાર, (૧૬) ભુઈન્નલી અને (૧૭) હરિ.

આ સંખ્યા-ગણતરી ૧૯૧૧ની વસ્તી ગણતરીને મળતી આવે છે અને આમ તેની સચ્ચાઈનું સમર્થન કરે છે. સાથે સાથે તે એ પણ દર્શાવે છે કે ૧૦૦ વર્ષની મુદત દરમિયાન બંગાળના અસ્પૃશ્યોના સામાજિક દરજ્જામાં કશો ફેરફાર થયો નથી.

૨. સંયુક્ત પ્રાંતો, બંગાળ અને પંજાબ-એ ત્રણ પાંતોના સંબંધમાં જ્યાં દલિતોની વસ્તીના પ્રશ્ન અંગે અસંમિતિ હોય ત્યાં હું એ હકીકત પરત્વે લક્ષ દોરવા માગું છું કે ભારતીય મતાધિકાર સમિતિ અસ્પૃશ્ય વસ્તીની સુનિશ્ચિતતા માટે બે ભિન્ન કસોટીઓના આધારે આગળ વધી છે. જ્યારે પ્રાંતિક સરકારો અને પ્રાંતિક સમિતિઓએ દેખીતી રીતે એકમાત્ર કસોટી એટલે કે સ્પર્શ દ્વારા પ્રદૂષણ જન્માવતી કસોટીનું અનુસરણ કર્યું છે.

## ૫. નામાભિધાન

૧૪. બંધારણમાં સૂચવેલા ફેરફારોના આધારે મતદારયાદીઓની સુધારણા એ દલિતો માટે યોગ્ય અને ઉચિત નામાભિધાન રાખવાના પ્રશ્નની વિચારણ કરવા માટેનો બહુ સારો પ્રસંગ છે. તેથી, હું આ પ્રશ્ન અંગે મારો અભિપ્રાય વ્યક્ત કરવા ઈચ્છું છું. હવે "દલિતો" તરીકે ઓળખાતી હોય તેવી કોમોના પ્રશ્ને, તેમના વર્ણન માટે એ શબ્દના ઉપયોગ સામે ઠીકઠીક વિરોધ છે. કમિશન સમક્ષ આવેલા જુદા જુદા સાક્ષીઓએ આવી લાગણી વ્યક્ત કરી છે. ઉપરાંત "દલિતો" એ શબ્દના કારણે વસ્તી ગણતરીમાં ભારે ગોટાળો ઊભો થયો છે કારણ કે તેમાં જેઓ કડક અર્થમાં અસ્પૃશ્યો નથી તેવા બીજા લોકોનો પણ સમાવેશ કરવામાં આવ્યો છે. બીજું, તેનાથી એવી છાપ ઊભી થઈ છે કે દલિતો એક નીચી અને નિ:સહાય કોમ છે. જ્યારે હકીકતમાં, દરેક પ્રાંતમાં તેમના સંખ્યાબંધ લોકો સુસમૃદ્ધ અને સુશિક્ષિત છે, અને સમગ્ર કોમ, તેની જરૂરિયાતો પ્રત્યે સભાનતા કેળવતી જાય છે અને ભારતીય સમાજમાં માનભર્યો દરજ્જો પ્રાપ્ત કરવા માટેની મહત્ત્વાકાંક્ષા પ્રગટી છે અને તે સિદ્ધ કરવાના ભગીરથ પ્રયાસો કરી રહી છે. આ બધાં કારણોસર "દલિતો" એ શબ્દ અનુચિત અને અયોગ્ય છે. આસામના વસ્તીગણતરીના સુપરિન્ટેન્ડેન્ટ મી. મુલ્લન, અસ્પૃશ્યોને આવરી લેવા માટે "બ્રાહ્ય

જ્ઞાતિઓ એ નવો શબ્દપ્રયોગ ઉપયોગમાં લાવ્યા છે. આ નામાભિધાનના ઘણા ફાયદા છે. જે અસ્પૃશ્યો હિંદુ ધર્મની અંદર છે પણ હિંદુ સમાજની બહાર છે તેમની સ્થિતિની તેમાં ચોકકસ વ્યાખ્યા કરવામાં આવી છે અને જે હિંદુઓ આર્થિક રીતે અને શિક્ષણની દૃષ્ટિએ દલિત છે પણ જેઓ હિંદુ ધર્મની અંદર છે અને હિંદુ સમાજની બહાર છે. તેમનાથી તેમને અલગ પાડે છે. એ શબ્દપ્રયોગના બીજા બે ફાયદા છે. દલિતો - એ અસ્પષ્ટ શબ્દના ઉપયોગ દ્વારા હમણાં જે ગૂંચવાડો થાય છે તે તેના કારણે દૂર થાય છે અને સાથેસાથે તે માનભંગ કરનાર શબ્દ નથી. આપણી સમિતિ આ અંગે ભલામણ કરે તેટલી સક્ષમ પોતાને લાગી નહોતી. પરંતુ, દલિતોના પ્રતિનિધિ કરીકે મને એમ કહેવામાં સંકોચ નથી કે વધુ સારું નામાભિધાન શોધી કાઢવામાં ન આવે ત્યાં સુધી દલિતોને હવે પછી "બાહ્ય જ્ઞાતિઓ અથવા "બાકાત જ્ઞાતિઓ" તરીકે વર્ણવેલી જોઈએ, દલિતો તરીકે નહિ.

## ૬. અનામત

૧૫. આ નોંધ પૂરી કરતાં પહેલાં સમિતિ પરના મારા મુસ્લિમ સાથીઓએ જે અનામતની માગણી કરી છે તે જ અનામતની માગણી હું કરું છું. એટલે કે મજૂર સ્ત્રીઓને અને બીજાં ખાસ હિતોને બેઠકોની ફાળવણીની અસર, ગોળમેજી પરિષદ સમક્ષ રજૂ કરેલા લઘુમતી કરારમાં દલિતોએ માગેલી બેઠકોના પ્રમાણ પર થવી જોઈએ નહિ.

૧લી મે, ૧૯૩૨

બી.આર. આંબેડકર

# શબ્દસૂચિ

# શુધ્ધિ પત્રક

## પૃ-૧૨૯-"ખ"

આ ડૉ.આંબેડકરનું 'પ્રવચન નહિ' પરંતુ 'આવેદનપત્ર' છે.'ખ'પ્રસ્તુત આવેદનપત્રમાં **'પછાત વર્ગો'** અને .**'દલિતવર્ગો'**શબ્દો એકબીજાના પર્યાય તરીકે વાંચવા....

**સ્થળ :** દામોદર હોલ,પરેર, મુંબઇ,૧૨, ઇન્ડિયા.

**તારીખ :** ૨૯ મી,મે,૧૯૨૮

બહિષ્કૃત હિતકારણીસભાના (મુંબઇ) ઉપક્રમે પ્રસ્તુતકર્તા :

**ડૉ.ભીમરાવ આર. આંબેડકર, M.A,Ph.d, D.Sc** બાર એટ લૉ મુંબઇ લેજીસ્ટેટીવ કાઉન્સિલના સદસ્ય

## પૃ-૧૩૦

પ્રથમ ફકરાની દશમી પંક્તિ પછી નીચેનું લખાણ'ઉમેરી'વાંચવું.....

....ગઇ .ત્યારે તેનું નામ **'બોમ્બેનેટિવ સ્કૂલબુક'**અને **'સ્કૂલ સોસાયટી'**હતું. ૧૮૨૭માં તેનું નામ બદલીને **'બોમ્બે એજયુકેશન સોસાયટી'** રાખવામાં આવ્યું મા.માઉન્ટ સ્ટુઅર્ટ એલ્ફીસ્ટન આ સોસાયટીના પ્રથમ પ્રમુખ થયા. ઉપપ્રમુખ મુખ્ય ન્યાયધીશ અને કારોબારી સમિતિમાં મુંબઇ સરકારના ત્રણ અધિકારી નીમાયા હતા. જયારે મેનેજીંગ કમિટી બાર યુરોપિયન અને બાર સ્થાનિક લોકોને બની હતી. સદાશિવ કાશીનાથ છત્રે અને કેપ્ટન જયોર્જ જેવીસ- બન્ને મંત્રીઓ હતા.

## પૃ-૧૫૨-'ગ'

આ **'પ્રવચન'** નહિ પરંતુ...**' આવેદન પત્ર'** વાંચવું

**સ્થળ - તારીખ** તેમજ અન્ય વિગતો ઉપર પૃ-૧૨૯ મુજબ સુધારીને વાંચવી...

## પૃ-૧૯૦

સ્થળ - પૂના ઉમેરી વાંચવું.

## પૃ-૧૯૧

નોધ - **'ઇન્ડિયન સ્ટેચ્યુટરી કમિશન'** વોલ્યુ-૧૫ સિલેકશન ફોરમ મેમોરન્ડમ એન્ડ ઓરલ એવીડેન્સ, પાર્ટ-૧, પબ્લીશ હીઝ મેજેસ્ટીસ સ્ટેચ્યુટરી ઓફિસ, લંડન,૧૯૩૦ પૃષ્ઠ ૫૨-૭૫. આ કમિશન**'સાયમન કમિશન'** તરીકે જાણીતું હતું. કારણકે સર જહોન સાયમન તેના પ્રમુખ હતા.

## પૃ-૨૩૯

આ નોધ- 'રિપોર્ટ ઓફ ઇન્ડિયન ફ્રેન્ચાઇઝ કમિટિ' વોલ્યુ-૧(બીજી આવૃતિ) પૃ-૨૦૨-૧૧ ઉપરથી લેવામાં આવી છે. આ કમિટિની રચના ગોળમેજી પરિષદમાં ડીસેમ્બર,૧૯૩૧ માં કરવામાં આવી હતી. જેમાં ૧૮ સદસ્ય હતાં, ડૉ.આંબેડકર તેમાના એક સદસ્ય હતાં. માર્કયુસ ઓફ લોથિયન સી.એચ.પાર્લામેન્ટરી અન્ડર સેક્રેટરી -ઇન્ડિયા તેના ચેરમેન હતા.

●સંપાદક




સ્વતંત્રતાને ગમે તેવી મહાનમાં
મહાન વ્યક્તિની આગળ
સમર્પિત ન કરવી જોઈએ.....
વ્યક્તિપૂજા, પતન
અને સરમુખત્યારશાહીનો
માર્ગ છે.

ડૉ.ભીમરાવ આંબેડકર

ડૉ. આંબેડકર સાયમન કમિશન સાથે ગ્રંથ-૮